# દિવ્ય-જ્યોતિ.




કર્તા:

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

મુ. નડીઆદ.





પ્રકાશક:

સોમાલાલ મંગળદાસ શાહ,

અધિપતિ—'ગુજરાતી પંચ' અમદાવાદ.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું

ઠે. પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.





પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦૦.

મૂલ્ય રૂા. ૧-૮-૦

# "ગુજરાતી પંચ" પત્ર તરફથી આપવામાં આવેલી ભેટો

| નામ. | કીંમત. |
| --- | --- |
| ૧ માલતી અથવા આર્યોના સાંસારિક દુર્ગુણોથી થતી ખુવારી ... ... ... | ...૧-૦-૦ |
| ૨ શ્રીગીતા અથવા વીજળી ગામડીયણ ... | ...૧-૦-૦ |
| ૩ સંસારયાત્રા ... ... ... ... | ...૦-૧૨-૦ |
| ૪ શૈલપુરની સુંદરી ... ... ... | ...૧-૦-૦ |
| ૫ અયોધ્યા અને અંગ્રેજ ... ... ... | ...૧-૮-૦ |
| ૬ અલક્ષ્ય જ્યોતિ ... ... ... | ...૧-૮-૦ |
| ૭ ઉષાકાન્ત ... ... ... ... | ...૧-૮-૦ |
| ૮ પદ્મનાભ ... ... ... ... | ...૧-૮-૦ |
| ૯ મધુકર ... ... ... ... | ...૧-૮-૦ |
| ૧૦ જ્યોતિપુંજ ... ... ... ... | ...૧ |
| ૧૧ શાન્તિદા ... ... ... ... | ...૦-૧૨-૦ |
| ૧૨ પ્રિયકાન્ત ... ... ... ... | ...૧-૮-૦ |
| ૧૩ સિતારનો શોખ તથા સુરબાળા ... ... | ...૧-૮-૦ |
| ૧૪ લલિત મોહન... ... ... ... | ...૧-૮- |
| ૧૫ શ્વેતભાનુ ... ... ... ... | ...૧-૮- |
| ૧૬ રાવણું કુમારી ... ... ... ... | ...૧-૦-૦ |
| ૧૭ કુંજબાળા ... ... ... ... | ...૧-૦-૦ |
| ૧૮ સત્યસિંહ ... ... ... ... | ...૧-૮-૦ |
| ૧૯ કિરણસિંહ ... ... ... ... | ...૧-૮-૦ |
| ૨૦ મથુરા કિંવા વાગ્દસંજ્ઞા ... ... ... | ...૧-૮-૦ |
| ૨૧ સ્નેહલતા અને ભેદભર્યું ખુન ... ... | ...૧-૮-૭ |
| ૨૨ ભોળો ભીમદેવ... ... ... ... | ...૧-૮-૦ |
| ૨૩ મંજરી ... ... ... ... | ...૧-૦-૦ |
| ૨૪ વીર રમણી ... ... ... ... | ...૧-૮-૦ |
| ૨૫ સભ્યાની બાહલ્યા ... ... ... | ...૧-૦-૦ |
| ૨૬ ભિષ્મ પ્રતિજ્ઞા ... ... ... | ...૧-૦-૦ |

# નિવેદન.

ગુર્જર પ્રજામાં હાલમાં નવલકથાઓ વાંચવાનો શોખ વધ્યો છે. એ શોખને પોષવા માટે થતા અનેક યત્નોમાં, આ એક વિશેષ યત્નનું ઉમેરણુ આવકારદાયક થઇ પડશે, એવી આશા છે.

આ પુસ્તકમાં મુખ્ય મુદ્દો પ્રેમ–લગ્નોને લગતો જોવામાં આવશે. હિંદુ સંસારમાં અધુનિકકાળમાં પ્રેમ–લગ્નો નથી. પાશ્ચાત્ય પ્રજામાં અત્યારે છે; પરંતુ તેમાં સંવનનની પ્રથા હોવાથી અને સંવનનના ગેરલાભોથી આપણે માહિત હોવાથી પાશ્ચાત્ય પ્રજાનું અનુકરણુ કરવા તરફ તિરસ્કાર દર્શાવીએ છીએ. ઋષિ મુનિઓની ભૂમિ આર્યાવર્ત્તમાં સ્ત્રીજાતિના શીયળની મહત્તા અત્યંત હોવાથી અને પતિને પરમેશ્વરરૂપ ગણુવાનું આર્યશાસ્ત્રોએ પોકારીને કહ્યું હોવાથી અનીતિના પંથનો જ્યાં શક ઉપજે ત્યાં આર્યપ્રજા જતી અટકે, એ સ્વાભાવિક છે અને તેથી આ પુસ્તકમાં એમ નથી જણુાવ્યું કે, પાશ્ચાત્ય પદ્ધતિનું અનુકરણુ કરવું.

પ્રેમ–લગ્ન એ શબ્દથી ભડકવાની જરૂર નથી. પ્રેમ–લગ્ન એટલે ..ન પહેલાં કન્યા ગમે તે કોઇ પરપુરૂષના સંબંધમાં આવીને સ્વચ્છંદપણે ચાહે તેમ ફરે હરે, એવું કહેવાનો આશય નથી, એટલું અત્રે ખાસ સ્પષ્ટ કરવાની જરૂર જણુાય છે. પ્રેમ–લગ્ન, એ શબ્દથી આર્યાવર્ત્તનો આખો પુરાણુકાળ વાચકવૃન્દ સમક્ષ ખડો કરવાનો ઉદ્દેશ છે. તે કાળમાં સુભદ્રા અને અર્જુન, રૂકિમણિ અને કૃષ્ણચન્દ્ર, સાવિત્રી અને સત્યવાન, તપ્તિ અને સંવરણુ, દમયંતી અને નળરાય ઇત્યાદિ આદર્શ યુગલોએ નીતિનિયમોથી અને સંયમથી આર્યસંસ્કૃતિને દીપાવીને ઇચ્છિત લગ્નના આશયો સાધ્યા હતા. પ્રેમ–લગ્ન એ શબ્દ સાથે આર્યાવર્ત્તના પુરાણુકાળની સ્વયંવર પ્રથા તરફ આધુનિક કાળના વાચકવૃન્દનું લક્ષ જવું ઘટે છે. એ પુરાણુ કાળમાં કન્યાઓ ઉચ્ચશિક્ષણોપેત, લજ્જાભૂષણુથી વિભૂષિત, ગુણુવતી, સચ્ચારિત્રવતી અને શીયળવતી હતી. જ્ઞાન કિંવા શિક્ષણુ રૂપ અંજન નેત્રકમલમાં આંજીને; કુટુંબની લજ્જાને અને ગૌરવને હૃદયમાં ધારણુ કરીને અને શ્રી પરમાત્માને મસ્તકે રાખીને આર્યાવર્ત્તના પુરાણુકાળની કન્યાઓએ પોતાના વડીલોની કીર્ત્તિને ઉજ્જવલ રાખી હતી. દુર્ભાગ્યે, એ પુરાણુકાળ હવે આ દેશમાં દેખાતો નથી! સ્વયંવરની પ્ર... ભુંસાઇ ગઇ છે; લગ્નની બાબતમાં આધુનિક કાળમાં કન્યાઓને કાંઇ અવાજ નથી અને પૂર્વકાળનાં ઉત્તમ લગ્નોને

બદલે બાળલગ્ન, અને વૃદ્ધલગ્ન જોવામાં આવે છે ! પૂર્વકાળમાં લગ્ન સમયે કન્યાના પિતા તરફથી જમાઇને કન્યાદાન ઉપરાંત અન્ય પ્રકારનું વિશેષ દાન અપાતું અને કન્યાને પરણાવવા બદલ જમાઇ પાસેથી એક બદામ પણ પોતાના ખાનગી ઉપયોગ માટે લેવાતી નહીં. આજ આપણે શું જોઇએ છીએ ? કન્યાવિક્રય અને વરવિક્રયના રિવાજોએ પોતાનાં મૂળ આપણામાં ઉંડાં રોપી દીધાં છે !

પ્રેમ-લગ્ન, એ શબ્દ વડે લગ્નને લગતી તમામ કુરૂઢિયો દૂર કરાવવાનો ઉદ્દેશ આ નવલકથામાં રખાયો છે. કન્યા ઢીંગલી હોય ત્યારથીજ તેને પરણાવવી દેવાને બદલે ઓછામાં ઓછી ૧૬ વર્ષની વયની થવા દેવામાં આવે; તેને આર્યસંસ્કાર પ્રમાણે શિક્ષણ આપવામાં આવે; તેના ઉપર ઘટતી દેખરેખ રાખવામાં આવે કે જેથી તે અનીતિને માર્ગે દોરાઇ જાય નહીં; તેને અનેક પ્રકારની ઉત્તમ આર્યકલાઓ શીખવવામાં આવે; અને એ બાદ જ્યારે તેનાં લગ્નનો પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યારે તેનો પોતાનો અભિપ્રાય પૂછીને તેને અનુકૂલ સ્થાને વરાવવામાં આવે, એજ હેતુ આ પુસ્તકમાં વાપરેલા પ્રેમલગ્ન શબ્દનો છે. સંવનનનું અનુકરણ આપણે કરીશું નહીં; પરંતુ એક વાત સ્પષ્ટ કરવાની કે, નિર્દોષ રીતે અને વડીલોના દેખરેખ નીચે કન્યાઓ જેમ પોતાનાં ભાઇભાંડુને મળે તેમ અન્યને મળવા દેવામાં અંતરાય નાંખવા જેવી સંકુચિત વૃત્તિ ચાલુ રાખવાની હિમાયત કરી શકાય નહીં. પોતાનાં શિયળ સાચવીને કન્યાઓ કદાપિ ઇતર યુવકો સાથે નિર્દોષ જ્ઞાનગોષ્ઠિ કરે, વિચારોનો વિનિમય કરે, એમાં તેમના ઉપર દોષારોપણ કરીને કિંવા તેમને અટકાવીને જે માબાપો તેમના ઉપર નિર્દયપણે ખોટો દાબ રાખવા મથે છે, તેઓ માબાપો તરીકે નહીં પણ કસાઇઓ તરીકેની ગરજ સારનાર વ્યક્તિઓ ઠરે છે.

પ્રેમ-લગ્ન, એ સુખી ગૃહસંસારની ઉત્તમ ચાવી છે. આપણામાં એક એવી અધમ પ્રથા દાખલ થઇ ગઇ છે કે, 'વર પેશાવરનો તો લાડા લંકાની' એમ દૂર દૂરનાં વરકન્યાને તેમના પોતાની સંમતિ વિના પરણાવી દેવાય છે ! પરિણામે આપણે શું જોઇએ છીએ ? દુઃખી ગૃહસંસારનાં પ્રદર્શનો ! પરણ્યા પછી કોઇ પતિ જન્મારા સુધી પત્નીને બોલાવતો નથી-તેના પ્રત્યે તેને અણગમો આવે છે; કિંવા પત્ની, પતિથી અસંતુષ્ટ બનવાથી અનીતિપંથે ચઢી જાય છે. આવી વસ્તુસ્થિતિ દૂર કરવા માટે લગ્ન પૂર્વે તેઓને પરસ્પર ગુણોનો, વિચારોનો અને યોગ્યતાનો પરિચય કરાવવો શું ઘટતો નથી ?

જ્ઞાતિનાં વર્તુલ તજી દઇને ચાહે તે કન્યા ચાહે તેને અથવાતો રસ્તે જનારપર મોહિત થતાં તેને વરે, એ માર્ગ ઉચિત નથી. પાશ્ચાત્ય પ્રજાનાં પ્રેમ–લગ્નોથી અને તેમનામાં પરણ્યા બાદ થતા છૂટા છેડાઓથી આપણે શીખ્યા છીએ કે, ગમે તેને વરવાની છૂટ તો નુકશાનકારક છે; આથી આપણી જ્ઞાતિઓનાં વર્તુલ કાયમ રાખીને તેમાંથી વર પસંદ કરવાની પ્રથા કાયમ રાખવી જોઇએ. પ્રશ્ન કરવામાં આવશે કે, નિજજ્ઞાતિમાં યોગ્ય વર ન મળે તો ? સામો પ્રશ્ન એ છે કે, એવા વર ન કેમ મળે ? જેમ કન્યાઓને ઉચ્ચ શિક્ષણો-પેત કરવાનું આગળ કહ્યું તેમ પ્રત્યેક જ્ઞાતના પ્રત્યેક છોકરાને શા માટે ઉચ્ચ શિક્ષણોપેત બતાવવામાં ન આવે ? માબાપો કાળજી રાખીને પોતાના પુત્રોને ઉચ્ચ શિક્ષણ આપે; ગુણવન્ત અને ઉચ્ચ ચારિત્રવન્ત બનાવે તો પછી યોગ્યવરની અછતનો પ્રશ્નજ ક્યાં ટકી રહે છે ? ખેદની વાત છે કે, આધુનિક હિંદુ સંસારનાં માબાપો ગેર-કાળજીવાળાં છે. એ ગેરકાળજીને પરિણામે સારા ગુણવાળા છોકરા-ઓની તંગી માલુમ પડે છે; જેથી મુશ્કેલીઓ ઉભી થાય છે. એ મુશ્કેલીઓ દૂર કરવા માટે મૂળ પાયો સાબૂત રાખવો જોઇએ– માબાપોએ પોતાનાં સંતાનને આદર્શ સંતાન બનાવવાં જોઇએ. જો તેમ થશે તો જ્ઞાતિઓનાં વર્તુલોમાંજ કન્યાઓને સારા વર મળી રહેશે.

જો બધાં જ કેળવણીવાળાં હોય તો પછી પસંદગીનાં લગ્નની શી જરૂર છે, એવો પ્રશ્ન કદાચ કોઇને થશે. એના ખુલાસામાં જણા-વવું જોઇએ કે, કેળવણી મળવા છતાં પણ વિચારોમાં ભેદ રહે છે, એ અજાણ્યું નથી. પસંદગીનાં લગ્ન અથવા પ્રેમ–લગ્ન એ શબ્દથી એવું સૂચન થય[illegible] સમજવાનું છે કે, સમાન વિચારોવાળાં વરકન્યાનાં લગ્ન. કન્યાઓ [illegible]તાની દેખરેખનીચે વિવિધ યુવકોના પરિચયમાં આવીને તેમના [illegible]ી વાકેફ બને કિંવા માતાપિતા જ યુવકોના વિચારો સાથે પોતાન[illegible] કન્યાઓના વિચારોની સરખામણી કરી જુએ અને તે પછીજ સમાન વિચારોવાળાં વરકન્યાને જોડે તો તે ઉભયનો ગૃહસંસાર નિષ્કંટક અને સુખી વહેવાનો દરેક સંભવ છે.

આ કથાનકમાં ગૂંથેલી વસ્તુસંકલનાની કસોટી, ઉપર્યુક્ત દૃષ્ટિબિંદુઓથી કરવામાં આવે અને પ્રેમ–લગ્ન એ શબ્દથી જેમ અત્યારે કેટલાંક માબાપ ચોંકી ઉઠે છે તેમ ચોંકી ન ઉઠતાં વિવેક પુરઃસર સુયોગ્ય લગ્નો કરવા તરફ પ્રેરાય એવી આશા રાખવી, શું આકાશ કુસુમવત્ છે ? પુરાણકાલ સમાન વર્તમાનકાળ બને; આર્યસંસ્કૃતિની

ઉત્તમતા પુનઃ આ ભારતભૂમિમાં સ્થાપિત થાય અને લગ્નની અધમ રૂઢિયોનો અત્યારે આપણામાં જણાતો પ્રભાવ નિર્મૂળ થઇને શ્રીરાધા કૃષ્ણ, શ્રીસીતારામ તથા શ્રીપાર્વતીમહેશ સમાં આદર્શ દંપતીઓ ના જેવાં, સુખી ગૃહસંસાર ચલાવતાં યુગલો અહીં તહીં વિહરા રહે એજ મહેચ્છા.

આ કથાનકમાં પ્રેમ-લગ્નનો ઉદ્દેશ હોવા ઉપરાંત સેવાકાર્ય તેમજ હાલની કેટલીક હિલચાલો જેવી કે ખાદી, દારૂનિષેધ, હિંદુ-મુસ્લીમ એકતા ઇત્યાદિ પ્રચલિત કરાવવાનો ઉદ્દેશ છે. શ્રીમંતો પોતાના ધનનો સદુપયોગ શી રીતે કરી શકે; ગરીબોની આંતરડી ઠારનાર કેવાં અનંત સુખ પામી શકે; ભાગ્યવશાત્ સન્મિત્રો મળી રહેતાં આપત્તિના મહાસાગરમાંથી પણ માણસ કેમ તરી શકે, એ બતાવવા વિવિધ પાત્રો દ્વારા પ્રયાસ કર્યો છે. ધનસંગ્રહની લોભવૃત્તિ અને પરદારામાં મોહવૃત્તિ રાખવાથી જીવન કેવા દુઃખી બને છે, એ પણ બતાવ્યું છે. વસ્તુસંકલનાની ગુંથણીમાં આ નમ્ર લેખકને સફલતા મળી છે કે કેમ, અને ફ્રેંચ નવલકથાકાર મોં. એલેકઝાન્ડર ડૂમાના જેવી સંવાદપ્રધાન શૈલિ સફલતાથી રજૂ થઇ શકી છે કે કેમ, એની પરીક્ષા ક્ષીરનીરન્યાયે કરવાનું કાર્ય સુજ્ઞ વાચકવૃન્દનું છે.

અંતમાં આ પુસ્તકના પ્રકાશક અને આ નમ્ર લેખકના મુરબ્બી શેઠ સોમાલાલ મંગળદાસ શાહે આ પુસ્તક પ્રકટ કરવા કૃપા કરી તે માટે તેમનો અત્રે અંતઃકરણપૂર્વક આભાર માની એટલીજ વાંચ્છના રાખવાની કે: **સર્વે જનાઃ સુખીનો ભવન્તુ ।**

| વિજયાદશમી;<br>વિક્રમાર્ક સંવત્સર<br>૧૯૭૯; શુક્રવાર. | ધનશંકર હીરાશંકર ત્રિપાઠી. |
|---|---|

# અનુક્રમણિકા.

---



## 'વેસ્ટ એંડ' વૉચ ઘડીઆળો

## હવે વધારે સોંઘા થયાં છે

આ વર્ષે અમારી સ્ટેંડર્ડ લાઈનના તમામ ભાવોમાં ઘણો ઘટાડો કરવામાં આવ્યો છે અને તમે હમણાંજ એક ઘડીઆળ ખરીદવામાં ઠીક કરેલું ગણાશે.

હાલના ઘટાડાઓને અનુસરીને એક તદ્દન નવું ઉંચા વર્ગનું ઘડીઆળ લોકપ્રિય ભાવથી રજૂ કરતાં અમને હર્ષ ઉપજે છે.

### 'ધી ઇન્ડેકસ'

**ચાવી વગરનું લીવર વૉચ**



**નિકલ સિલ્વર**

ચપટા કાચવાળું ... ... ... રૂ. ૧૬

લેન્સના આકારનું ગોળ કાચવાળું ... રૂ. ૧૭

**નવું અપ ટુ ડેટ મ્હોટું કેટલૉગ તદ્દન મફત.**

**WEST END WATCH CO.**
**BOMBAY & CALCUTTA.**

**વેસ્ટ એન્ડ વૉચ કં.**
**મુંબાઇ અને કલકત્તા.**

# દિવ્ય-જ્યોતિ.

## પરિચ્છેદ ૧.

### ડાકાની કડક આજ્ઞા.

મુંબાઇમાં મલાડના શાન્ત પરામાં જે વખતે શાંતિથી સૌ કોઇ નિદ્રાદેવીને અધીન થયલાં હતાં અને જાણે પરામાં કોઇનીજ વસ્તી ન હોય એવો શૂન્યકાર પ્રસરી રહ્યો હતો તે વખતે રાતના ૧૧ વાગ્યાની એક લોકલ મલાડ સ્ટેશને ગર્જના કરતી આવી પહોંચી. ફડાફડ લોકલનાં ડબ્બાઓનાં બારણાં ઉઘડયાં અને એક ક્ષણના અરસામાં દશેક માણસો તેમાંથી ઉતર્યા. બારણાં પાછાં એજ ઢબે બંધ થયાં અને લોકલ ચાલી ગઇ. સ્ટેશને ઉતરેલાં માણસો પ્લેટ-ફોર્મ બહાર નીકળ્યાં. ઉતારૂઓની ટિકિટો લેવા માટે જે માણસ ઝાંપામાં ઉભો હતો તેણે એક યુવકની ટિકિટ લેતાં લેતાં કહ્યું: "શેઠ સાહેબ, કાંઇ ખૂબ ઉતાવળમાં જણાઓ છો ને શું ?"

જે યુવકને ઉદ્દેશીને આ પ્રશ્ન કરવામાં આવ્યો હતો તે તરત ઝાંપા આગળ થોભી ગયો. તેણે સફેદ અને સ્વચ્છ કપડાં પહેર્યાં હતાં. તેનો ચહેરો તેજસ્વી અને શ્વેતવર્ણો હતો. તે શરીરે હૃષ્ટપુષ્ટ હતો. હસમુખો ચહેરો રાખીને તેણે જવાબ દીધો: "ઉતાવળ જેવું તો ખરૂંજ ને ? વળી ચિંતા કરવા જેવું પણ ખરૂં !"

"ના, ના, આપ સાહેબ ધારો છો એટલું બધું ચિંતા કરવા જેવું કાંઇજ નથી. હમણાં ૧૦ાા દશની લોકલમાં ડા. ખરે ગ્રાંટરોડ ગયા. તેઓ કહેતા હતા કે, કાકા સાહેબની તબિયત હવે સુધારા ઉપર છે." ટિકિટ કલેકટરે કહ્યું.

"એમ ?"

"સહવારે ચિંતાજનક મામલો હતો. પણ સાંજ પછી તો કાકાસાહેબની પ્રકૃતિ સુધરી છે. શું આપ મુંબાઇમાં નહોતા ?"

"ના, હું વડોદરે ગયો હતો. અને ૧૦ વાગે તાર મળ્યો તે પછી હું આ તરફ આવવા નીકળી પડયો. પણ સાંજના જરૂરી કામે

મુંબાઇમાં રોકાઇ ગયો અને આ છેલ્લી લોકલ હાથ આવી એટલે ચઢી બેઠો." યુવકે જવાબ દીધો.

"વાહ સાહેબ, હવે આપને રોકવા નકામા છે," એમ કહીને ટિકિટ કલેકટરે તે યુવક સાથે હાથ મેળવ્યો અને "સાહેબજી" એટલુંજ હસતા વદને પણ પૂર્ણ સભ્યતાથી કહીને યુવક પ્લેટફોર્મ બહાર પડયો.

સ્ટેશન બહાર એક ગાડી ઉભેલી હતી. તે ગાડી પાસે જતાંજ તે બોલ્યોઃ "કોણુ માધુ છે કે?"

"હા શેઠ સાહેબ, પધારો. આપનીજ હું રાહ જોઉં છું."

"તને મારા માટે બહુ રાહ જોવી પડી હશે ખરૂં?" યુવકે પૂછ્યું.

"નહીં રે, સાહેબ, આપને ખાતર થોભવું પડે તોયે શી વિસાતમાં?" એમ કહીને ગાડીવાને ગાડીનું બારણું ઉઘાડયું અને યુવક ગાડીમાં બેઠા બાદ ઘોડાને ચાબુક લગાવીને ગાડીવાને ગાડી હાંકી.

રસ્તામાં યુવકે પરચુરણ વાતો ગાડીવાન સાથે કરી અને પાંચેક ક્ષણના અરસામાં ગાડી એક બંગલા આગળ આવીને ઉભી રહી. તરતજ માળી એક ફાનસ સાથે ઝાંપા આગળ આવીને ઉભો રહ્યો અને ગાડી ઝાંપામાં દાખલ થતાંજ ફાનસ ઉંચું કરીને સલામ કરતો તે બોલ્યાઃ "રામ, રામ, કુમાર શેઠ."

"રાઘુ કે?"

"હા, સરકાર"

"મઝામાં ને?"

"આપની મહેરબાનીથી, મઝામાં છું શેઠ સાહેબ."

બંગલાના બાગમાં થઇને ગાડી "પોર્ટિકો" માં આવીને થોભી. બારણામાં બે નોકરો ફાનસ લઇને ઉભા હતા. તેઓએ નીચા વળીને સલામ ભરી એટલે બન્ને જણના ખભા ઉપર પોતાના બન્ને હાથ મૂકીને યુવકે કહ્યું: "કેમ ચાલે છે?"

એકે જવાબ દીધોઃ "આપ જેવાની છાયામાં રહેતાં અમને શું દુઃખ હોય, શેઠ સાહેબ?"

"અને તું કેમ બોલ્યો નહીં, રામા?"

"સરકાર, અમને કોઇને તમે સાથે ન રાખ્યા તેથી તમારી તબિયત બરાબર જણાતી નથી, એ જોઇને મને દિલગીરી થઇ; તેના વિચારમાં હું પડી ગયો હતો."

"તું તો સદાયે તર્કશાસ્ત્રી જ રહેવાનો!" હસતે વદને આવી ટીકા કરીને તે અંદર ગયો.

દીવાનખાનામાં તે દાખલ થયો એટલે એક બાળાને વચ્ચોવચ્ચ આરસપહાણના ગોળ ટેબલ આગળ ભરતકામ કરતી બેઠેલી તેણે જોઇ. તેને જોતાંજ બાળાએ ભરતકામ ટેબલ ઉપર મૂકી દીધું અને ખુરશીમાંથી ઉઠીને ઉભી થઇ. યુવકે તેને ઉઠતી જોઇને કહ્યું: "જ્યોત્સ્ના, બેસી રહે. બેસી રહે. તું હજી જાગે છે કે શું? રોજ આવી રીતે મોડી રાત સુધી જાગતી બેસી રહે છે કે?"

મંદ હાસ્ય સહિત બાળા બોલી: "દિવ્યકુમાર! રોજ તો આઠ વાગ્યામાં સુઇ જાઉં છું પણ આજ તું આવવાનો અને હું ન જાગું, એ અવિનય ન ગણાય કે?"

"ઓહો! શી વિનયાવિનયની સુંદર સમજણ! પણ જ્યોત્સ્ના, તું તો બહુ મોટી થઇ ગઇ! આપણને મળ્યે લગભગ આઠ દશ મહિના થયા ખરું ને?"

બાળા શરમાઇ ગઇ. કાંઇ ઉત્તર ન દેતાં તે લજ્જાથી નીચું જોઇ રહી. યુવકે તેના ગૌરવર્ણા ગાલમાં એક ધીમી ધોલ મારીને કહ્યું: "કેમ બોલતી નથી?"

તે બાળાની આંખો ચમકી. ધીમે ધીમે ઉંચું વદન કરીને તેના તરફ જોઇ રહીને તે જવાબ આપવા જાય છે ત્યાં અંદરના ઓરડામાંથી એક આધેડ વયની સ્ત્રી દીવાનખાનામાં આવી અને યુવકને જોઇને બોલી: "ઓહો! ભાઇ આવી પહોંચ્યો છે ને શું? જા, જા. તારા કાકાએ તને હમણાંજ યાદ કર્યો હતો. તે ચિંતા કરતા હતા કે તું કેમ ન આવ્યો?"

"ફોઇ, મને મુંબાઇમાં જરાક મોડું થઇ ગયું. પણ કાકાની તબિયત હવે કેમ છે?"

"અત્યારે તો ખાસ ચિંતા કરવા જેવી નથી પણ પહેલો તું તેમની પાસે જઇ આવ."

યુવક તરતજ ઘરના અંદરના ભાગમાં ગયો. આ મકાનના બધા ભાગોથી પરિચિત હોવાથી એક બે ઓરડા વટાવીને તે એ ઓરડામાં જઇ પહોંચ્યો કે જેમાં એક વૃદ્ધ ગૃહસ્થ પલંગમાં સુતા હતા. તેમની પાસે એક બીજો વૃદ્ધ બેસીને તેમનું શરીર દાબતો હતો. યુવકે દર્દીના ઓરડામાં પ્રવેશ કર્યો; એટલે બીજા વૃદ્ધે કહ્યું: "પધારો" અને તે પછી વૃદ્ધ દર્દીને ધીમેથી કહ્યું: "દિવ્યકુમાર ભાઇ આવી પહોંચ્યા છે."

ઘેનમાંથી જાગૃત થતો હોય એવા અવાજથી પલંગમાં આંખો

મીંચીને અત્યાર સુધી પડી રહેલો વૃદ્ધ બોલ્યો: "કોણ, કુમાર? આવ્યો ભાઇ?"

"હા. કાકા."

"મેં તારી બહુ રાહ જોઇ. હશે, આખરે તું આવી પહોંચ્યો એ સારૂં થયું. મારે તારી સાથે કેટલીક ખાનગી અને ગંભીર બાબતોમાં વાતચિત કરવાની છે."

બીજા વૃધ્ધે આ સાંભળીને શરીર ચાંપવું રહેવા દીધું અને કહ્યું: "હું જરા જોઇ આવું કે નોકરો બધું બરાબર વ્યવસ્થિત કરીને સુતા છે કે કેમ?"

તે ગયો અને યુવક પલંગમાં બેસીને તે વૃદ્ધ દર્દીનું શરીર દાબવા લાગ્યો. થોડીક પળ શાંતિ પથરાઇ. તે પછી વૃદ્ધજને કહ્યું: "કુમાર, મારે તને ઘણું કહેવાનું છે. તું શાંતિથી સાંભળીશ?"

"બેલાશક. તમારૂં કહેવું શાંતિથી સાંભળવું એ મારી ફરજ છે." યુવકે સભ્યતાથી ઉત્તર દીધો.

"વારૂ. મારે કાને તારા વિષે એક બે વાતો આવી છે; તેથી મને નાખુશી ઉપજી છે. ભાઇ! તારો બાળસ્વભાવ તું નહીં છોડે?"

"તમને કઇ વાતોથી નાખુશી ઉપજી છે તે જણાવવા કૃપા કરશો?"

"એ વાતો વિષે તારી સાથે વાતચિત કર્યા સિવાય છૂટકોજ નથી. સાંભળ. મને પાકે પાયે ખબર મળી છે કે, મુંબાઇમાં ભૂલેશ્વરમાં રહેતા આપણી જ્ઞાતિના એક કંગાલ માણુસની છોકરી સાથે લગ્ન કરવા તું તૈયાર થયો છે. એ માણુસ કંગાલ એટલા માટે છે કે, તેની પાસે મુદ્દલ પૈસો નથી; તેનો એક સગો જેલમાં છે; અને ખાનદાન માણુસો તે કુટુંબ સાથે વાતચિત કરતાં પણુ ખચકાય છે. આવા એક કુટુંબની છોકરી સાથે લગ્નની ગાંઠથી જોડાવાને તૈયાર થતા પહેલાં તેં તારી સ્થિતિનો કશોજ વિચાર કરેલો જણાતો નથી. આ વાત ખરી છે કે?"

યુવકે કહ્યું: "કાકા, લગ્નના મારા ઇરાદાની વાત ખરી છે પણુ બીજા મુદ્દાઓમાં તમને ભૂલભરેલી બાતમી આપવામાં આવી છે."

"શું તે માણુસ ગરીબ નથી? તેનો સગો જેલમાં નથી?" વૃદ્ધજને પૂછ્યું.

"પૈસે ગરીબ હોવું એ શું ગુન્હો છે? જ્યોતિર્મયીનો પિતા કમળનયન ગરીબ માણુસ છે એ હું કબૂલ કરૂં છું પણુ તે મિલ-

મજુર કે કોળીવાઘરી જેવો ગરીબ નથી—મધ્યમ સ્થિતિનો છે.—"

"અર્થાત આપણા જેવો તે શ્રીમંત નથી એ તો ખરૂં જ ને ?" વૃદ્ધજને તેને અધવચ બોલતો અટકાવીને પ્રશ્ન કર્યો.

"શું જગતમાં સૌ કોઇ શ્રીમંત હોઇ શકે છે ?"

"એ સવાલનો જવાબ આપવાની મને લગારે જરૂર જણાતી નથી. હું તો એટલું જ સમજું કે, એક શ્રીમંતનાં લગ્ન તેની સમાન કક્ષાના કુટુંબની કન્યા સાથેજ થવાં જોઇએ." વૃદ્ધજને અભિપ્રાય આપ્યો. યુવક મનમાંજ બરબડયો: "કેવું વિચિત્ર બંધન !" વૃદ્ધજને આગળ ચલાવ્યું: "એ માણસ આપણા કરતાં પૈસાની બાબતમાં હલકો હોવા ઉપરાંત તેના કુટુંબ ઉપરના કલંક સંબંધી તું શો ખુલાસો કરે છે ? તેનો સગો જેલમાં છે એ શું કલંક નથી ?"

યુવકે કહ્યું: "કમળનયનનો નાનો ભાઇ વિનોદચન્દ્ર જેલમાં છે એ હું જાણું છું પણ તે કાંઇ ચોરી, વ્યભિચાર કે મારામારી અથવા તો પાપકર્મ કરવાના ગુન્હાસર જેલમાં નથી ગયો. રાજદ્વારી બાબતોમાં આગળ પડતો ભાગ લેવા માટે અને એક વર્તમાનપત્રમાં એક સખ્ત લેખ લખવા માટે તેને જેલ મળી છે. એ કાંઇ કલંક નથી."

"એવા ભેદ જોવાની હું ના પાડું છું. હું તો એટલું જ સમજું કે, તે કુટુંબનો એક માણસ જેલમાં ગયો છે. જેલમાં ગુન્હેગારોનેજ મોકલવામાં આવે છે. કિયો ગુન્હો સારો અને કિયો ખોટો, એ તપાસવા આપણાથી બેસાય નહીં. જેલમાં જનારનું કુટુંબ કલંકિત, કલંકિત ને કલંકિત જ—એકવાર નહીં, પણ અનેકવાર !"

"હરકોઇને ચાહે તેવો અભિપ્રાય બાંધવાનો હક્ક છે." યુવકે ખિન્નતાથી કહ્યું: "તમારા અભિપ્રાયથી હું જૂદો પડું છું અને તે માટે માઠું નહીં લગાડવા વિનતિ કરૂં છું."

"વારૂ. ગરીબ અને કલંકિત કુટુંબની કન્યામાં તને શું સારૂં લાગ્યું તે હું સમજી શકતો નથી." વૃદ્ધજને નવો મુદ્દો કાઢયો.

"કાકા, એ વિષે નાને મ્હોંયે હું મોટી મોટી વાતો શી રીતે કરી શકું ? પણ જો મારો સ્પષ્ટ અભિપ્રાય પૂછતા હો તો, અવિનયની ક્ષમાની શરતે હું કહીશ કે, જ્યોતિર્મયી જેવી ભણેલી, સુઘડ અને સદ્‌ગુણી સન્નારી મેં કોઇ જોઇ નથી."

"એ તો, એજ બતાવે છે કે, તેં જગત્ જોયું નથી. જ્યોત્સ્ના વિષે તું કાંઇ અભિપ્રાય આપી શકે તેમ છે ?"

યુવકે જવાબ આપતા પહેલાં એક ક્ષણ વિચાર કરી જોયો અને પછી કહ્યું: "જ્યોત્સ્ના બહેન અપવાદરૂપ છે."

"જ્યોત્સ્ના તારી સગી બહેન નથી."

"પણ તમારે ત્યાં તે પુત્રીરૂપે મોટી થઇ એટલે મારી બહેનજ."

"એ વિચાર મૂર્ખાઇભરેલો છે. ભોળા કુમાર! પાઠશાળામાં ભાવનાનાં કાવ્યો વાંચીને તું ભાવનામય બની ગયલો જણાય છે. વ્યવહાર ક્ષેત્રમાં નજર દોડાવવાની તારે ઘણી જરૂર છે. મારા મર્હુમ મિત્રની પુત્રી મારે ત્યાં ઉછરી એટલા માટેજ તે તારી બહેન, એવું ધારી લે છે, એ ગાંડાઇજ છે. મારો મિત્ર મારો કોઇ રીતે સગો નહોતો. ભલે; આ સંબંધમાં આજે તું ભૂલભરેલા વિચાર ધરાવે છે પણ કાળે કરીને કદાચ તારા વિચાર તારે ફેરવવા પડશે. દરમ્યાન એટલું તો તારે ચોક્કસ સમજવાનું છે કે, એક ગરીબની છોકરીને તારી પોતાનીજ ડગમગ હાલતમાં તું તારી વહુ બનાવશે તો તારે પોતાને ભૂખમરોજ વેઠવો પડશે!"

દિવ્યકુમાર આ બધું સાંભળી રહ્યો. તેના મનમાં જવાબ આપવાની ઊર્મિઓ ઉઠતી હોય એમ તેના વદનપર ભાવ જણાયા પણ તે કશુંજ બોલ્યો નહીં. થોડીવાર પછી વૃદ્ધજને પુનઃ પૂછયું:

"વારૂ. મને સત્તાવાર સાધનથી ખબર મળી છે કે, ચારેક દિવસ ઉપર તું જુગારમાં ત્રણ હઝાર રૂપીઆ હારી ગયો છે. તારી પાસે ચારસોની હીરાની એક વીંટી હતી તે તેં હાલ તુર્ત દેવા પેટે આપી છે પણ હવે તારી પાસે બાકીના પૈસા નથી. ખરૂં કે? જે ગરીબ સ્ત્રીને તું પરણવા તૈયાર થયો છે, તે આમાં કાંઇ મદદ તને કરી શકશે કે?"

યુવકે હસીને કહ્યું: "કાકા, એ બાબતમાં કાંઇ ખાસ ચિન્તા કરવા જેવું નથી. એ તો એક નજીવી બાબત છે. એ દેવું તો આજે ડોળા કકડાવતું જણાય છે પણ સદાયે કાંઇ એની એજ સ્થિતિ રહેવાની છે?"

"અર્થાત?" વૃદ્ધ જનના આ પ્રશ્નનો ઉત્તર દિવ્યકુમાર આપે તે પહેલાંજ પાછું તેમણે આગળ ચલાવ્યું: "હં, હં, હવે સમજાયું. તારો ઇરાદો એવો છે કે, જુગારમાં આજે હાર્યો તો કાલે જીતી જવાશે! અને તેં જીત માટે બીજી ગોઠવણ પણ ક્યાં નથી કરી? મને એક ત્રીજી બાતમી મળી છે કે, ઘોડ દોડની શરતમાંથી પાંચ સાત હઝાર રૂપીઆ મેળવવા માટે તું ફાંફાં મારી રહ્યો છે. કુમાર!

કુમાર! આ બધી બાબતો અત્યંત ખેદ ઉપજાવે એવી છે. એક બૅરોનેટના વારસ તરીકે તારે શિરે જે જોખમદારીઓ લટકી રહેલી છે, તેનો તેં ભાગ્યેજ વિચાર કર્યો હોય એમ મને લાગે છે."

"કાકા, મને અન્યાય ન કરો. મારી જોખમદારીનું મને સંપૂર્ણ ભાન છે."

"એ સાંભળીને હું ખુશી થાઉં છું; પણ તારા જેવો યુવક જોખમદારીઓ સમજવા છતાં પણ મને લાંછન લાગે એવાં પગલાં કેમ ભરતો હશે, એ હું સમજી શકતો નથી. છેલ્લી બે બાબતો માટે હું તને બહુ દોષ દેતો નથી પણ પહેલી બાબત માટે હું માત્ર એકજ ખુલાસો ચાહું છું. કહે બેટા, કુમાર! તું ભૂલેશ્વરવાળા માણસની છોકરી સાથે પરણવાના ચોક્કસ ઠરાવ ઉપર આવેલો છે?"

"હા."

"આ ઠરાવ જાણીને હું બહુ દિલગીર થાઉં છું. હું તને મ્હેણાં મારવા માગતો નથી પણ એક બે મુદ્દા ઉપર તારૂં ધ્યાન દોરૂં છું. મારા કુલમાં લગ્નસંબંધ જોડતાં પહેલાં પરાપૂર્વથી ખૂબ સાવધાની રાખવામાં આવે છે. ખાનદાન શ્રીમંત—સમોવડીઓ શ્રીમંત—એ શબ્દો મારા બાપદાદાઓએ પોતાનાં હૃદયમાં કોતરી રાખેલા હતા. એવાંઓની સાથેજ અમારા કુલનાં સંતાનનાં લગ્ન થાય એ અમે મૂળથીજ ઇચ્છયું છે અને એ વંશપરંપરાનો રિવાજ જાળવી રાખવો, એ મારો અને તારો ધર્મ છે. '૧૬ વર્ષના પુત્રને મિત્ર સમાન ગણવો' એવી શાસ્ત્રાજ્ઞા છે એ ધ્યાનમાં રાખીને હું તને કોઇ જાતની ફરજ પાડતો નથી; પણ—

અત્રે તે વૃદ્ધજન શ્વાસોશ્વાસ લેવા થોડીવાર થોભ્યો. પછી કુમાર પાસે તેણે પાણી માગ્યું અને પાણી પીધા પછી તેણે આગળ ચલાવ્યું: "હું શું કહેતો હતો? હં...એ ગરીબ કુટુંબની છોકરી મારા કુલમાં પુત્રવધૂ થઇને આવે, એ ચિત્ર હું દેખી શકું તેમ નથી. અરે! હું તો એ ગરીબ માણસનું નામ સુદ્ધાંત મારા મુખથી ઉચ્ચારી શકતો નથી! તારે પસંદ કરવાના બે માર્ગ પડયા છે. કાંતો આ લગ્ન બંધ રાખીને મારો વારસ કાયમ રહે અથવા તો આ લગ્ન કરીને મારાથી છૂટો થા."

દિવ્યકુમાર ઉપર આ એક જબરો આઘાત હતો પણ તેણે હસતાં હસતાંજ કહ્યું: "કાકા, આ સિવાય તમારે વિશેષ કાંઇ કહેવાનું છે?" તેના ચહેરા ઉપર અત્યારે ચોખ્ખી બેદરકારી જણાતી હતી.

વૃદ્ધજને કહ્યું : "હા. તારો ઠરાવ જો તું કાયમ રાખવા માગતો હોય તો આવતી કાલે હું કરસનદાસ સોલિસિટરને અહીં બોલાવીને મારા વસિયતનામામાં ફેરફાર કરીશ."

યુવક ઉભો થયો અને બારી આગળ ગયો. મકાનના બાગનો માળી, પોતાના ત્રણ વરસના બાળક સાથે રમત કરી રહ્યો હતો. આ ૧૨ રૂપીઆનો માસિક પગારદાર માળી કેવો નિશ્ચિંતપણે પોતાના બાળક સાથે ખેલી રહ્યો છે અને તેમ કરતાં પોતાની ગરીબીની કેવી બેદરકારી દાખવી રહ્યો છે, એ વિચાર આવતાં તેને પોતાના સંબંધમાં કાંઇક ઉર્મિ ઉઠી. બારીમાંથી ડોકું પાછું અંદર ખેંચી લઇને તેણે વૃદ્ધજનને કહ્યું: "કાકા, અત્યારે જે વખતે તમારી તબિયત નરમ છે તે વખતે મારા સંબંધમાં તમને ત્રાસ, તકલીફ અને ચિંતાઓને લીધે, ખરેખર, વધુ દુઃખ થતું હશે; પણ એ માટે હું ઓછો દિલગીર નથી. વસિયતનામું ફેરવવાને તમે મુખત્યાર છો. મારા ઠરાવમાં હું ફેરફાર કરી શકું તેમ નથી એ જણાવતાં મને ખેદ થાય છે."

વૃદ્ધજને કાંઇ જવાબ દીધો નહી.

"મને જવાની પરવાનગી છે?" યુવકે પૂછ્યું:

ગળગળા સાદથી તેને જવાબ મળ્યો: "હા."

તે ગયો અને તેના જવા બાદ બીજો વૃદ્ધજન તે ઓરડામાં આવીને અસલની માફક એ વૃદ્ધના શરીરને દાબવામાં રોકાયો.

---

## પરિચ્છેદ ૨.

### પ્રેમને ખાતર ફકીરી!

પ્રાતઃકાલનો મંદમંદ વાયુ દરિયાના પાણીની શીતલતાને પોતાનામાં સમાવીને મલાડના પરામાં શીતલતા પ્રસારી રહ્યો છે. સાગરનાં પાણીનો ઘુઘવાટ, કર્ણપ્રિયતાને બદલે કાંઇક ભયાનકતાનો આભાસ આપે છે. આકાશમાં બાલરવિના આગમનની તૈયારીઓ થઇ રહી છે. હવાને ખાતર પરામાં રહેલા પણ પ્રવૃત્તિસ્થાન મુંબાઇને ગણી રહેલા લોકો, લોકલોમાં બેસીને મુંબાઇ ગયા છે. કોઇક એકાદ કલાકમાં જશે; કોઇક બે ત્રણ કલાક પછી જશે.

એવે વખતે એક કન્યા દરિયા કિનારે આમતેમ ફરતી જણાય છે. તેનું ગૌરવદન, અને બાંધીદડીની ગૌર કાયા, તેનાં સ્વચ્છ અને શ્વેત વસ્ત્રોને દીપાવી રહ્યાં છે. તેણે આછાં આભૂષણ પહેરેલાં છે. હાથમાં સોનાની બબ્બે બંગડીઓ તથા અકેકી રબ્બરની બંગડી, જમણા હાથે એક કડું, કાને અકેકેક લવિંગિયું અને નાકે એક ચુની, એટલાંજ તેનાં આભૂષણો છે. પગમાં મદ્રાસી ચંપલ છે. આવા સાદા વેશની એ કન્યાનું ખરેખરૂં આભૂષણ તો તેની ચપલ અને તેજસ્વી આંખો છે. એ બે આંખોમાં એવા ચકચકાટ જણાય છે કે, વીસમી સદીનો કોઇ વિજ્ઞાનશાસ્ત્રી જો અત્યારે શોધખોળ કરવા આ બાજૂ નીકળી આવે તો ખચિત તે આંખોને "રેડીઅમ" ધારી લે! આ કન્યા ફરતાં ફરતાં શાન્ત રહેતી નથી. ઘડીકમાં તે જમિન ઉપરથી એકાદ કાંકરો ઉઠાવીને દરિયામાં ફેંકે છે; ઘડીકમાં એકલી એકલી હસે છે; તો ઘડીકમાં શાન્ત ગંભીર વદને તે ઘૂઘવતા સાગર તરફ નિહાળી રહે છે.

તે કન્યા આ પ્રમાણે એકાન્તમાં સ્વચ્છંદે આનંદ કરી હતી તેવામાં સામેથી એક યુવક તેના તરફ આવતો જણાયો. કન્યાએ એક કાંકરો ઉઠાવીને હસતાં હસતાં તે યુવક તરફ ફેંક્યો. યુવકે પાસે આવતાંજ કહ્યું: "જ્યોત્સના! આ તોફાન શાં? રસ્તામાં કાંકરા ના ફેંકીએ."

"કારણ?"

"રસ્તે જનારને વાગે તો વઢવાઢ થાય."

"મારી સાથે તો કોઇ વઢયું નહીં! હું બીજો કાંકરો નાંખીશ." એમ કહીને તે નીચી નમીને હસતી હસતી એક કાંકરો ઉઠાવવા ગઇ. યુવકે તેનો ધવલ કોમલ કર પકડી લીધો અને કહ્યું:

"તને એ ન શોભે."

"કારણ?"

"ખાદી પહેરી છે તેથી."

બાળા એક ક્ષણભર થોભી ગઇ. ખાદીનું નામ સાંભળીને વિદ્યુતિ જેવી અસરથી તે કાંકરો ઉપાડતી અટકી ગઇ. યુવકે પૂછયું: "ખાદી પહેરીને હસા કરાય?"

જ્યોત્સના બોલી: "કુમાર! તું મારા કરતાં ચઢીઆતો છે. ખરૂંને?" તેના આખા શરીર તરફ નજર કર્યા બાદ તે તરતજ બોલી: "ના, હુંજ ચઢીઆતી છું. આ તારી ટોપી, તારો કોટ અને

ખમીસ ખાદીનાં છે પણ ધોતીઉં ખાદીનું નથી અને મારાં વસ્ત્રો તો બધાંજ ખાદીનાં છે." તે મોટેથી ખડખડાટ હસી અને "હું ચઢીઆતી, હું ચઢાઆતી," એમ કહેવા લાગી.

જો આ વેળા રસ્તેથી કોઇ ત્રાહિત જન પસાર થતો હોત તો આ ૧૭ વર્ષની યુવતીને એક નાની બાળકીની માફક તોફાન અને 'હાહા હીહી' કરતી જોઇને જરૂર આશ્ચર્ય પામ્યો હોત; પણ દિવ્ય કુમારને તેથી આશ્ચર્ય થયું નહીં. તેણે હસતાં હસતાં કહ્યું: "ચઢીઆતી બાઇ! મારા કરતાં તમે ચઢીઆતાં હો તેથી કાંઇ મારે શરમાવાનું નથી."

"પુરુષો કરતાં સ્ત્રીઓ ચઢીઆતી હોય તેથી પુરુષોએ શરમાવા જેવું નહીં, શું?"

"લગારે નહીં. સ્ત્રીઓ ચઢીઆતી હોય એમાં પુરુષોની શોભા ઓર વધે છે. રૂપમાં, કોમલતામાં, સહૃદયતામાં, દયામાં, અને મિઠાશ-માં સ્ત્રીઓ, પુરુષો કરતાં કયાં ચઢીઆતી નથી?—"

"અને કઠોરતા, ક્રૂરતા, સખ્તાઇ, કડકાઇ ઇત્યાદિ બાબતોમાં પુરૂષો, સ્ત્રીઓ કરતાં કયાં ચઢીઆતા નથી?" જ્યોત્સ્ના આમ કહીને હસતી હસતી દિવ્યકુમાર તરફ જોઇ રહી.

"ક્યા અનુભવ ઉપરથી તું એમ કહે છે?"

"કિયો અનુભવ કેમ? તારા જ અનુભવ ઉપરથી."

"મારો તને શો અનુભવ મળ્યો?"

"જોને? કાકાની મરજી સાચવવાની ના પાડીને, તારા ઠરાવ-માં તું અડગ અને નિશ્ચલજ રહ્યો ને? તેં પૈસાની દરકાર ન કરી–"

"જ્યોત્સ્ના! તું પણ ભૂલ કરે છે? કાકાની મરજી ન જાળવી, એમા મેં એક કોમળમાં કોમળ લાગણીને માન આપ્યું છે—"

"ઓહો!—"

"કાકાએ કહ્યું કે, જ્યોતિર્મયી ગરીબ છે માટે મારે તેને પરણવું નહીં. શું ગરીબોમાં પ્રેમ નથી હોતો? કાકાનો સિદ્ધાંત મને ન રૂચ્યો અને તેથી મારા નિશ્ચયમાં હું દૃઢ રહ્યો."

"કુમાર! કોઇ વચલો રસ્તો નીકળી શકે તેમ નથી?" જ્યોત્સ્ના તેના તરફ મમતાથી નિહાળીને બોલી: "તારૂં શ્રેય થાય અને કાકાની મરજી સચવાય એવું કંઇ ન બને?"

જ્યોત્સ્ના તરફ જોયા વિનાજ તેણે કહ્યું: "કાકાનો સ્વભાવ હું જાણું છું. તેમણે જે કહ્યું હોય તેજ થાય ત્યારે તેમને નિરાંત વળે; પણ આ દાખલામાં હું પ્રેમદેવતાને કોપાવીને કાકાને સંતોષ આપી શકું તેમ નથી."

"દિવ્યકુમાર ! તું બેશક મારા કરતાં ચઢીઆતો છે," જ્યોત્સનાએ નિઃસાસો નાંખતાં કહ્યું.

પણ યુવકે તત્કાળ વાત ફેરવી નાંખવા સારૂ હસીને કહ્યું: "પણ મિરાંબાઇ !—"

"જે પ્રેમદેવતાને પૂજે છે; જે પ્રેમદેવતાને ખાતર અપાર સંપત્તિને પણ લાત મારે છે; જે પ્રેમદેવતાના હાસ્ય માટે તલસતાં, અનેક સંકટો સહેવામાં મુંઝાતો નથી તે સૌથી ચઢીઆતોજ છે." જ્યોત્સનાએ તેને બોલતો અટકાવીને અભિપ્રાય આપ્યો.

"ના. જે પ્રેમપંથે જઇને ઘાયલ થવા–દુઃખી થવા માગતી નથી તેના કરતાં તો તે ઉતરતોજ છે." દિવ્યકુમારે કહ્યું.

"તારો આ સિદ્ધાંત ખોટો છે."

"ના. તદ્દન સાચો છે. જ્યોત્સના ! તું ભાગ્યશાળી છે કે, જન્મભર કુંવારી રહેવા માગે છે. મારે તો દુઃખી થવાનું રહ્યું પણ તને તેવાં નહીં થવું પડે, એ કેટલું બધું સુખદ છે ?"

"હું કાંઇ એવા કોઇ ખ્યાલથી કુંવારી રહેવા માગતી નથી."

"ત્યારે કિયો ખ્યાલ તારા મનમાં છે ?"

"બસ, ન પરણવું એજ ખ્યાલ !"

દિવ્યકુમારને આશ્ચર્ય થયું. તે કાંઇક કહેવા જતો હતો એટલામાં જ્યોત્સનાએ સામી દિશામાં આંગળી કરીને કહ્યું: "કરસનદાસ કાકા આપણી તરફ આવતા લાગે છે."

દિવ્યકુમારે તે દિશામાં જોયું તો કરસનદાસ સોલિસિટરને પોતાના તરફ આવતો જોયો. તે તેની સામે ગયો.

કરસનદાસે તેને ઉદ્દેશીને દૂરથીજ કહ્યું: "કેમ છો, દિવ્યકુમાર !"

"કુશલ." દિવ્યકુમારે જવાબ દીધો. પાસે આવીને જ્યોત્સના તરફ જોઇને સોલિસિટરે પૂછ્યું: "જ્યોત્સના ! તારી રમતના ગોઠીઆ તરીકે આને તેં ક્યાંથી પસંદ કર્યો ? એ તો કાકાજીને, ફોઇને, આખી મિલ્કતને અને વળી તને પણ તજી જવા તૈયાર થયો છે."

"હું એ જાણું છું. પણ કરસનદાસ કાકા, વસિયતનામાનું શું થયું ? મધુસૂદન કાકાએ તે ફેરવી નાંખ્યું ?"

"એમનો સ્વભાવ આપણાથી ક્યાં અજાણ્યો છે ? મળસકામાં ૭ વાગ્યે એમણે મને તાર કરીને તાબડતોબ બોલાવ્યો. હું તરતજ ચ્હા પીને નીકળી પડયો. અહીં આવ્યો અને મને વસિયતનામું ફેરવી

દેવાનો હુકમ પણ મળી ચૂક્યો ! દિવ્યકુમાર ! તમારી સાથે હું થોડીક વાતચિત કરી શકું ?"

"શા માટે નહીં ? આવો, આપણે એક સ્થળે બેસીએ. તમારા જેવા વૃદ્ધ મુરબ્બીને ઉભા રાખવા અનુચિત ગણાય."

તે બન્ને જણ વાતમાં ગૂંથાયા અને જ્યોત્સ્ના ત્યાંથી જતી રહી. ધારાશાસ્ત્રીએ શરૂઆત કરી: "વસિયતનામામાં તમારા કાકાશ્રી શો ફેરફાર કરવાના હતા, તે તમે જાણો છો ?"

"ના. માત્ર ફેરફાર કરવાની વાત તેમણે મને કહી હતી."

"તો એ ફેરફારની વિગત હું તમને કહીશ."

"એ પહેલાં હું જાણવા માગું છું કે, એ વિગત જાહેર કરવાની તમને છૂટ મળેલી છે ?"

"તે કહેવામાં કોઇ જાતનો વાંધો નથી" કરસનદાસે ભાર મૂકીને જણાવ્યું: "વારૂ. હું ધારૂં છું કે, જ્યોતિર્મયી નામક એક કન્યા સાથે લગ્ન કરવાના ઠરાવ ઉપરજ તમે આવેલા છો. ખરૂંને ?"

"હા. એ ઠરાવ ફરે તેમ નથી."

"હું એ કન્યાને કિંવા તેનાં માતપિતાને ઓળખવા જેટલો ભાગ્યશાળી બનેલો નથી; પરંતુ ગમે તે કોઇ કારણથી તમારા કાકાશ્રીને આ લગ્ન નાપસંદ છે."

"તેમણે મને એ વાત ખુલ્લેખુલ્લી કહી દીધી છે. પોતાની સંપત્તિ કે એ કન્યા-એમાંથી એકની પસંદગીજ મારે કરવી-બન્નેના નહીં, એવું પણ તેમણે મને ફરમાવી દીધેલું છે."

"મને એ જણાવતાં દિલગીરી થાય છે કે, આવો બારિક મામલો તમારા સંબંધમાં ઉભો થયોછે. મને એવો હુકમ મળ્યો છે કે, જો તમે જ્યોતિર્મયી સાથે લગ્ન કરો તો તમારા પિત્રાઇ ભાઇ રજનીકાન્તને અમુક નાણું મળવા વિષે, અમુક નાણું તમારાં ફોઇને, અમુક નાણું જ્યોત્સનાને અને અમુક નાણું ધર્માદામાં આપી દેવા વિષે મારે એક વસિયતનામું ઘડી કાઢવું. દીવ્યકુમાર ! તમારા કાકાશ્રીના આ ઠરાવથી મને આશ્ચર્ય સાથે ખેદ ઉપજ્યો છે. મારૂં માનશો ? કાંઇક સમાધાન થાય એવો માર્ગ નહીં લઇ શકો ?"

"સમાધાનનો માર્ગ એકજ છે. તે એ કે, મારે જ્યોતિર્મયીનો વિચાર સુદ્ધાંત ન કરવો; પણ તે બની શકે તેમ નથી."

"વારૂ." કરસનદાસે કહ્યું: "તમો બન્નેમાંથી કોઇ પોતાના ઠરાવ ફેરવી શકો તેમ ન હો તો પછી મારે એ મુદ્દા વિષે વધુ

કહેવું નિરર્થક છે; પરંતુ ભાઈ, આજ સુધી સુખી જીવન ગાળનાર, ફુલની માફક ઉછેરાયલા અને દુઃખ, એ શી વસ્તુ છે તેનો સ્વપ્નમાંયે ખ્યાલ નહીં રાખનારા તમે, ગરીબીની ધુંસરી શી રીતે સહન કરી શકશો ? તમારા પ્રત્યે અંગત પ્રેમ ધરાવનાર તમારા હિતૈષી તરીકેજ હું આ પ્રશ્ન કરૂં છું. માનસ-સરનું રાજહંસ કાંઇ સર્વત્ર મોતી ચરી શકશે નહીં; કઠિન તાપમાં કુમળું ફુલ જરૂર કરમાઇ જશે; કોમળ કદળી ગર્ભ કુઠારના ઘા સહન કરી શકશે નહીં. માટે મારી વિનતિ છે કે, સંપત્તિનો ત્યાગ કરતા પહેલાં તો ખચિત એકવાર નહીં પણ અનેકવાર ઉંડો વિચાર કરી જુઓ. ”

“ કરસનદાસ કાકા, તમારી સલાહ માટે હું તમારો આભાર માનું છું. હું જાણું છું કે, મારા હિત માટેજ તમે મને આ સલાહ આપી છે. વ્યવહારમાં ધન વિનાનો માણસ કોડીની પણ કિંમતનો ગણાતો નથી અને ઠામઠામ તેનાં અપમાન થાય છે, એની મને ખબર છે. હું એ પણ સમજું છું કે, હરદમ કાંકરાની માફક પૈસા ઉરાડનાર હું, પૈસા વિના જરૂર દુઃખી થઇશ, પરંતુ-” તે અત્રે થોભી ગયો. પોતાના વિચારો પ્રકટ કરવા માટે શબ્દો શોધતો હોય, એમ તે ઘડીભર ગૂંચાયો. ગળગળે સાદે તેણે આગળ ચલાવ્યું: “ પરંતુ ગરીબીને કે પછી ચાહે તેની સ્થિતિને ભેટ્યા વિના હવે મારે છુટકોજ નથી. મને વિશ્વાસ છે કે, મારો માર્ગદર્શક આ મહિતળનો મહાન્ પિતા થશેજ. મારા અનેક મિત્રોમાં ગરીબ મિત્રો પણ છે. તેઓ શી રીતે પોતાનાં જીવન વીતાવતા હશે ? મારો પરમસ્નેહી જગદીશ-” પુનઃ તે થોભી ગયો તેની આંખમાં ચમકારો જણાયો. ઉત્તેજીત સ્વરે તે બોલ્યો: “હા-મારો પરમ સ્નેહી ચિત્રકાર જગદીશ, ગરીબમાં ગરીબ માણસ છે. અમારી મિત્રતા આજ સુધી અસમાન લેખાતી. હવે તે સમાન લેખાશે. હું તેની પાસેથી શીખીશ કે, ગરીબ જીવન કેમ વીતાવાય છે. ઉપરાંત મને એક વિશેષ લાભ છે. કાકા; તમે તો મારા વડીલ ગણાઓ. પ્રેમની વાત તમારી આગળ મારાથી કેમ કરાય ? ટૂંકમાં એટલુંજ કહેવું પુરતું થઇ પડશે કે, સુખદ પ્રેમમય જીવન ભલે ગરીબીમાં વીતાવવું પડે તેની અમારા જેવા યુવકોને મુદ્દલે પરવા હોતી નથી.”

કરસનદાસ અત્રે હસ્યો. મૂળ તો તેનો ધંધો ધારાશાસ્ત્રીનો એટલે ભાવનાપ્રધાન વાતો ઉપર તે કદી ધ્યાન આપતો નહીં અને હંમેશાં આવા યુવકોને હાડમાર થયેલા તેણે જોયેલા એટલે

પોતાના અનુભવને લીધે તેને હાસ્ય ઉપજે એમાં શી નવાઇ? તેણે કાંઇ ટીકા કરવી વાજબી લેખી નહીં અને કહ્યું: "ઠીક ત્યારે. મારે મારે જે કહેવાનું હતું તે મેં કહી દીધું છે. હવે હું રજા લઇશ."

"ચાલો, હું સ્ટેશન સુધી આવું છું" દિવ્યકુમાર આમ કહીને તેની સાથે સાથે સ્ટેશને ગયો. માર્ગમાં ધારાશાસ્ત્રીએ આ મુદ્દા વિષે કાંઇ વાત કાઢીજ નહીં. પ્રકીર્ણ વાતચિત કર્યા બાદ ધારાશાસ્ત્રીને લોકલમાં બેસાડીને, દીવ્યકુમાર પાછો ફર્યો.

## પરિચ્છેદ ૩.

### નીતિ અને અનીતિ વચ્ચે!

ચતુર વાચકવૃંદને પ્રશ્ન થશે કે, સંપત્તિના શૉખમાં ઉછરેલો, જડતાના પાશમાં સામાન્ય રીતે લપટાયલો એવો કોઇ શ્રીમંતપુત્ર ભાવનાશીળ બને, એ સંભવેજ શી રીતે? એનો ઉત્તર એ છે કે, સંગતિને લીધે તેમ થાય, તેમાં કાંઇ નવાઇ નથી.

દિવ્યકુમાર કોણ છે અને આજ સુધી તેનું જીવન કેવી રીતે વહ્યું છે, તેને લગતો કાંઇક ઇતિહાસ તપાસીશું તો સહસા જ વાચકવૃન્દની શંકાનું નિવારણ થશે.

મુંબાઇની એલ્ફિન્સ્ટન કૉલેજ પાસેના એક મકાનમાં એક વિશાળ બ્લોકમાં બે યુવકો બેઠેલા નજરે પડે છે. એક ખાદીનો પોષાક પહેરેલો છે અને એક તદ્દન વિદેશી વસ્ત્રોમાં માથાથી તે પગ સુધી સુસજ્જ છે. સમય સાયંકાલના પાંચેક વાગ્યાનો છે. ગત પરિચ્છેદમાં બનેલી ઘટનાને બીજે દિન આ યુવકો આ મકાનમાં બેઠેલા આપણી દૃષ્ટિએ પડે છે. આમાંનો એક આ કથાનો નાયક દિવ્યકુમાર છે. બેશક ખાદીના પોષાકવાળો તેજ યુવક છે. બીજો યુવક તેનો મિત્ર નંદકિશોર છે. જુનિયર બી. એ. ના વર્ગમાં આ બન્ને યુવકો એલ્ફિન્સ્ટન કૉલેજમાં ભણે છે; અને આ બ્લોકમાં વસે છે. નંદકિશોર લાખ્ખોની મિલ્કતના એક શ્રીમંતનો પુત્ર છે. વડીલ જનથી સ્વતંત્રતા ભોગવવાના ઇરાદાથી તે કેવળ શૉખની ખાતર આ એક જુદા મકાનમાં રહીને એલ્ફિન્સ્ટન કૉલેજમાં ભણે છે. કૉલેજના જીવનના પ્રારંભમાં તો તે કૉલેજના છાત્રાલયમાં રહેતો

હતો. પરંતુ છાત્રાલયના નિયમો કડક હોવાથી રાત્રિને પ્રસંગે નાટક સિનેમાઓ હરરોજ જોવા જવાના ક્રમમાં અંકુશ પડવા લાગ્યાથી; છાત્રાલયમાં મોટેથી બાંટા પાડીને વાતોચિતો કરવાની મનાઇ હોવાથી; "હા હા હી હી" કરીને આનંદ ન કરી શકાયાથી અને સુપરિન્ટેન્ડેન્ટનો અંકુશ પસંદ ન પડ્યાથી તેણે આ બ્લોકમાં વસવું પસંદ કર્યું છે. બે એક વર્ષ ઉપર ઇંટર કલાસમાં અચાનક દિવ્યકુમારને તેની સાથે પરિચય થવાથી–તે પરિચયમાં ધીમે ધીમે વૃદ્ધિ થવાથી તે પણ તેની સાથે રહેવા લાગ્યો છે.

અત્યારે આ બે યુવકો શી વાતચિત કરી રહ્યા છે તે તપાસીએ.

દિવ્યકુમારના હાથમાં પાનસોપારીની તાસક છે. તે બે પાન પટ્ટીઓ બનાવીને એક નંદકિશોરને આપે છે અને એક પોતે ખાય છે. નંદકિશોરના હાથમાં એક સિગારેટ છે. તેના ધુમાડાથી તે આખા ખંડને ગોટે ગોટાથી ભરપૂર કરીદે છે. દિવ્યકુમાર પોતાની ગત પરિચ્છેદની વિતક તેને કહી સંભળાવે છે. કાકા મધુસૂદને પોતાને કરેલી આજ્ઞા, પોતે આપેલો જવાબ, પરિણામે સંપત્તિનું જવું વગેરે હકિકત કહી રહ્યા બાદ દિવ્યકુમારે પ્રશ્ન કર્યો: "મિત્ર, મને આમાં એકજ ગુંચવણનો પ્રશ્ન ઉભો થાય છે ?"

"શો ?" નંદકિશોરે પૂછ્યું.

"કાકાને આ બધી વાતોની ખબર ક્યાંથી પડી ?"

"એમાં શી ગુંચવણ છે ? તારા કોઇપણ છૂપા દુશ્મને તે કહી હશે."

"મારો એવો કોઇ છૂપો દુશ્મન નથી."

"નહીં. એવો અતિવિશ્વાસ રાખવા હું ના પાડું છું. કોઇક પણ આસામી જરૂર તારા કુટુંબમાં એવું હોવું જોઇએ કે, જેને તારા હાથમાંથી સંપત્તિ જવાથી પોતાને લાભ થાય; અને એ લાભને કારણે તેણે તારા કાકા પાસે ચાડી ખાધી હોવી જોઇએ. ધ્યાનમાં ઉતરે છે ? વિચાર કરી જો. તારા કુટુંબના માણસોના સંબંધમાં અવલોકન કરી જો."

દિવ્યકુમાર વિચારમાં પડ્યો. તે ગણગણ્યો: "વસીઅત નામાની નવી શરતો પ્રમાણે હવેથી કાકાની સંપત્તિ કોને મળે છે ? હં. એક તો રજનીકાન્ત; બીજું કોઇ; ત્રીજી કાકાને ત્યાં ઉછરેલી

બાલિકા જ્યોત્સ્ના અને બાકીનો ભાગ ધર્માદા ખાતે અપાયો છે. આમાંથી મારૂં દુશ્મન કોણ ?"

નંદકિશોરે આ ગણગણાટ સાંભળીને પૂછ્યું: "રજનીકાંત કોણ છે ?"

"મારા બીજા એક મર્હુમ કાકાનો પુત્ર. મધુસૂદન કાકાને બે નાના ભાઇઓ હતા. મારા મર્હુમ પિતા અને રજનીકાન્તના મર્હુમ પિતા. મારા મર્હુમ પિતા વચેટભાઇ અને રજનીકાન્તના મર્હુમ પિતા કનિષ્ઠ ભાઇ."

નંદકિશોરે એકદમ પોતાની ખુરશી ઉપરથી કુદકો માર્યો અને કહ્યું: "બસ. અબ આયા ભેદકે બીચમેં ! મિસ્ટર કુમાર, તમારા રજનીકાંતથી સંભાળતા રહો ! એજ તમારો હિત-શત્રુ !"

"જા, જા, એવો નીચ વિચાર શું કરે છે ?"

"નીચ વિચાર ! છટ ! હું તદ્દન સાચું કહું છું. જરૂર તારા કાકા પાસે ચાડી ખાનાર રજનીકાન્ત જ હોવો જાઇએ. વારૂ, મને તેનો સ્વભાવ કહીશ ? તેનો ધંધો કહીશ ? આજ સુધી તે કેવી રીતે જીવન વીતાવતો આવ્યો છે, તેની મને વિગત આપીશ તો હું તને સાબિત કરી આપીશ કે, એઓ સાહેબજ સાધુના સાળામાં શયતાન બની ચૂકેલા છે !"

"સાબિતીઓ વિના હું તારી માફક રજનીકાન્ત ઉપર શક લઇ જઇ શકતો નથી. હું તો એટલુંજ સમજું કે, આખરે તે મારો ભાઇ છે—"

"ભાઇ કે કસાઇ ?" નંદકિશોરે અધવચ ટાહુકો પૂર્યો: "ભાઇ છે તેમાં શું થઇ ગયું ? ઠેઠ રામાયણના કાળથી માંડીને આજ પર્યંત ભાઇએ ભાઇનાં ગળાં રેંસ્યાના દાખલાઓ આ દેશમાં બનેલા છે. વાલી અને સુગ્રીવ ભાઇઓજ હતા. દારા સુજા વગેરે પણ ઔરંગજેબના ભાઇઓ હતા. રાજારામ અને શંભાજી પણ ભાઇઓજ હતા. હજી કેટલા દાખલા આપું ? ભાઇ કહ્યા એટલે ભાઇજ રહ્યા એની શી સાબિતી ? પણ તું મને જરાક તસ્દી લઇને એ તારા ભાઇનું જીવનવૃત્તાંત ટુંકમાં કહેને ? પછી હું તને સાબિતીઓ આપું."

ઘડીભર દિવ્યકુમાર ખેદજનક અને વિચારશીલ મુદ્રા ધારણ કરીને બેસી રહ્યો અને પછી માથું ધુણાવીને બોલ્યો: "ના ના,

એના જીવનવૃત્તાંત ઉપરથી તો તેને મારા ઉપર દ્વેષ હોય એમ બિલ્કુલ સાબિત થતું નથી. છતાં સાંભળ. તેને અંગ્રેજી છઠ્ઠી ચોપડી ભણી રહ્યા પછી એવી ધૂન ઉત્પન્ન થઇ કે, બસ ભણવું નથી. નોકરી કરવી છે. કાકાએ તેને સમજાવ્યો કે, તને નોકરી કરવાની કાંઇ જરૂર નથી. પણ તેણે માન્યું નહીં. કાકાએ તેને સખ્ત મનાઇ કરી કે, મારા કુટુંબનો માણસ નોકરી કરે એ હું પસંદ કરતો નથી માટે ન ભણવું હોય ન ભણીશ; પરંતુ નોકરી તો નજ કરીશ. રજનીકાન્તે માન્યુંજ નહીં. એક રાત્રે તે છાનોમાનો ઘરમાંથી નાશી ગયો. થોડાક દિન બાદ અમને ખબર મળી કે, તે એક વેપારીને ત્યાં રૂા. ૧૦ ના માસિક પગારથી નોકરીએ રહ્યો છે. કાકાએ તેને કહેવરાવ્યું કે, નોકરી છોડી દે અને ઘેર પાછો આવ પણ ભાઇ એકના બે થયા નહીં. બસ. તે પછી તે નોકરી કરે છે. આજકાલ કરતાં લગભગ ચારેક વર્ષથી તે નોકરી કરે છે. અત્યારે કદાચ તેનો પગાર વધીને ૮૦ થી ૯૦ રૂપીઆનો થયો હશે."

"વારૂ" નંદકિશોરે પૂછ્યું: "તે સ્વભાવે હઠીલો છે, એમ આ ઉપરથી સાબિત થયું. તેની પ્રકૃતિ બીજી રીતે કેવી છે? તમારે ઘેર તો તે આવજા કરતો હશે."

"ના. તે નાશી ગયો છે ત્યાર પછી અમારે ત્યાં આવ્યોજ નથી."

"અર્થાત અતડો અને મૂર્ખ! વારૂ, તે જૂદો રહીને કદાપિ તારા કાકાનું કોઇને મ્હોંયે ભૂડું બોલતો હોય, એમ તેં સાંભળ્યું છે?"

"મને ખાસ ખબર નથી."

"કાંઇ ફિકર નહીં. તેં આપેલી વિગતો ઉપરાંત હું એ જાણવા માગું છું કે, તે તમારી સાથે રહેતો હતો તે દરમ્યાન ઇર્ષાળુ, મિજાજી કે ક્રોધી માલુમ પડયો હતો? ઘરમાં એકાદ ચીજ બધાંને આપવામાં આવે ત્યારે પોતાને મળેલી ચીજમાં અસંતોષ બતાવીને વધારે માગે, અથવા કંકાસ કરે એવો તેનો સ્વભાવ હતો?"

જરાકવાર વિચાર કરીને દિવ્યકુમારે કહ્યું: "હા. એવું તો કાંઇક ખરૂં. દાખલા તરીકે, દુધના પ્યાલા મને, જયોત્સ્નાને અને તેને આપવામાં આવે ત્યારે જો તેનો પ્યાલો જરાક ઉંડો હોય તો તે ધાંધલ કરી મૂકતો. આવીજ રીતે બીજી કેટલીક બાબતોમાં કરતો."

"બસ. હવે એ ઉપરથીજ હું મારી સાબિતીઓ તારી

આગળ રજૂ કરૂં છું. તે ન[illegible]ર નારાજ થઈને ઘરમાંથી નાશી ગયો હશે. તેને ઓછું આવી [illegible] હશે કે, મારાં માબાપ નહીં એટલે આ કાકાને પનારે હું પડયો અને તેને ત્યાં મારી સગવડો જળવાતી નથી. તે અંદરખાનેથી ઇર્ષાળુ, ક્રોધી અને અસંતોષી હોવો જોઇએ. નોકરીએ વળગ્યા પછી તે લાગ શોધતો હોવો જોઇએ કે, હવે ક્યારે તક મળે ને કુટુંબના કોઇકની ઉપર કાકાનો ક્રોધ ઉછળી પડે એવો રંગ જમાવું. તારાં છિદ્રો તે જાણવા પામ્યો હશે અને તે જાણીને તેણે તારા કાકાને જરૂર જણાવ્યાં હશે. આમ કરીને હવે તે કાકાનો પ્રિય થવા મથતો હશે."

"કદાચ એમ હોય. પણ મને એ ઉપરથી તેના પ્રત્યે કાંઇ શક ઉત્પન્ન થતો નથી."

"ભોળા કુમાર, તારી સમજમાં એ નહીં ઉતરે. પણ ચાલ, લગાવ શરત કે તેજ ચાડી ખાનાર છે એમ હું પકકે પાયે બાતમી લાવી આપું તો તું કેટલા રૂપીઆ હારી જાય?"

"થયું. આખરે આવી આવીને શરત ઉપર આવ્યો! મિત્ર, તારી આ શરત લગાવવાની ધૂન તું ક્યારે મૂકી દેશે?"

"સોનાપુર જઇશ ત્યારે!" એટલામાં ઘડીઆળમાં છના ટકોરા પડયા તેથી તે એકદમ બોલ્યો: "ચાલ, ચાલ, હવે રહેવા દે એ બધી ઉફકર! સિનેમામાં જવાનો વખત થયો. ત્યાંથી આવ્યા પછી બધી પંચાત કરીશું—"

તેણે આ વાકય પુરૂં કર્યું એટલામાં તે ખંડમાં એક ત્રીજો યુવક આવી ચઢયો. તેને જોઇને દિવ્યકુમારે કહ્યું: "કોણ જગદીશ? ક્યાંથી ભૂલો પડયો?"

તે આવનાર યુવકને જોતાં કોઇ તટસ્થ તરતજ કહી શકે કે, તેનો દેખાવ, તેની વાણી વગેરેમાં અને આ બે યુવકોનાં દેખાવ વાણી વગેરેમાં આસમાન જમિનનો તફાવત હતો. જગદીશના મ્હોં ઉપર શાંતિ અને નમ્રતાનો ચોખ્ખો ભાસ હતો. તેનો પોષાક સાદો હતો. ખાદીનો કોટ; જાડું પણ સ્વચ્છ ધોતિયું; ખાદીની ટોપી તથા સાધારણ જાતનાં ચંપલ તેણે પહેરેલાં હતાં. તેના હાથમાં એક કાગળનું ભૂંગળું હતું. નંદકિશોરની ફેશનેબલ "ટીપટોપ" થી તો આ પોષાકમાં વિરૂદ્ધતાજ હતી; પણ દિવ્યકુમારના મ્હોં ઉપરની ખાધેલપીધેલ યુવકના જેવી લાલી જગદીશના મ્હોં ઉપર નહોતી

જગદીશે એક ખુરશી ઉપર બેસતાં બેસતાં કહ્યું: "ત્રણેક દિવસથી આપણે મળ્યા નહતા એટલે આજ તપાસ કરવા આવ્યો. વળી જ્યોતિમાંથી બ્હેનનો સંદેશો લાવ્યો છું. કમળનયન કાકાની ભલામણ લાવ્યો છું અને કાન્તા કાકીની વિનતિ કહેવા આવ્યો છું કે, કેમ હમણાં દેખાતા નથી ?"

નંદકિશોરે અત્રે કહ્યું: "અરે મિસ્ટર, આ સાહેબ એ લોકોનીજ ભાંજગડમાં ત્રણ દિવસથી પડયા છે. તેઓને દર્શનનો લાભ દઇ શકયા નથી; પણ હૃદયમાં તો તેઓને લગતાજ ખ્યાલ રાખીને પોતાની સર્વ સંપત્તિ તજી દઇને ફકીરી ધારણ કરી આવ્યા છે—"

"હેં ? શું ખરી વાત, કુમાર ભાઇ ?"

"હા. મિત્ર જગદીશ, આજથી હું તારી કોટિમાં આવ્યો છું. જગતનાં ગરીબજનોને મારો સંદેશો કહે જે કે, આજથી એક શ્રીમંતપુત્ર તેઓની સમાન કક્ષામાં દાખલ થયો છે !"

નંદકિશોરે અત્રે પોતાનાં બહાર જવાનાં કપડાં પહેરી લઇને કહ્યું: "દિવ્યકુમાર, તું પાછો લેકચર કરવાની શરૂઆત કરવા કયાં મંડયો ! ચાલ, આવે છે કે પછી હું જાઉં ?"

"મિત્ર, અત્યારે તો મને માફ કર. મારૂં ચિત્ત અત્યારે મુંઝાઇ ગયું છે. જગદીશ આવ્યો છે એટલે હું તેની સાથે વાતો કરીશ."

"વેલ ! તો સાહેબજી. ટાટા પછી મળીશું." આમ કહીને ડૅાસનના બૂટનો ચરરાટ બોલાવતો નંદકિશોર તે ખંડમાંથી બહાર પડયો.

ક્ષણભર એ ખંડમાં શાંતિ પથરાઇ રહી. દિવ્યકુમારને જગદીશે પૂછ્યું: "ભાઇ, આટલી બધી ચિંતાતુર સ્થિતિમાં તમે શી રીતે આવી ગયા ?"

"નહીં. ચિંતાતુર સ્થિતિ છે જ નહીં. રાજીખુશીથી મેં આ સ્થિતિ સ્વીકારી છે." આમ કહીને તેણે પુનઃ જગદીશ આગળ, નંદકિશોરને કહી હતી તે બધી વિતક કહી સંભળાવી.

"મારે તમને મુબારકબાદી આપવી કે દિલાસો આપવો, એ હું સમજી શકતો નથી. જે ઉદાત ભાવનાથી તમે સંપત્તિનો ત્યાગ કર્યો છે તે હું વખાણું છું પણ તમારા જેવા કોમળ યુવકથી જગત્‌નાં ત્રિવિધ દુઃખો કેમ સહી શકાશે, એ વિચારથી હું ખેદ પામું છું."

કરસનદાસ સોલિસિટરે કહેલાં વેણુ અત્રે દિવ્યકુમારને યાદ આવ્યાં. તે હસ્યો અને બેદરકારીથી બોલ્યો: "તારો ભેદ નકામો છે. જેમ તું જીવન ભોગવે છે; જેમ બીજા મજુરો, મજુરી કરીને જીવન વીતાવે છે તેમ હું શી રીતે નહીં વીતાવી શકું ?"

ડોકું ધુણાવીને જગદીશે કહ્યું: "એ કામ તમારાં નહીં ! યુનિવર્સિટીના શિક્ષણોપેત દિવ્યકુમારજી ! તમને અપાતા શિક્ષણે તમને બેહાલ બનાવેલા છે. જગતમાં જો કોઇ પણ નિરૂપયોગી હોય તો તે તમે લોકો છો. યુનિવર્સિટીની પરીક્ષાઓ માટે તમે તમારી કાયાઓ ગાળી નાંખી છે. તમે એમ કરતાં એવા માંયકાંકલા બની બની ગયા છો કે, દશ શેરનું વજન ઉંચકીને બોરીબંદરથી તમારી કૉલેજ સુધી તમારે ચાલવું પડે તો જરૂર થાકી જાવ છો અને તેથી ટ્રામ કે ટેકસીમાં બેસી પડો છો. આ તો તમારાં શરીરની વાત થઇ. પણ તમારાં મગજ ? ભાઇ, તમો યુનિવર્સિટીનાં શિક્ષણ લેનારાઓનાં મગજ ખવાઇ ગયલાં હોય છે. શેકસપિયર, શૅલી, ભવભૂતિ કે કાળિદાસ તમને રોટલા માટે તૈયાર કરી શકતા નથી. સાધારણ બુદ્ધિવાળા વ્યવહારૂ માણસો જે કામો કરી શકે છે તેમાં તમને ગમ પડતી નથી. તમે સતત છ કલાક કામ કરવાથી જરૂર કંટાળી જાવ છો. આવી તમારી હાલતમાં ગરીબ લોકો કિંવા કારીગર લોકો જેટલું નાણું તમે પ્રાપ્ત કરી શકો કે કેમ એની મને શંકા છે."

દિવ્યકુમારે કહ્યું: "યુનિવર્સિટીનાં શિક્ષણ લેનારાઓ ઉપર તું નિરર્થક વાગ્બાણ છોડે છે. શું અમે નિરૂપયોગીજ છીએ ?"

જગદીશે જવાબ દીધો: "મારૂં કહેવું ધ્યાનપૂર્વક સાંભળજો. યુનિવર્સિટીમાંથી સંખ્યાબંધ ગ્રેજ્યુએટો બહાર પડતા હોવાથી તેઓ પોતાના જ ભવિષ્યના બાધક થઇ પડે છે. કેવળ ચોપડીઓનાં થોથા—અને તે પણ કોઇ ઉત્તમ ધંધામાં કામ લાગે એવાં નહીં—માં રચ્યા પચ્યા રહેલા તમે લોકો શાં ઉપયોગી ધંધાદારી જીવન ગાળી શકો તેમ છો ? કદાચ તમે શાળાઓમાં શિક્ષકો થઇ શકો. સરકારી ખાતાંમાં કારકુનો થઇ શકો; પરંતુ તેમાંયે આજકાલ કેટલા બધાઓ ઉભરાઇ ગયા છે ? હુન્નર ઉદ્યોગનું જ્ઞાન તમને આપવામાં આવતું ન હોવાથી તમે કેવળ નોકરી ઉપરજ લક્ષ રાખો છો. આથી તમારી સ્થિતિ કફોડી થઇ પડે છે. તમને ઓછા પગાર પાલવતા નથી. લોકોને વધુ પગાર આપવા પરવડતા નથી. પરિણામે તમને કાંઇ

ધંધા સુઝતા ન હોવાની લોકો પાસે આજીજીથી અને લાચારીથી તમારે ઓછા પગારે નોકરી સ્વીકારવી પડે છે. તમારાં જીવન એમાંજ વીતે છે. હવે કહો, તમારી નિરૂપયોગતા ખરી કે નહીં ? તમારો અંગત દાખલો લ્યો. આજ સુધી તમે તમારા કાકા પાસેથી માસક ૩૫૦ રૂા. મેળવતા. હવે એ બંધ થશે. શું તમને અત્યારે તેટલો પગાર કોઇ આપશે ? ભાગ્યેજ તમને ૫૦ કે ૬૦ રૂપીઆ મળશે. કહો, અહીં તમારી નિરૂપયોગિતા સાબિત થઇ કે નહીં ? જો આજ સુધી તમે કોઇક હુન્નરનું જ્ઞાન લીધું હોત તો જરૂર અત્યારે તેમાં તમે પાવરધા બની ગયા હોત અને તમને જીવનની સારી શરૂઆતનો લાભ મળત."

"કાવ્યો કરવાનો મને શોખ છે. તો શું એ કાવ્યોનો સમૂહ છપાવીને હું સારાં નાણાં ઉત્પન્ન કરી શકું નહીં ?"

"આ દેશમાં અને ખાસ કરીને ગુજરાતી ભાષા બોલતા દેશમાં તો તમે કાવ્યોનાં પુસ્તકોમાંથી કમાણી કરી શકો નહીં. સાહિત્યપ્રવૃત્તિથીજ માલદાર થવાની આશામાં ભાગ્યેજ કોઇ ગુજરાતી સફળતા મેળવી શકે. આ કાંઇ લૉઇડ જ્યૉર્જ કે ચર્ચિલનો દેશ નથી કે જેમાં તેઓના લેખોની માફક હજારો પૌંડ આપવા કોઇ પ્રકાશક તૈયાર થાય. એટલે મેં આગળ કહ્યું તેમ ૫૦ અને વધુમાં વધુ ૭૦ ની માસિક નોકરી સિવાય તમો યુનિવર્સિટી શિક્ષણોપેત યુવકોને માટે અન્ય કોઇજ આરો નથી."

દિવ્યકુમારે વિચારશીલ મુદ્રાથી કહ્યું: "તમારૂં કહેવું મને ખરૂં ભાસે છે, પણ હું—"

"કહો, કહો, શા માટે ખચકાયા ? શું તમે એમ કહેવા જતા હતા કે, તમે કોઇ બીજી રીતે નાણાં પેદા કરીને જીવન ગુજારી શકશો ? કઇ બીજી રીત ? હા. એક છે. અપ્રમાણિકપણાની—અધર્મની અને અનીતિની રીત ! ભાઇ, તમારી આગળ ચિંતાનો મોટો વિષય ખડો થયો છે; પણ તમે તેથી મુંઝાઓ એ હું પસંદ કરતો નથી. ધીરજ રાખો. અત્યારે આપણે આ વિષયમાં વિશેષ વિચાર નહીં કરીએ, પણ હું મનન કરી જોઇને તમને જરૂર કોઇ સારો માર્ગ બતાવીશ કે જેથી તમે સુખરૂપ જીવન જ વીતાવી શકો."

"અત્યારે તો મને એવા બધા રસ્તા બંધ થયેલા લાગે છે. ભલે, ચાહે તે થાવ. પણ હું કાંઇ કાકાજી પાસે હવે એમ કબુલ કરવા જવાનો નથી કે, જ્યોતિને હું તજી દઇશ."

"બેશક નહીંજ. એવું કરવાની સલાહ હું તમને નથી આપતો; પણ—"

"પણ શું ?"

"પણ મને એક શંકા થાય છે. જ્યોતિ બહેન તમને ચાહે છે એ વિષે તમને પક્કી ખાત્રી છે ?"

"હા. પક્કી ખાત્રી છે."

"તમારી શ્રીમંતાઇને ખાતરજ તેઓ તમને પહેલાં ચહાતાં હોય અને હવે તમે ગરીબ થયા એમ જાણીને તેઓ તમારી સાથે લગ્ન કરવા ના પાડે તો ?"

દિવ્યકુમાર આ સવાલથી ચોક્કસ ચોંક્યો. જગદીશે કહ્યું: "જગત્ વિચિત્ર છે તેથીજ મેં આ સવાલ કર્યો છે. પૈસા વિનાના માણસને જગત્ પશુવત્ લેખાતું આવ્યું છે. જેમ શુષ્ક આમ્રવૃક્ષને કોયલ તજી જાય છે; જેમ જળ વિનાના સરોવરને માછલી તજી જાય છે; જેમ ગરીબ બની ગયેલા શેઠને તેના નોકરો છોડી જાય છે તેમ આ કલિકાલનાં સ્ત્રીપુરૂષોનું પણ સમજવાનું છે. પૈસા વિનાના વરને પરણવા તૈયાર થનાર કન્યા અથવા કન્યાને પરણાવનાર માબાપો આ વિશાળ જગતમાં બહુજ થોડાં હોય છે. તમારા દાખલામાં શું બનશે, તેની મને ચિંતા થયાં કરે છે."

"એક રીતે તારી ચિંતા ખોટી નથી. તેં પૂછેલા દષ્ટિબિન્દુથી મેં વિચાર કરેલો નથી; કિંવા જ્યોતિ કે તેનાં માતપિતાની કસોટી કરી નથી—"

"આથીજ મેં તમને સૌથી પહેલાં કહ્યું હતું કે, તમને મુબારકબાદી આપું કે દિલાસો આપું ? જો કે મેં તમારી આગળ એ બન્ને મુદ્દાનાં કારણો જૂદાં રજૂ કરેલાં છે પણ તમારી હકિકત સાંભળ્યા બાદ મને સાથી પહેલો વિચાર એ આવ્યો હતો કે, કન્યા કિંવા કન્યાનાં માબાપ હવે શું કરશે ?"

"હું તેઓના વિચારથી આવતી કાલે જરૂર વાકેફ થઇશ."

"મિત્ર, માઠું ન લગાડશો. પણ એ વિચારથી વાકેફ થવાની જરૂર, તમારા કાકાશ્રીને જવાબ દેતાં પહેલાંજ ઉભી થઇ હતી. કન્યા પક્ષ મક્કમ હોય અને ચાહે તે સ્થિતિ સહન કરવા રાજી હોય તો પછી જગત્ જખ મારે છે પણ જ્યાં તેવી વસ્તુસ્થિતિ હોતી નથી ત્યાં તમારા જેવું પગલું અવિચારી થઇ પડે છે. ભાઇ, તમારામાં

આવું અવિચારીપણું મેં અનેકવાર અનુભવ્યું છે. જુઓ, નંદકિશોર-ભાઇની સોબત છોડવા મેં તમને કેટલીકવાર કહ્યું છે? મેં તમને ચેતવણી આપી છે કે, તે તમને ખુવારીના ખાડામાં નાંખશે. અને તમારો હવેનો અનુભવ શો છે? જુગાર અને ઘોડદોડની શરતની લત તથા નાટક સિનેમાઓ જોવાના શોખ તમને ન હોત અને જેટલાં નાણાં એ કુમાર્ગે ગયાં તેટલાં તમે જાળવી રાખ્યાં હોત તો આજ તમારી પાસે એક મોટી રકમ ફાજલ હોત! કમનસિબે દૂધ ઢોળાઇ ગયું છે! અને તે ઉપર વિલાપ કરવો નકામો છે! હું તમને વધુ ત્રાસ નહીં આપું—"

"ના. ના. જગદીશ! મને કહેવાનો તને હકક છે. તું કહે. હું જરૂર સાંભળીશ."

"તમારો આભાર માનું છું; પરંતુ કુમારભાઇ, અવિચારી રહ્યા તે માટે હવે વિલાપ કરવો નકામો છે. માત્ર જે ધ્યાનમાં રાખવાનું છે તે એ કે, હવેથી બધાં કામ વિચારપૂર્વક જ કરવાં. જે બાજી બગડી છે, તે સુધારવા યત્ન કરવો અને નિર્દોષ, નીતિમય તેમજ સુવિચારયુક્ત જીવન ગાળવું. ભાઇ, મેં રોજ તમને આ વાતો કહેલી છે; પણ આજ પુનઃ કહું છું તેનું કારણ એ કે, આ ખરો પ્રસંગ આવ્યો છે કે જેમાં તમને જરૂર ચાનક લાગશે."

"મિત્ર, હું મુંઝાઇ ગયો છું. જે વિચાર તેં મારા મગજમાં દાખલ કર્યો છે તે હું ભૂલી જઇ શકતો નથી. જ્યોતિનું ચિત્ત મારે તપાસવું છે. તેનાં માબાપની ઇચ્છા જાણવી છે. ચાલ, અત્યારેજ તેમને ઘેર જઇશું?"

"ના. મુંઝાયલા મગજે કદી પણ કોઇ ગંભીર કાર્ય કરવું ન જોઇએ. હવે થોભ્યા છો તો બે દિન વધુ થોભી જાવ. આવતા શનિવારની શરતમાં તમારૂં પરિણામ જાહેર થઇ જાય તે પછી તમે તેઓને મળજો. કદાચ તમને તેઓના જવાબ પછી કાંઇ ઔર રસ્તો સુઝશે."

"ઠી...ક. એમ કરવામાં પણ વાંધો નથી"

"ભાઇ! હવે હું રજા લઇશ. મેં કહ્યું છે તે બધું લક્ષમાં રાખજો. મારા પર ગુસ્સે ન થશો અને કૃપાદષ્ટિજ રાખજો."

જગદીશનો હાથ ઝાલીને હિ૦ કુમારે કહ્યું: "મિત્ર, તારા ઉપર હું ગુસ્સે થાઉં એમ બને? ના. હું સમજું છું કે, સ્વાર્થી

લોકો હમેશાં માણસની ખુશામદ કરે છે; પણ તારા જેવા નિઃસ્વાર્થીઓ તો જે સત્ય હોય છે તે ખુલ્લે ખુલ્લું કહી દે છે. આથીજ હું તારા પ્રત્યે પૂજ્યભાવ ધરાવું છું. મને લગારે માઠું લાગ્યું નથી માટે એ મુદ્દામાં નિશ્ચિંત રહેજે."

પરસ્પર વંદન કરીને બન્ને જણ વિખૂટા પડ્યા.

દિવ્યકુમારના આ બે મિત્રોની પ્રકૃતિથી ચતુર વાચકવૃન્દ હવે માહિત થઇ ચૂકયા હશે. આગમમાં ઇન્ધન હોમવાની નંદકિશોરની પ્રકૃતિ અને સત્ય વસ્તુસ્થિતિ સાફ સાફ સમજાવી દેવાની જગદીશની પ્રકૃતિ—આ બે પ્રકૃતિઓની હરિફાઇ વચ્ચે દિવ્યકુમાર આજ કાલ ઝોલાં ખાઇ રહ્યો છે! તે પોતે ભોળો છે અને એ ભોળા ભાવને લીધે તે ઘણીવાર ગુંચવણમાં પડી જાય છે કે કિયે માર્ગે જવું? તેને જગદીશની સલાહોમાં હમેશાં નીતિના રાહ જણાયા છે. જગદીશમાં સહૃદયતા અને સ્નેહવિવશતાનું આકર્ષણ છે; પરંતુ નંદકિશોરનું આકર્ષણ ઔર પ્રકારનું છે. તે જબાનમાં મીઠો અને અને હમેશાં હસમુખો છે. વારંવાર અનીતિના રાહે તે જાય છે અને તેમાં દિવ્યકુમારને ઘસડી જાય છે. પરંતુ જો દિવ્યકુમાર મુંઝાય છે તો તરતજ તે તેને નાણાંની મદદ કરીને તેનું આકર્ષણ કરી લે છે આથી તેની દોસ્તી તે તજી શકતો નથી. ફેશનની રસિયારીમાં ફસાયલો નંદકિશોર પોતાની પાસે હમેશાં ચલણી નોટોના ચોડેચોડા રાખે છે. આઠે દશે દિવસે તે પોતાના શ્રીમંત પિતા પાસેથી નાણાં મંગાવતો જ રહે છે અને તેનો પિતા તે મોકલતોજ રહે છે. દિવ્યકુમારને આજ સુધી માસિક રૂા. ૩૫૦ તેના કાકા તરફથી મળતા. યુવાની ઉન્માદિની હોવાથી નેકી કરતાં બદીને રસ્તે તે ઝટ સરી પડે છે. આ નિયમે મીઠાબોલો નંદકિશોર જ્યારે ને ત્યારે નાટક સિનેમાઓમાં જતો ત્યારે દિવ્યકુમારને પોતાની સાથે આવવા આગ્રહ કરતો. કોઇવાર પોતે ટિકિટોના પૈસા કાઢતો તો કોઇવાર દિવ્યકુમાર કાઢતો. આમાં કેટલીકવાર એમ બનતું કે, દિવ્યકુમારની આવક બાંધેલીજ હોવાથી તેની ખર્ચી મહિનાની અધવચમાં ખૂટી જતી. એ વખતે નંદકિશોર તેને નાણાં ધીરતો. શરૂઆતમાં તેઓ નાટક સિનેમાઓજ જોતા પણ પછી વાત વધવા પામી. અલબેલી મુંબઇ નગરીમાં યૂરોપથી ફેશનબાજ, એના પાવલોવા, મોડ એલન જેવી નાચનારીઓ આવતી ત્યારે આ બે મિત્રો તેમના પ્રત્યેક નાચમાં હાજર રહેતા જ!

નંદકિશોરને સંગીતનો શોખ હોવાથી દેશી નાચનારીઓ અને ગાયન કરનારીઓની મુલાકાતે પણ તે દિવ્યકુમારને ઘસડી જતો. આમ નાચ ને ગાનતાનમાંથી તેઓ જુગારની લતે પણ ચઢ્યા હતા. એકવાર એક મહિનાની ૨૫ મી તારીખે દિવ્યકુમાર પાસે નાણાં થઇ રહ્યાં અને દર મહિનાના નિયમ પ્રમાણે તા. ૨ જીએ તેના કાકા તરફથી મનિઓર્ડર આવતો હોવાથી વચ્ચે ૬–૭ દિવસનો ગાળો રહ્યો; તેથી તેણે નંદકિશોરને પૂછ્યું: " મિત્ર ! પચાસેક રૂપીઆ આપીશ ? "

નંદકિશોરે કહ્યું: " કેમ, આ મહિનાની ખર્ચી અત્યારથીજ ખલાસ થઇ ગઇ ? "

" હા. પણ શી ફિકર જેવું છે ? બીજી તારીખે આપણો મનિ-ઓર્ડર આવવાનોજ. "

નંદકિશોરે ગંભીર મુદ્રા કરીને કહ્યું: " તું તો ખરેખરો પરતંત્ર ! મોટા બૅરોનેટનો વારસ હોવા છતાં પણ તારે આ પરતંત્રતામાં રહેવું પડે છે એ મને ઠીક લાગતું નથી. "

" અરે, એમાં પરતંત્રતા શેની ? "

" કેમ ? પરતંત્રતા સત્તરવાર ! બાંધેલી રકમ જ ખરચવી પડે અને અધવચ ખૂટે એટલે ઉછીનાં નાણાં લેવાં પડે–એ પરતંત્ર દશા નહીં ? આજ તો ઠીક છે કે, હું નાણાં આપી શકું તેમ છું પણ હું બહારગામ ગયો હોઉં તો તારી શી દશા ? મને પૂછે તો, આપણે નાણાંની સેર ચાલુ રહે એવી એકાદ પ્રવૃત્તિમાં પડીએ. "

"એવી પ્રવૃત્તિ છે ક્યાં ? આપણે કાંઇ નોકરી કરવા જવાના હતા ?"

" ના. ના. ચાલ, આજે હું તને એક સ્થળે લઇ જાઉં. ત્યાંથી નાણાંની સેર આવે છે કે નહીં, તે અનુભવ્યા પછી મને તે વિષે તારો અભિપ્રાય આપજે. "

આમ કહીને તેણે રૂા. ૫૦) દીવ્યકુમારને આપ્યા અને તેઓ બન્ને એક જુગારખાનામાં ગયા. બેશક, અહીં નાણાંની સેર પણ હોય છે અને નાણાંની ખુવારી પણ હોય છે ! નંદકિશોર ખરો નિવડ્યો ! પ્રથમ દિને દિવ્યકુમાર ૫૦ ના ૧૦૦ પેદા કરી શક્યો. બસ. અહીંથી તેને જુગારની લત લાગી. હારે જીતે વળી જીતે હારે–એવો અસ્તોદયની ઘટમાળનો ક્રમ ચાલ્યા કર્યો. નંદકિશોરે એ પછી દિવ્યકુમારના લોભની માત્રા વધારી. લૉટરીઓમાં નાણાં ભરવાં

લાગ્યાં; એ પછી ઘોડદોડની શરતમાં નાણું જવા લાગ્યાં. આમ અનીતિના બધા રસ્તાઓએ દિવ્યકુમારનાં નાણાં, નંદકિશોરનાં નાણાંની સાથેજ દોસ્તી કરતાં જવા લાગ્યાં!

છેક છેલ્લી વસ્તુસ્થિતિ, દિવ્યકુમારના કાકા સાથે જે વાતચિત પ્રથમ પરિચ્છેદમાં વર્ણવી છે તે મુજબ બની રહી: એટલે કે તે ત્રણ હજાર રૂપીઆ જુગારમાં હારી ગયો હતો. એ બદલ તેણે પોતાની ચારસોની વીંટી દેવામાં આપી હતી અને બાકીનાં નાણાં ભરપાઇ થયાં ન હતાં. મહાલક્ષ્મી ખાતે થતી ઘોડદોડની શરતમાંથી તેણે આ નાણાં મેળવવા ધાર્યાં હતાં.

હવે આપણે જોઇશું કે, તે શરતમાં જીતે છે કિંવા હારે છે?

જગદીશને અને દિવ્યકુમારને એકવાર અજબ સંયોગમાં ઓળખાણ થઈ હતી. ચોપાટી તરફ સાંજને છેડે દિવ્યકુમાર એક દિન મોટરમાં બેસીને ફરવા જતો હતો ત્યારે અચાનક તેની મોટર નીચે એક યુવક આવી ગયો હતો. તેને એ અકસ્માતમાં કેટલુંક વાગ્યું હતું પણ એ અકસ્માત પ્રાણઘાતક નહોતો. જ્યારે દિવ્યકુમારે જોયું કે, એક યુવક પોતાની મોટર નીચે આવી ગયો છે, ત્યારે મોટર અટકાવરાવીને તેણે તેને મોટરમાં ઉચકી લીધો અને પોતાના ઓળખીતા એક ડાક્ટરની ખાનગી હોસ્પિટલમાં તેને રાખ્યો. ડાક્ટરે આશ્વાસન આપ્યું અને તે યુવકને પંદરેક દિવસ સુધી તે હોસ્પિટલમાં સારવાર માટે રાખ્યો. આ પંદર દિવસો દરમ્યાન હરરોજ દિવ્યકુમાર તે યુવક પાસે આવતો. ધીરે ધીરે તેઓ બન્ને વચ્ચે પરિચય શરૂ થયો. તે યુવક એક ચિત્રકાર હતો. એક ખાનગી ચિત્રાલય રાખીને તે ચિત્રો દોરતો; દુકાનદારોનાં પાટીઆં ઉપર નામો લખી આપતો; નાટકોના પડદાઓ પણ ચીતરતો અને ફોટોગ્રાફીનો ધંધો પણ કરતો. આ ચિત્રકાર તેજ જગદીશ! દિવ્યકુમાર અને જગદીશ વચ્ચે પરિચય વધતાં પ્રીતિ ઉત્પન્ન થઇ. જગદીશ સાજો થયા પછી દિવ્યકુમાર હમેશાં બીજે કે ત્રીજે દિન તેના ચિત્રાલયમાં જતો અને અનેક વિષયો ઉપર તેની સાથે વાતો કરતો. ચિત્રકારને ત્યાં અનેક અંગ્રેજી નવલકથાઓ હતી; અનેક ચિત્રયુક્ત માસિકો હતાં. એ સર્વનાં અવલોકનથી દિવ્યકુમારને ઇંગ્લિશ સમાજ પ્રત્યે, તેના રિવાજો પ્રત્યે અને વ્યક્તિસ્વાતંત્ર્યના તે સમાજના ઉદ્દેશો પ્રત્યે મોહ ઉપજ્યો. હિંદુ સમાજ તેને ઇંગ્લિશ સમાજ જેટલી ઉચ્ચ કક્ષામાં ન લાગ્યાથી તેને તે કક્ષાએ લાવવાના મનોરથ, તે કલ્પનાસૃષ્ટિમાં

રચવા લાગ્યો. હવે જગદીશ અને દિવ્યકુમાર બન્ને પરમપ્રિય મિત્રો બન્યા છે અને દિવ્યકુમાર સ્પષ્ટપણે નિહાળી શકયો છે કે, જગદીશના હૃદયમાં પોતાને માટે નિઃસ્વાર્થ પ્રેમ છે. દિવ્યકુમાર જોઇ શકયો છે કે, આના જેવો વિશુદ્ધ હૃદયનો અન્ય કોઇ મિત્ર આજ સુધી પોતાને મળ્યો નથી.

## પરિચ્છેદ ૪.

### શરતમાં પરાજય!

મહાલક્ષ્મીની ઘોડદોડની શરતનો શનિવાર પૂરો થયો છે. સાયંકાલ પડી ચૂકી છે. શરતમાં જીતેલાઓ હર્ષમાં આવી ગયા છે પણ હારેલાઓનાં હૃદયમાં અંધકાર વ્યાપ્યો છે!

આજની સાયંકાલે ચોપાટી ઉપર દિવ્યકુમારને આપણે વિચાર મગ્ન સ્થિતિમાં બેઠેલો નિહાળીએ છીએ. સામે મસ્ત મહાસાગર ગર્જી રહ્યો છે. આસપાસ વાહનો અને માણસોનો કોલાહલ ચાલુ છે—રે, તે જે બાંક ઉપર બેઠો છે તે બાંક ઉપર પણ કોલાહલ છે! ત્રણ પારસીના છોકરાઓ મોટેથી વાતો કરતા ઠઠ્ઠા મશ્કરીમાં પ્રવૃત્ત રહ્યા છે. એ કોલાહલ વચ્ચે કંટાળાભરેલા મનવાળો, અશાન્ત હૃદયવાળો, દિવ્યકુમાર ઉંચે આભ તરફ દૃષ્ટિપાત કરીને પ્રશ્ન કરે છેઃ "મારે શું કરવું?" પારસીના છોકરાઓ જાણે તેને જવાબ આપતા હોય તેમ, "હા હા હઃ હઃ" કરીને એક સામટું અટ્ટહાસ્ય કરી મૂકે છે! દિવ્યકુમાર કંટાળા ભરેલી તીક્ષ્ણ નજર તેમના તરફ નાંખે છે.

જગતમાં દુઃખી હૃદયોને આશ્વાસન ક્યાં છે? પૃથ્વીના કોઇ પણ ભાગમાં દુઃખી હૃદયોને જઇને પૂછો કેઃ "તમને આશ્વાસન કોણ આપે છે?" સખ્ત ક્રોધભરી નજરથી તેઓ જવાબ દેશેઃ "કોઇજ નહીં!" દુઃખીપર દુઃખ ધીરે ધીરે આવતાં નથી—એક સામટાં આવે છે. દિવ્યકુમાર આવી દશામાં અત્યારે આવી પડયો છે. કોણ જાણે કિયા ચોઘડીયામાં તેને પોતાના કાકા સાથે ચકમક ઝરી કે તે પછી તેના પાસા ઉંધા જ ગબડે છે! મહાલક્ષ્મીની શરતમાંથી તેને કાંઇજ મળ્યું નથી!! તેણે રાખેલી મોટી મોટી આશાઓ,

રમવાનાં પત્તાંના કિલ્લાની માફક, એકાએક તૂટી પડી છે! ચોપાસ આજ તેને જગત્ ખારૂં લાગ્યું છે. પણ તે તો કાકા પાસેથી વિદાય થયો ત્યારે ખુશમિજાજમાં હતો? જેમ કાકાની માંદગીના સમાચાર જાણીને તે નાનામાં નાના નોકરની સાથે પણ ખુશમિજાજથી વાત-ચિત કરતો ઘેર ગયો હતો તેમજ તેમની પાસેથી વિદાય થતી વખતે પણ તેણે હસ્તે હસ્તે પ્રતિકુળ સ્થિતિને વધાવી લીધી હતી! જ્યો-ત્સ્ના સાથે દરિયાકિનારે વાતચિત કરતી વખતે પણ તે તો ખુશ-મિજાજી માલુમ પડતો હતો? કયા જોશથી તેણે એ ખુશમિજાજી પણું રાખ્યું હતું? કયી ઉર્મિથી તે આનંદી દીસતો હતો? હા, "પ્રેમ દેવતાને હું નહીં કોપાવું" એમ કહેતો આપણે તેને સાંભળ્યો હતો. એ પ્રેમદેવતાના પૂજનની ઉર્મિમાં તે હર્ષિત હશે. પણ અત્યારે શું એ હર્ષ તેના મનમાં જાગ્રત નથી? જે પ્રતિકુળ સંયોગોને પણ બેદર-કારીથી પોતાને માથે તેણે ઝીલી લીધા હતા તે એજ હર્ષને લીધે ઝીલી લીધા હતા. તો હવે તેના હૃદયમાં શું એ હર્ષ નથી? આનો જવાબ તેની મુખમુદ્રા આપે છે. આકાશ તરફ જોઇને ખિન્ન વદને "મારે શું કરવું?" એવો પ્રશ્ન કરનાર વ્યક્તિના મનમાં જો હર્ષની ઉર્મિઓ હોય તો તે કદી તેવો પ્રશ્ન કરે? ત્યારે શું તેને પ્રેમમાં નિરાશા મળી છે? જગદીશે તેને જે કસોટી કરવા કહી હતી: ઘોડાદોડની શરતના પરિણામ પછી જે પ્રશ્નો જ્યોતિ અને તેનાં માબાપને કરવા કહ્યું હતું તે શું દિવ્યકુમાર કરી આવ્યો છે? તેને શું તેના પ્રશ્નોના જવાબ મળી ચૂકયા છે? મુખમુદ્રા તો જવાબ મળ્યા હોય એવો ભાસ આપે છે—ફક્ત તેની વાણીમાં એવું કાંઇ સાંભળવાની તક હજી સુધી કોઇને મળી નથી. તેના મુખના ઉદ્ગાર વિના કશો અભિપ્રાય આપવાની ઉતાવળ આપણે નહીં કરીએ.

પારસીઓના ઘોંઘાટ અને ધાંધલથી કંટાળેલા દિવ્યકુમારને "મારે શું કરવું?" એ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર મળ્યો નથી. આકાશ તરફ ફેંકેલી દૃષ્ટિમાં તેણે કાંઇ આશાનું કિરણ ઝીલ્યું નથી. તે ઉઠયો અને આગળ ચાલવા લાગ્યો. શૂન્યમને તે ચાલતો હોય એમ લાગ્યું; કારણ કે તે અચાનક એક માણુસને અથડાઇ પડયો! "માફ કરજો મિસ્ટર" એમ તેણે તેને કહ્યું. "કાંઇ નહીં, અરે, કાંઇ વાંધો નહી," એમ સામો જવાબ મળ્યો! અને તે આગળ ચાલ્યો. રેલ્વેના ક્રોસિંગ આગળથી તે બીજી પાસના રસ્તામાં ગયો. અચાનક એક મોટરે "ભોં ભોં" અવાજ કર્યો; તે ચમકીને દૂર

ખસી ગયો. મોટર ચાલી ગઈ. જરાક આગળ વધતાં ફુટપાથ ઉપર ચઢવા જતાં એક પથરો પગ નીચે આવવાથી તે જમિન ઉપર ગબડતો ગબડતો રહી ગયો. "બધુંયે મારી સામે થઇ ગયું હોય, એમ લાગે છે! છટ!" તે બબડયો અને ફિક્કું હસ્યો. હાતીઆં કરીને તે પુનઃ ગણગણ્યોઃ "પણ કોને અહીં દરકાર છે?!"

ફુટપાથ ઉપરજ ચાલતો ચાલતો તે ટ્રામના સંગમસ્થાન આગળ ગયો અને એક ટ્રામમાં બેઠો. તે ક્યાં જતો હતો? ટ્રામના ટિકિટ આપનારને તેણે "એપોલો બંદર" કહ્યું તે ઉપરથી સમજાતું હતું કે, તે એલ્ફિન્સ્ટન કોલેજ પાસેના પોતાના મકાને જતો હશે. વીસેક મિનિટના અરસામાં તે પોતાના મકાન આગળ ઉતર્યો. જેવો તે તેના દાદરા ઉપર ચઢવા જાય છે કે તરતજ સામેથી જગદીશને તેણે દાદરેથી ઉતરતાં જોયો. જગદીશે કહ્યું: "તમારા બ્લૉકને તો તાળું છે. હું તમારી પાસેજ આવ્યો હતો."

"ચાલ, આપણે અંદર બેસીએ. નંદકિશોર આવ્યો હોય એમ જણાતું નથી. મારી પાસે બીજી કુંચી છે."

તેઓ કશું પણ બોલ્યા વિના ઉપર ચઢયા અને ખંડનું બારણું ઉઘાડીને અંદર પેઠા. એક ખુરશી ઉપર બેસતાં બેસતાં "ઉફ! બહુજ તાપ પડે છે," એવી ટીકા દિવ્યકુમારે કરી. જગદીશે સ્મિત કર્યું. "શિયાળાની ઋતુમાં તાપ કેવો? ભાઇ! તમારી મનોદશામાં ફેરફાર થયો હોય એના ચિહ્ન રૂપે તમારા ઉદ્‌ગાર છે." જગદીશે કહ્યુ.

દિવ્યકુમાર ફિક્કું હસ્યોઃ "હં. હં. એમજ હશે."

થોડીવાર શાન્તિ પથરાઇ. જગદીશ કહેવા ગયોઃ "તમે—"

એજ વેળા દિવ્યકુમારના મ્હોંમાંથી શબ્દ બહાર પડયોઃ "જગદીશ" બન્ને એક સાથે બોલ્યા. બન્ને એક સાથે અટકી ગયા. જગદીશ હસ્યો. પુનઃ થોડીવાર પછી તેણે પૂછ્યું: "તમે આજ હારી ગયા લાગો છો!"

"હા. બે બાબતોમાં મને હાર મળી છે."

વિસ્મિત થઇને જગદીશે પૂછ્યું: "શું કહો છો?!"

"સત્ય વાત. ઘોડાદોડની શરતમાં મને પરાજય મળ્યો છે અને પ્રેમની શરતમાં પણ પરાજય મળ્યો છે!"

"ધીરજ રાખો. શાંતિ રાખો. પ્રભુપર શ્રદ્ધા રાખો." જગદીશે આશ્વાસન આપવા પ્રયત્ન કર્યો.

"મિત્ર !" ગંભીર સ્વરે દિવ્યકુમારે કહ્યું: "ચાર વાગ્યાની લોકલમાં મહાલક્ષ્મીથી મારૂં પરિણામ જાણીને હું મુંબાઇ આવ્યો તેવોજ તારી ચાલીમાં ગયો હતો. તારી ઓરડીએ તાળું જોયું. હું જ્યોત ર્મયીના પિતાની ઓરડીમાં ગયો. માણસનાં મ્હોં જ કોઇવાર શું બનવાનું હોય છે અને શું નહીં, તેની આગાહી આપે છે. જ્યોતિર્મયી પોતે તો નહતી પણ તેનાં માતપિતા મકાનમાં હતાં. તેઓએ હંમેશની માફક મને આવકાર દીધો નહીં. હું તેમની ઓરડીમાં ગયો અને એક ખુરશીમાં બેઠો ત્યાં સુધી એ બેમાંથી કોઇની નજર જ મારા તરફ ગઇ નહીં. કમળનયન છાપું વાંચતો હતો. તેની સ્ત્રી દાણા વીણતી હતી. ખુરશીનો ખખડાટ થયો એટલે સ્ત્રીએ મારા તરફ જોયું અને કહ્યું: "આવો." બસ ! કમળનયન તરફથી કાંઇ પણ સ્વાગતનો ઉદ્ગાર નીકળ્યો નહીં ! મને અજાયબી થઇ. હું આસપાસ જોવા લાગ્યો કે, જ્યોતિ ક્યાં છે ? બંધુ ! મને જ્યોતિ જણાઇ નહીં. દશેક મિનિટ મારે બેસી રહેવું પડયું. એ પછી કમલનયનની સ્ત્રીએ કહ્યું: "તમારા કાકાએ તમને કાઢી મૂકયા, એ જાણીને અમને દિલગીરી થઇ. એ બુઢ્ઢા પણ કોઇક વિચિત્ર માણસ લાગે છે. દિવ્યકુમારભાઇ ! અમને એ જાણીને ખેદ થયો કે, નાંહક વગર લેવે દેવે તમારા કાકાએ અમને ગાળો દીધી ! અમારે શું હતું જે ? અમે કોઇ દહાડો તમારા કાકાને ઘેર કાંઇ મદદ માગવા આવ્યાં નથી. અમારૂં કુટુંબ ગમે તેવું હોય પણ તેમાં તેમને શું ? કાંઇ તેમને અમારૂં પૂરૂં કરવું પડતું નથી. વળી, મારી બિચારી જ્યોતિને અને મારા દિયરને પણ ગાળો ચોપડવામાં બુઢ્ઢાજીએ બાકી રાખી નહીં, એ જાણીને અમને અજાયબીજ થઇ છે. સાચું કહેજો, દિવ્યકુમારભાઇ ! આપણે ક્યારે જ્યોતિનાં લગનની વાતચિત કરેલી છે ? કોઇ દહાડો મેં કે એમણે તમારી સાથે વાતચિત કરી હોય, એવું મને તો યાદ નથી." તેના પતિ સામું જોઇને તે બોલી: "કેમ બોલતા નથી જે ? જ્યોતિ વિષે આપણે કદી આમની સાથે વાતચિત કરી છે ?"

કમળનયને કહ્યું: "આવી નાજુક બાબતોમાં બહુ ચીકણાવેડા કરવા ન જોઇએ. આ બધું તારે દિવ્યકુમારભાઇને સંભળાવવાની શી જરૂર ? આપણે આપણા રસ્તે અને તેઓ તેમને રસ્તે ! તને એમણે કાંઇ પૂછ્યું નથી અને તું લપલપ કરતી લાંબું લાંબુ શું કરવા બોલે છે ?"

કાન્તા બોલી: "વાહ ! તમે પણ જબરા છો ! વળી હમણાંજ

આપણે તો વાત કરતાં હતાં કે, દિવ્યકુમાર આવશે એટલે અમને કહી દઇશું કે, જ્યોતિની વાત તમારે કરવી નહીં. ફરી જાઓ છો પાછા ?"

કમળનયનઃ " મેં શું કહ્યું હતું તે તને બરાબર યાદ નથી. વાત એમ છે કે, જ્યોતિનાં લગ્નની વાતચિત તારે ને દિવ્યકુમારભાઇને થઇ નથી; પણ મારી સાથે તો થયલીજ છે. હું તો ન્યાયની રીતે બોલવાનો. મેં બેલાશક તેમને આશા આપી હતી; પણ હવે સંયોગો બદલાયા છે. એમના કાકાએ આપણને હલકાં ગણ્યાં અને તુચ્છકારી કાઢ્યાં, એથી મારૂં મન ખાટું થઇ ગયું છે; આથીજ મેં તને થોડા વખત ઉપર કહ્યું હતું કે—જ્યોતિને દિવ્યકુમારભાઇ સાથે નહીં પરણાવીએ. જોકે તેમનો અને તેમના કાકાનો માર્ગ હવે નિરાળો થયો છે; પણ આખરે એ બે સંબંધીજન રહ્યા. આજે તેમના વચ્ચે વિચ્છેદ થયો છે; પણ કાળાન્તરે એ કાકાને આ ભત્રીજા વિના ચાલવાનું નથી. સગપણ કદી ભૂંસાઇ જનાર નથી. વખત આવશે ને એ બે પાછા ભેગા થશે. એ વેળા જો આપણી પુત્રી તેમના ઘરમાં જાય તો નાહક તેને કલેશકંકાસમાં રહેવું પડે. એ બોલાઇ ગયલાં વેણની અસર દિવ્યકુમારભાઇના કાકા આપણા હૃદય ઉપરથી ભૂંસી શકે નહીં. આપણો તિરસ્કાર કર્યો એ તો નક્કીજ છે. હવે એ તિરસ્કારનાં તીર છૂટયાં તે તો છૂટયાંજ ! ખેલ ખતમ અને બાજી ખલાસ ! દિવ્યકુમારભાઇ ! તમારે આ ઉપરથી માઠું લગાડવાનું નથી."

તેણે હસીને કહ્યુંઃ " હં. હં. જુઓને ? તમે વસ્તુસ્થિતિ સમજી શક્યા હશો. તમારા કાકાએ તમારો તિરસ્કાર કર્યો, એ તો કાળાન્તરે પણ સત્કારમાં ફેરવાઇ શકે; પણ પરજન તે તો પરજન જ ! મારૂં કહેવું બરાબર છે ને ? "

દિવ્યકુમારે જગદીશને કહ્યુંઃ " મિત્ર ! આ ઉપોદ્ઘાત પછી મારી સ્થિતિ કેવી થઇ હશે ? માણસોમાંથી સહિષ્ણુતા, સ્નેહ અને શાંતિ શું ચાલ્યાં ગયાં છે, એવો પ્રશ્ન મને થયો. કાકાએ એ કુટુંબ માટે ચાહે તે કહ્યું હતું પણ તે તો મારી અને તેમની વચ્ચેની વાતચિત હતી. કમળનયનને રૂબરૂમાં ખાસ ઉદ્દેશીને તેમણે કાંઇ કહેલું નહોતું; જેથી કમળનયને સહિષ્ણુતા રાખી હોત તો ખોટું નહોતું; પણ તેમ ન કરતાં અપમાનનો જવાબ અપમાનમાં આપીને, ગોળે વીંટીને મને તેણે વિષ આપ્યું, એથી મને તેના ઉપર અત્યંત તિરસ્કાર આવી ગયો. મેં તેને માત્ર એટલુંજ કહ્યુંઃ " હું જગદીશને ત્યાં આવ્યો હતો. તે ન હોવાથી તમને મળી જાઉં એમ ધારીને અહીં આવ્યો. આપણે કોઇ બીજા વિષય ઉપર વાતચિત કરીએ. "

મારા આ ટૂંકા જવાબમાં મેં મારી બધી લાગણી વ્યક્ત દીધી, એ કમળનયન સમજી ગયો. તેણે કહ્યું: "તમને માઠું લ પણ તમારે આના (તેની સ્ત્રીના) બોલવા સામું જોવાનું નથી. વિષયમાં આપણે કાંઇજ ન બોલીએ, એ મને ઠીક લાગ્યું હતું. બોલવાનોજ નહોતો પણ આણે ગેરસમજૂત કરી; એટલે મેં ખુલાસો કરવો ઉચિત ધાર્યો. વારૂ. કહો જોઇએ? અભ્યાસ ચાલે છે? આગળ ભણુશો તો ખરાને? હું તો સલાહ આપું છું અભ્યાસ મૂકી દેશો નહીં. વિદ્યા હશે તો બધુંયે મળી રહેશે."

"વાજબી છે આપનું કહેવું; પણ હજી મેં એ બાબતમાં વિચાર કર્યો નથી."

આ પછી તેણે પેપરને લગતી વાતચિત કાઢી. કંઇ કંઇ વિષયો પેપરમાં આવેલા તે ઉપર તેણે ટીકાઓ કરી અને કેટલીક મિનિટ સુધી થોડીક ચર્ચા કર્યા બાદ મેં ઉઠવું વાજબી તેમની મેં રજા લીધી. કમળનયન બારણા સુધી મારી સાથે આ "માથું કાપીને પાઘડી બંધાવવાની" તેની આ કળા હું સારી સમજી ચૂક્યો. મિત્ર! એ પછી હું ચોપાટી ઉપર ગયો અને ત્યાંથી અહીં પાછો આવ્યો."

"પહેલો મને એક પ્રશ્ન પૂછી લેવા દો. જ્યોતિ બહેન તમારો મેળાપ આજે હજુ સુધી થયો નથી?" જગદીશે પૂછ

"ના. જ્યોતિ મળી નથી."

"મિત્ર! હું ખોટું આશ્વાસન આપતો નથી પરંતુ તમા આશાનાં કિરણો બંધ થયલાં ગણવાનાં નથી. તમે જાણો છો સુશીલ અને ગંભીર પ્રકૃતિની બાળા છે. એની ચાલીમાં હું ર એથી હું જાણું છું કે, તે તેનાં માબાપ જેવા સ્વભાવની નથી.

"પણ એમાં મારે આશા રાખવા જેવું શું છે?"

"શું કેમ? તેની સાથે એકવાર વાતચિત થાય તે પછી વ્યાખ્યા મામલા ઉપર તમે અભિપ્રાય બાંધજો."

"કદાચ તે હા પાડે તોયે તેનું શું ચાલી શકે? શું માબાપની મરજીથી ઉપરવટ થઇને તે મારી સાથે લગ્ન તૈયાર થાય?"

"એ કશું હું કહી શકતો નથી. માત્ર તેની સાથે એક તમારે વાતચિત કરી જોવી, એવી મારી સલાહ છે."

"વારૂ, તેમ કરીશ; પણ મને એક સવાલની ગૂંચ ઉકલતી નથી. કમળનયન આગળ મારા કાકાને લગતી વાતચિત કોણે કરી હશે ?"

"કાળા ચોરે કરી હોય ! તે સાથે તમારે શો સંબંધ ?"

"ના. આ બાબત નજીવી નથી. મારા કાકાને પણ કોઇક મારા વિરૂદ્ધ બાતમીઓ આપી હતી અને કમળનયનને પણ આપી છે. કોઇકે આ લોકોને તો ખૂબ ભંભેર્યા લાગે છે. મને આથી દહેશત ઉપજે છે કે, કોઇક મારો છૂપો દુશ્મન ઉભો થયો છે."

"ભાઇ ! હું ઇચ્છું છું કે, આ નકામા સવાલને તમે વધુ મહત્ત્વ ન આપો. પૂર્વશંકાથી તમારૂં મન કોઇને કોઇ વ્યક્તિ ઉપર દ્વેષવાળું બની જાય, એમાં તમનેજ ગેરલાભ થાય. એમ કરવા કરતાં તો જે મુખ્ય વાત ઉપર આધાર લટકી રહ્યો હોય તેના ઉપર વિશેષ ધ્યાન આપવું જોઇએ. હું તો એટલું સમજું કે, તમે કોઇને કોઇ પ્રકારે હવે જ્યોતિ બહેન સાથે વાતચિત કરી જૂઓ." જગદીશે નમ્રતાથી કહ્યું.

"વારૂ. તારા કહેવા પ્રમાણે ખબર આપનાર વિષે હું વિચાર નહીં કરૂં; પણ જ્યોતિને મારે ક્યાં મળવું ?"

"એ બધું હું તમને ગોઠવી આપું ? પણ ના, હું જોઇ શકું છું કે, નાહિમ્મત બનનારને ઘણીવાર દિશા સુઝતી નથી. આજે તમારી હાલત તેવી બની છે. જ્યોતિ બહેનને મળવાનો એક માર્ગ છે. પરમ દિવસે ટાઉનહોલમાં આર્ટ સોસાઇટીનું ચિત્રકલાપ્રદર્શન ખુલ્લું મૂકાશે. એ વખતે જ્યોતિ બહેન જરૂર ત્યાં આવશે એમ હું માનું છું–"

"બરાબર ! એ સ્થાન ઉત્તમ છે. પરમદિવસે નહીં તો ચોથે દિવસે–હરકોઇ દિને તે ત્યાં આવશેજ. વારૂ. હવે એ વિષય ઉપર હું વિચાર નથી કરતો; પણ મિત્ર, તારી પોતાની બાબતમાં હું બેદરકાર રહ્યો તે માટે માફી માગું છું. તેં તારૂં એકાદ ચિત્ર એ પ્રદર્શનમાં મોકલ્યુંજ હશે. તને કેમ લાગે છે, સોસાઇટીનો સોનાનો ચાંદ તું મેળવી શકે એમ ધારે છે ?"

જગદીશે કહ્યું: "કસોટીનું સ્વરૂપ હમેશાં શરત જેવી હોય છે; જેથી તેના સંબંધમાં આપણાં અનુમાન નકામાં થઇ પડે છે. જેમ દુનિયામાં હરકોઇ શરતમાં માણસ ધારે છે કાંઇક અને પ્રભુ કરે છે કાંઇક–તેમજ આ હરિફાઇમાં સમજવાનું છે. મારૂં ચિત્ર નાપાસ જ થાય તો કોને ખબર ? આથી હું તો એ માટે અત્યારથી કાંઇ કહી શકતો નથી."

" હરેક બાબતમાં પૂરતી સાબિતીઓ વિના કાંઇ અભિપ્રાય નહીં બાંધવાના અને એક બાબત જેવી હોય તેવીજ તેને સ્વીકારી લેવાના તારા ગુણો મારે અનુકરણ કરવા જેવા જ છે. હું તેમ કરવા પ્રયાસ કરીશ." દિવ્યકુમારે કહ્યું.

"એજ શ્રેયસ્કર માર્ગે વહેવાથી તમે જરૂર સુખી થશો." જગદીશે કહ્યું: "વારૂ. હવે હું જઇશ. પરમ દિવસે સાયંકાલે ટાઉન-હોલમાં આવવું ભૂલશો નહીં. દરમ્યાન શાંતિ અને ધીરજ રાખજો."

બન્ને મિત્રો ભેટીને જૂદા પડયાં. દિવ્યકુમાર થોડીક ક્ષણ સુધી વિચારતંદ્રામાં બેસી રહ્યો. જ્યોતિનાં માબાપે આજે પોતાના તરફ જે વર્ત્તન બતાવ્યું હતું તે સંબંધી તે વિચાર કરવા લાગ્યો. તે આશ્ચર્ય સહિત સ્વગત કહેવા લાગ્યો: " ગઇ કાલ સુધી તેઓ મારા તરફ કેવાં સભ્ય હતાં ? પણ આજે જ કેમ અસભ્ય બન્યાં ? કાકાએ, તેમને ખીજવાટનું કારણ આપ્યું; પણ તેમાં મારે શું ? ક્યાં મારો સ્વભાવ અને ક્યાં કાકાનો સ્વભાવ ! મેં તો તેમનું અપમાન જ કર્યું નથી એ તરફ લક્ષ આપવાને બદલે કાકાના શબ્દો ઉપર તેમણે ધ્યાન દી[illegible] એ બતાવે છે કે, પરણનાર વ્યકિતનું આકર્ષણ જ્યાં સુધી તે શ્રીમંત રહ્યો ત્યાં સુધી રહ્યું; પણ શ્રીમંતાઇ ચાલી જતાં તરતજ તે આકર્ષણ જતું રહ્યું ! ! જો તેમની અસભ્યતાનું ખરૂં કારણ મારી ધન વિનાન હાલતનુંજ હોય તો જગતનાં માનવીઓની ક્ષુદ્રતા માટે જરૂર ફિટક વરસાવવો જોઇએ !" તે થોડીવાર ચુપકીદીથી બેસી રહ્યો. પણ બોલ્યો: " શું આમાં ટેકનો સવાલ છે ? કમલનયન શું ટેકીલો પિ[illegible] છે ? જો તેમજ હતું તો પ્રથમથીજ તેણે જાણવું જોઇતું હતું કે–મા[illegible] કાકાનો સ્વભાવ મૂળથી ગરીબો તરફ તિરસ્કારવૃત્તિવાળો છે અ[illegible] તેથી મને દિવ્ય જ્યોતિને પ્રથમથીજ મળતાં–અમારા વચ્ચે સ્ને[illegible] વૃદ્ધંગત થવા દેતાં–અને લગ્નની આશા આપતાં તેણે અંકુશ મૂક[illegible] જોઇતો હતો. એક નજીવા કારણસર આવો મોટો ફેરફાર ! ! જગત જગત ! તારી વિચિત્રતા અપાર છે !" થોડીવાર શાન્ત રહ્યા પછી તે ગણગણ્યો: " શું જ્યોતિ નહીં મળે ? અરે,

સંપત્તિ તમામ જાય–જ્યોત જાય–જીવન જાય !

જાય, આમ એળે જાય ! ક્યાં જઇ વસું ?"

---

## પરિચ્છેદ ૫.

### શંકાઓનું વાતાવરણ.

દિવ્યકુમાર કંઇક વાર સુધી પોતાને સ્થાને બેસી રહ્યો. વિચારતંદ્રામાં પડેલા આ યુવકને ઓરડામાં અંધારૂં થવા છતાંયે દીવો પ્રકટાવવાની ગમ પડી નહીં. જીવનમાંથી જ્યોતિ ગઇ તો પછી બહારની જ્યોતિની તેને શી પરવા?

પાસેની ઓરડીનો ભાડુત એ વેળા ત્યાં આવ્યો. ઓરડીમાં અંધારૂં જોઇને બહારથી બોલ્યો: "કેમ અંદર કોઇ નથી કે શું? નંદકિશોરભાઇ! દિવ્યકુમારભાઇ! કોઇ નથી?—"

"કેમ? કેમ?" જાણે અઘોર નિદ્રામાંથી જાગ્રત થયો હોય તેમ ગાઢ સ્વરે દિવ્યકુમાર પૂછવા લાગ્યો.

"અરે કેમ કેમ શું? ઓરડીમાં દીવો કર્યા વિના કેમ બેઠા છો, સાહેબ દીવાસળી નથી? લાવું?" એમ કહીને તે પોતાના ઘરમાંથી એક ફાનસ લઇ આવ્યો.

દિવ્યકુમારે ઉઠીને બત્તી સળગાવી: "મને ઉંઘ આવી ગઇ હતી. હં. હં. માફ કરજો મણિધરભાઇ તમને તસ્દી પડી!"

"અરે, કાંઇ નહીં, કાંઇ નહીં, એમાં શું?"

પાડોશીના જવા પછી દિવ્યકુમારની નજર ટેબલ ઉપર જતાં, એક "પેપર-વેઇટ" નીચે પોતાના શરણામાની એક ચીઠ્ઠી પડેલી તેના જોવામાં આવી. તેણે ચીઠ્ઠી ખોલી, તેમાં નીચે મુજબ લખેલું હતું:

"પ્રિયભાઇ!

આજે રાતના આઠ વાગ્યે વનિતાવિશ્રામનો એક કોન્સર્ટ છે તેમાં હું જવાનો છું; એટલે તે વખત પહેલાં હું ઘેર નહીં આવું. તમારે ત્યાં આવવું હોય તો આવજો. પ્રથમ વર્ગની ૨૦ રૂ. વાળી ટિકિટમાં હું બેસવાનો છું. આપણે ત્યાં મળીશું; અગર તો કોન્સર્ટ પછી હું આવીશ ત્યારે મળીશું.

લે. નંદકિશોરના જય જય."

આ ચીઠ્ઠી વાંચતાંજ દિવ્યકુમારની આંખમાં ચમકાર જણાયો. તેણે ઘડીઆળમાં જોયું. સાડાસાત થયા હતા. "અહા! કદાચ જ્યોતિ તેમાં ભાગ લેવાની હશે" એમ ગણગણીને તેણે ખિસ્સા-

માંથી પૈસાનું પાકીટ કાઢયું. તેમાં પંદર રૂપીઆની નોટો હતી. તરતજ તે બત્તી બુઝાવીને, ઓરડીને તાળું દઇને, વનિતાવિશ્રામનો કોન્સર્ટ જોવા ઉપડયો,

વાચકવૃન્દને વિચાર આવશે કે, "જ્યોતિ તેમાં ભાગ લેવાની હશે" એવી કલ્પના દિવ્યકુમારને કેમ આવી? કારણ, જ્યોતિ વનિતાવિશ્રામમાં ભણતી હતી. જ્યોતિનાં માબાપે તેને ત્રણચાર વર્ષથી વનિતાવિશ્રામના વિવિધ અભ્યાસના વર્ગોનો લાભ આપવા માંડયો હતો. તેનો અભ્યાસક્રમ સારો ચાલતો હતો અને તે એક ચપળ અને પ્રજ્ઞ બાળા તરીકે અભ્યાસમાં ઝળકી ઉઠી હતી. દિવ્ય-કુમારને આ ખબર હતી; તેથીજ તેણે ધારી લીધું કે, જ્યોતિ જરૂર કોન્સર્ટમાં ભાગ લેશે.

કોન્સર્ટવાળી જગ્યાએ જઇને ઝડપથી તેણે દશ રૂપીઆવાળી એક ટિકિટ લઇને વચલા વર્ગમાં પોતાનું સ્થાન લીધું. કોન્સર્ટ શરૂ થયો નહોતો. શરૂ થવાને થોડીકજ વાર હતી. પ્રેક્ષકસ્થાન પ્રેક્ષકોથી ચિકાર ભરાઇ થયું હતું. અનેક શ્રીમંત અને ખાનદાન કુટુંબો આ કોન્સર્ટ જોવા આવેલાં હતાં. સ્ત્રીઓ, પુરુષો, બાળકો—વગેરેમાં તેના ઓળખીતા ચહેરાઓ તેણે જોયા. પ્રથમ વર્ગમાં દૃષ્ટિ જતાં તેણે જોયું કે, નંદકિશોર ત્યાં બેઠો હતો તેની પાસેની ખુરશીઓમાં બીજાં ત્રણ જણ પોતાનાં ઓળખીતાં હતાં. જ્યોતનો પિતા, જ્યોતિની માતા અને પોતાનો પિત્રાઇ ભાઇ રજનીકાંત! "અહો! રજનીકાંત વળી અહીં કયાંથી? એ સૂમનો સરદાર વીશ રૂપીઆ ખર્ચીને આવ્યો હશે? એને આવા મેલાવડાઓનો શોખ જ કયારે છે? જીવનભર તેણે આવા મેલાવડાઓથી અલગ રહેવા ચાહ્યું છે! વળી, સ્ત્રીઓ જાહેરમાં પુરુષોની માફક સ્વતંત્રતાથી વર્તે, એ તેને નાપસંદ છે, છતાં પણ તે અહીં!" તેણે પોતાની આંખો ચોળી જોઇ-એક વાર ફરીથી તેના તરફ બારિકીથી જોયું. બેશક તેજ! તે પોતાનાં ત્રણ સાથીઓ સાથે હસતો હસતો વાતો કરતો હતો; લાંબા લાંબા હાથ કરતો હતો અને વાતમાં ખૂબ રસ ધરાવતો હોય, એવા ભાવ દાખવતો હતો! નંદકિશોર પણ એવીજ રીતે હાસ્યપ્રવૃત્ત હતો! દિવ્યકુમાર વિચારવા લાગ્યો: "અરે, ખુશાલી શું મારા એકલાના જ જીવનમાંથી ઉડી ગઇ છે? અને તેણે શું રજનીકાન્ત જેવા રડમસ, હમેશાં દીવેલ પીધા જેવું, કંટાળો ઉપજાવે એવું મ્હોં રાખનારનાં હૃદય અને મનમાં વાસ કર્યો છે?!" આસપાસ સર્વત્ર તેણે નજર

ફેંકી. ક્યાંયે પોતાની માફક એકલુંઅટૂલું અને શોકવિલીન ચહેરા-વાળું કોઇયે નજરે પડયું નહી. પણ...પણ..." અરે પેલું કોણ છે? હં. એના ચહેરા ઉપર જરાક શોકછાયા છે ખરી? કોણ જ્યોત્સના! હાં. એજ. એની સાથે મારાં ફોઇ પણ છે. એને આ કોન્સર્ટની ખબર પડી હશે તેથી તે આવી હશે." તે જ્યોત્સના જ હતી. દિવ્યકુમારના તરંગનું એ પરિણામ નહોતું. તે ખાસ કરીને કોઇની સાથે વાતચિત કરતી નહતી; પણ ગંભીરતાથી પોતાની ખુરશીમાં બેઠી હતી. તે પણ વીશ રૂપીઆવાળા વર્ગમાં હતી. દિવ્યકુમારને ઘણું મન થયું કે, પોતે એ વર્ગમાં હોય તો કેવું સારૂં? પણ આજે જ આ પહેલો વખત આવ્યો હતો કે, જ્યારે તેની પોતાની ઇચ્છાને અનુકૂળ તે વર્તી શક્યો નહતો! તે ગણગણવા લાગ્યો;

"ચોપાસ જ્યાં કરૂં નજર ત્યાં દેખાય ઉંચા ડુંગરા!
લાગે મનોહર, રમ્ય, એ ચાહે જીગર ત્યાંહિ જવા.
પાસે નથી ડોળી અરે! ના પાય હામ જવા ધરે;
આવે હૃદયમાં ઉર્મિઓ, સાધન વિના ક્યમ તે સરે?

લખલૂટ ધન માલિક થાવા ઇચ્છતું દિલ બાપડું,
હોંશથી સુખ કંઇક ભોગવવા ચહે એ રાંકડું;
સાધન વિના તે શું કરે? આશા ખાંચત એ ફોક છે!
ધાર્યું ન થાતું માનવીનું એજ નક્કી શોક છે!

જેને ન સાધન કાંઇ તે જયમ પાંખવિણનું પંખી છે!
જેને ન સાધન કાંઇ તે જયમ આંખ વિણનું અંગી છે!
જેને ન સાધન કાંઇ તે જ્યમ રંક વિણ ઘરબાર છે!
સાધન વિનાનું જીવવું—એ જીવનને ધિઃક્કાર છે!"

સાધન વિનાની પોતાની સ્થિતિપર તે કાવ્ય રચીને શાન્ત થવા યત્ન કરવા લાગ્યો; એટલામાં રંગભૂમિ ઉપરથી પડદો ઉચકાયો અને બાલાઓ સ્તુતિ કરવા લાગી. "જય જગદીશ હરે" એ સ્તુતિપ્રવૃત્ત બાળાઓમાં વચ્ચોવચ્ચ કોણ ઉભેલું છે? એજ—એજ એ જ્યોતિ! જ્યોતિ સર્વાંગે સુંદર છે. ગૌરવદનવાળી અને સુદૃઢ બદનવાળી એ ૧૮ વર્ષની કન્યકાએ એક રેશમી ગુલાબી સાડી પરિધાન કરેલી છે. એ સાડીને ઝીકની કોર અને વચ્ચોવચ્ચ ઝીકનાં

સુન્દર ફુલો છે. એજ રંગનું એક પોલકું તેણે પહેરેલું છે. હાથમાં સોનાની બબ્બે બંગડીઓ તથા વચ્ચે કાચની બંગડીઓ છે. નાકે એક હીરાની ચકચકિત ચુની છે. કાનમાં એજ જાતનાં પ્રકાશિત નાનાં સરખા લવિંગિયાં છે. તેના ભાલપ્રદેશમાં કુમકુમનો ચાંદલો શોભે છે. કેશકલાપને વાંકી સેંથી પાડીને સમારેલા છે. તેના ગંભીર ગૌર ચન્દ્રવદનમાં ચમકાર આપી રહેલી તેની કાળી સુંદર આંખો, હરિણીનાં નયનની માફક, જોનારનું આકર્ષણ કરી રહે છે. તે બહુ ઉંચી નથી; સીધી સોટી જેવી નથી; અતિશય જાડી નથી; પણ મધ્યમ બાંધાની અને મધ્યમ કદની છે. પ્રભુસ્તુતિમાં લીન થતી વેળા તેના કમળની દાંડી જેવા કરનું સંપુટ અને દક્ષબાહુની એક અંગુલિમાં ચલકી રહેલી એક વીંટી અત્યારે ફણિધરના મુખનો ભાસ આપે છે. એટલું સારૂં છે કે, એ ફણિધર–મુખ સમાન દીસતું કરસંપુટ જડ છે.

જ્યોતિર્મયીનો કંઠ મંજુલ પરંતુ સર્વ બાળાઓમાં આગળ પડી આવે એવો ખુલ્લો છે. એ કંઠમાં કર્કશતા નથી. તેમાં તીવ્રતા નથી. તેમાં એક એવું અજબ જાદૂ છે કે જે સાંભળતાં શ્રોતાના હૃદયમાં શાંતિ પ્રસરે છે; શ્રોતાને આનંદ થાય છે અને અજબ ઉર્મિઓ પ્રકટે છે.

દિવ્યકુમાર શૂન્યમને જ્યોતિ સામે જોઇ રહ્યો. શૂન્યકર્ણે સ્તુતિ શ્રવી રહ્યો. તેના મનની સ્થિતિ કોણ જાણે અત્યારે કેવી હતી કે, જે જ્યોતિનો મંજુલ સ્વર સાંભળીને પહેલાં તે ઓછો ઓછો થઇ જતો તેણે અત્યારે તેના હૃદયમાં કોઇ જાતના ભાવ ઉત્પન્ન કર્યા નહીં! શૂન્ય અને અક્ષુબ્ધ ચિત્તથી તેણે શ્રવેલી સ્તુતિ પૂરી થઇ. એક પડદો પડયો અને બીજું દૃશ્ય આવ્યું. બે ત્રણ અપરિચિત બાળાઓનો એ સંવાદ હતો. હાસ્યરસપ્રધાન એ સંવાદે શ્રોતાજનને ખૂબ હસાવ્યાં પણ હા! શું દિવ્યકુમાર એક જડ પૂતળું છે, કે તેના વદનમાં સ્મિતની પણ એકકે રેખા ભાસતી નથી?! ગુંદરની માફક પોતાની ખુરશીમાં જડાઇ રહેલો એક વૃક્ષના જડ થડીઆ જેવો તે, એજ શૂન્યમનસ્ક વૃત્તિથી વદન વિકાસીને બેસી રહ્યો! તેની આંખો માત્ર તે સંવાદ કરનારી બાળાઓને જોઇ રહી હતી. કાન કદાચ તે સંવાદ સાંભળતા હશે; કદાચ નહીં પણ સાંભળતા હોય! બેત્રણ વિશેષ પ્રવેશ થઇ ગયા અને તે

બાદ પુનઃ જ્યોતિએ દેખાવ દીધો. એક ગાદી ઉપર હાથમાં સિતાર લઇને તે બેઠેલો હતી. એક ક્ષણભર સર્વત્ર શાંતિ છવાઇ રહી. સિતારના સૂર છેડાયા. એક બે બીજી ક્ષણોપર્યંત એ સૂર ઝણુત્કાર કરી રહ્યા અને તે પછી હમિર રાગનું ગીત તેના મુખમાંથી બહાર પડયું:—

હો ! મન ! થા નવ શોકે લીન !
શોકે લીન, મન ! દુઃખે વિલીન—મન૦

મેઘ—ઘટા છાયે નભપટમાં, ઘડી પછી થાતી ક્ષીણુ
વર્ષા વિમલ વરસે ઝરમરતી, નવ થા હર્ષવિહીન—મન૦

મલિન અધિક રજકણુથી હિમ પણુ કાંચન નાંહિ કથીર
કાપે, કસે, બાળે, ઝળકાતું ! વિસરે કાં તું અધીર ?—મન૦

અટપટી વાટ વિકટ ભવરણુની, ભાસે અખૂટ વિચ્છિન્ન
હૃદયે શ્રદ્ધા, નાથ મસ્તકે, ધરી ગૃહ જ્યોતિ અભિન્ન—મન૦

અહા ! એ ગાન ? દિવ્યકુમારના હૃદયમાં ઝંઝણાટ થઇ રહ્યો. છેલ્લી ટૂંકનો પલટો ચાર પાંચવાર લેવાયો અને એ પ્રત્યેક પલટામાં જે જે વિવિધ આલાપ કરવામાં આવ્યા તેથી—સંગીતની એ ઉત્તમ ઢબથી—શ્રોતાગણુ ખુશ થઇને તાળીઓ ઉપર તાળીઓ પાડવા લાગ્યો. દિવ્યકુમારથી એ વેળા રહેવાયું નહીં. બીજાં દશ્યો વખતે શુંઢમુંઢ જેવો બેસી રહેલો તે, પોતાની ખુરશીમાં અડધો ઉંચો થઇ, ઉછળીને, તાળીઓ પાડવા લાગ્યો ! ! હર્ષથી તેનું હૃદય ભરાઇ ગયું. શ્રોતાવર્ગ તો માત્ર સંગીતથી મોહ્યો હતો; પણુ દિવ્યકુમાર ગાનના અર્થથી મોહેલો જણાયો. મનને દુઃખમાં વિલીન નહીં થવા, હૃદયમાં શ્રદ્ધા રાખી, મસ્તકે પ્રભૂને રાખીને અંતે જ્યોતિ—હા, પોતાનીજ પ્રિય જ્યોતિ—મેળવવાનો તેમાં બોધ હતો; તેમાં સાનમાં સમજાવેલું હતું કે, અનેક દુઃખો પડે તોપણુ શું ? જેમ કસોટીથી સુવર્ણ તે સુવર્ણજ રહે છે તેમ જ્યોતિ નિર્મળ રહેશે ! શું આ ખરૂં છે ? શું ગાનનો મર્મ પોતાને ઉદ્દેશીને કહેવાયો છે ? માની લીધું—એજ કબૂલ કરી લીધું—એજ સાર પોતાને રૂચ્યો અને તેથી દિવ્યકુમાર, ગાનારને હર્ષથી વધાવી લેવા લાગ્યો. પાસે બેઠેલાંઓને તેની અર્ધ—ઉન્માદાવસ્થાથી આશ્ચર્ય તો થયું. બીજાં દશ્યો વખતે ઠંડોગાર જણાયલો આ યુવક, આ વખતે હલમલ્યો—બીજાંઓ કરતાં આગળ વધીને, ખુરશીમાં અધોં ઉછળીને તાળીઓ પાડવા લાગ્યો, એ જરાક

વિચિત્ર તો હતું; પણ કોઇને તેથી તેનો આંતરિક ખાસ ઉદ્દેશ સમજાયો નહીં.

કોન્સર્ટના પ્રવેશોની, તેમાં ગવાનારાં ગીતોની, વગેરેની ચોપડીઓ ત્યાં મળતી હતી. અત્યાર સુધી દિવ્યકુમારે તે ચોપડી લીધી નહતી. પણ ઉપર્યુક્ત ગીત ગવાયા પછી એક નકલ તેણે ખરીદી લીધી. એજ પોતાને પ્રિય લાગેલું ગીત શબ્દે શબ્દ તેમાં હતું, એ તેણે જોયું અને તેની નીચેની નોંધ વાંચીને તે ચમકયો. નોંધમાં લખેલું હતું કે: "આ ગીત જ્યોતિર્મયી નામક આ સંસ્થાની એક બાળાએ પોતે રચેલું છે અને તેજ બાળા પોતાના કોમળ કંઠથી ગાશે." "જ્યોતિએ પોતે આ ગીત બનાવ્યું છે! વાહ! કેવું સુયોગ્ય, કેવું અર્થપૂર્ણ! કેવું હૃદયંગમ! કેવું પ્રભાવશાલી!"

અન્ય દૃશ્યો તરફ હવે તે ધ્યાન આપવા લાગ્યો. તેનું હૃદય હવે કાંઇક સ્વસ્થ બન્યું; તેને હવે કાંઇક ધીરજ આવી અને તેથી શૂન્યમનસ્ક દશા તેણે દૂર કરી.

થોડાક વિશેષ સંવાદો અને અંતિમ સ્તુતિ બાદ લગભગ રાત્રિના ૧૧ વાગ્યાને શુમારે આ 'કોન્સર્ટ' પૂર્ણ થયો અને દિવ્યકુમાર આશા અને ઉત્સાહના સંદેશા-સહિત પોતાને મકાને ગયો. નંદકિશોર હજી આવ્યો નહતો. તે કોઇની સાથે વાતોએ વળગ્યો હશે, એમ ધારી લઇને દિવ્યકુમાર ઉંઘી જવાનો યત્ન કરવા લાગ્યો. ૧૨ વાગ્યા-૧૨॥ બાર વાગ્યા તોપણ તેને ઉંઘ આવી નહીં અને નંદકિશોર પણ આવ્યો નહીં. લગભગ દોઢનો શુમાર થતાં તેની આંખ જરીક મળી ગઇ પણ તે બાદ પાંચેક ક્ષણમાં નંદકિશોર આવ્યાથી તે જાગી ઉઠયો. પરંતુ તે પડી જ રહ્યો. નંદકિશોરે ખંડમાં દાખલ થઇને કપડાં વગેરે કાઢીને એક ધોતીઉં તથા ખમીસ પહેરી લીધાં અને થોડોક વખત સિગારેટ ફુંકતો ફૂકતો બારી આગળ ઉભો રહ્યા બાદ પોતાના બિછાનામાં તે સુઇ ગયો.

દિવ્યકુમારને હજી પણ ઉંઘ આવી નહીં. અનેક પ્રકારના વિચારોમાં તે પ્રવૃત્ત રહ્યો. આશરે અર્ધો કલાક વહી ગયો ત્યાં તો, નંદકિશોરને ઘોરણુ બોલવા લાગ્યાં. "અરેરે! શું વેરણુ મારીજ વેરિણી થઇ છે! મને આજ ઉંઘ કેમ નથી આવતી?" દિવ્યકુમાર મન-માં જ બોલ્યો: "આવી રીતે અશાન્ત રાત્રિઓ—"

"ઠીક થયું...એ બહુ સારૂં થયું, દોસ્ત!" નંદકિશોર તેની પથારીમાંથી અસ્ફુટ સ્વરે બોલ્યો. દિવ્યકુમાર ચૂપ રહી ગયો અને

તેના તરફ જોવા લાગ્યો. નંદકિશોર ચત્તોપાટ સુતો હતો. તેની આંખો મિંચેલી હતી. તેને ઘોરણુ બોલતાં હતાં. અને તે દરમ્યાન તે 'ઠીક થયું' વગેરે બોલ્યો; એટલે ચોક્કસ ઉંઘમાંજ બોલ્યો હશે. દિવ્યકુમારે ધારી લીધું કે, એકાદ સ્વપ્ન આવ્યું હશે તેમાં તે ઉપર પ્રમાણે લવ્યો હશે. તેણે તેના તરફ ધ્યાન આપ્યું નહીં અને પોતાને ઉંઘ આવે તે માટે એકાગ્ર ચિત્ત કરીને તે આંખો મીંચીને સુઇ રહ્યો.

પુનઃ તે ખંડની શાંતિમાં ભંગાણુ પડયું: "એના બાપ અને માને મનથી તો એ ઉતરી જ ગયો છે, હવે એ ફાવવો મુશ્કેલ છે. દોસ્ત, હવે તો તે મારી જ!... " થોડીવાર રહીને તેણે: " જ્યોતિ! જ્યોતિ!" એમ નિઃસાસો નાંખ્યો.

દિવ્યકુમાર ચોંકયો! " અરે, આ શું બોલે છે?" વાકયોનો મેળ બેસાડતાં અને જ્યોતિના સંબંધમાં પોતે અનુભવેલા અનુભવો સ્મરણમાં લાવતાં તેને શક ગયો કે: નક્કી આણે કાંઇક ઘોંટાળો કર્યો છે. સ્વપ્નો હમેશાં બનેલા બનાવોના પ્રતિબિંબ રૂપે હોય છે. જ્યોતિના સંબંધમાં શું બન્યું છે? તેણે વિચારસાંકળ ગોઠવી: " મેં જ્યોતિનેજ પરણવાની હઠ કરી. કાકાએ એ વાત જાણીને મને મનાઇ કરી. હું મારી હઠને વળગી રહ્યો. કાકા, જ્યોતિનાં માબાપનું ભૂંડું બોલ્યા. મેં તે વાત નંદકિશોરને કરી. એ પછી જ્યારે હું જ્યોતિનાં માબાપ પાસે ગયો ત્યારે તેમણે કાકાના અપમાનથી ગુસ્સે થઇને તે કારણુ રજૂ કરીને જ્યોતિનાં લગ્ન મારી સાથે નહીં કરવામાં આવે, એમ જાહેર કર્યું. મને આશ્ચર્ય થયું અને શંકા ઉત્પન્ન થઇ કે, 'કાકાનાં વેણુ આ લોકોને કોણે કહ્યા?' મેં માત્ર નંદકિશોર અને જગદિશ આગળ એ વેણુ કહેલાં. બીજું કોઇ એ વિષે માહિત નહોતું. આજ કોન્સર્ટમાં મેં શું જોયું? નંદકિશોર, જ્યોતિનાં મા બાપ સાથે બેઠો હતો અને હસી હસીને વાતો કરતો હતો. રજની પણુ તેની સાથે હતો. કદી નહીં અને આ લોકોનો સમાગમ આજ જ ક્યાંથી થયો? તેઓ હસી હસીને શી વાતો કરતાં હશે, એ માટે મને ઘણી શંકાઓ થઇ હતી. અત્યારે આ નંદકિશોર ઉંઘમાં લવ્યો તે ઉપરથી મારી શંકાઓનો સ્ફોટ થાય છે. તેણે કહ્યું: 'ઠીક કર્યું!' અર્થાત? અર્થાત તેણે પોતે જઇને જ્યોતિનાં માબાપ પાસે ચાડી ખાધી હોય અને પોતે જ્યોતિના હાથનો ઉમેદવાર છે, એમ જાહેર કર્યું હોય, રજનીકાન્તે તેમાં પુષ્ટિ આપી હોય એ બધું જાણે પોતે 'ઠીક કર્યું' એમ આ નંદકિશોર લવી ગયો હોય, એ બનવા

જોગ ખરૂં કે નહીં? તેણે કહ્યું: ' એના બાપ અને માને મનથી તે ઉતરી ગયો છે,' બરાબર, ' માબાપ ' જ્યોતિનાં, ' તે ' એટલે હું અને મને તેમણે ના પાડી એટલે હું ' તેમને મનથી ઉતરી ગયો !' પણ...હા ! શું જ્યોતિ તેની થશે ? તેણે કહ્યું: "હવે તો તે મારી જ છે અને પછી એ વખત જ્યોતિના નામનો જાપ કર્યો ! શું આ બધું સંભવિત છે ? બેશક, સંભવિત છે જ. નંદકિશોર શ્રીમંત છે. પોતાની શ્રીમંતાઇનો પુરાવો તેણે આજેજ ' કોન્સર્ટ ' માં આપ્યો હશે. તે ત્રણ જણની ટિકિટોના પૈસા તેણે જ આપ્યા હશે. આની અસર, જ્યોતિનાં મધ્યમ સ્થિતિનાં માબાપ ઉપર થાય જ. કાંકરાની માફક પૈસા વેરનાર જમાઇ કોને ન ગમે? હું ?—હું તો હવે રંક થઇ ગયો ! બેશક, બેશક, એમજ ! સંસાર વિચિત્ર છે. ' માયા દેખી મુનિવર ચળે,' એમ કહેવાયું છે તે ખોટું નથી. નંદકિશોરે, રજની-કાન્તની મદદ લઇને જ્યોતનાં માતપિતાને આડું અવળું ભંભેરીને મારા માટે વિશેષ કંટાળો ઉપજાવ્યો હશે, અને જ્યોતિ સાથે પોતાનું ચોકઠું બેસાડયું હશે ! "

દિવ્યકુમાર મુંઝાઇ ગયો. અપાર અને અગાધ મહાસાગરમાં જાણે એક ભાગેલા નાવમાં પોતે એકલોઅટૂલો બેઠો હોય, એમ તેને લાગ્યું. આસપાસ સહારો નથી; બચાવનાર કોઇ નથી...અરે ! નાવ શું ડૂબશે જ?

તે સ્વગત વિચારવા લાગ્યો: " શું ગરીબોને સંસારમાં આવી હાડમારીઓ પડતી હશે? વિદ્યા, ગુણ વગેરે ન જોતાં, માત્ર ધન દેખીને કન્યાઓનાં લગ્ન કરવા હિંદુ સંસારનાં માબાપો લલચાય છે ?! હતભાગી હિંદુકન્યા ! ક્યાં તારૂં ઉચ્ચ શિક્ષણ અને ક્યાં આવા નિચવૃત્તિના કસાઇઓ ! જ્યોતિને ભણાવી ગણાવીને મોટી કરી અને તે પછી આ ચારિત્ર્યહીન લક્ષ્મી પુત્ર સાથે તેનું લગ્ન કરવામાં આવશે ?! મારી અને તેની સરખામણીમાં હું જરૂર ઉંચો છું. મને તેની માફક સિગારેટોનું વ્યસન નથી, મને તેની માફક વિદેશી વસ્ત્રોનો મોહ નથી. હા, હું જુગારમાં અને ઘોડદોડની શરતમાં તેની સાથે જોડાયો છું. નાટક-સીનેમાઓ પણ તેની સાથે જોવા જાઉં છું; પણ મારૂં અંતઃકરણ એ વસ્તુઓને ચાહે છે ? માત્ર વિશેષ હાથખર્ચી મળે, નાણાંની મુશ્કેલી ન પડે, એ વૃત્તિથી હું જુગારમાં તેની સાથે જોડાયો—મારી અંતરવૃત્તિથી નહીં. એ મોજશોખ સિવાય હું કાંઇ આગળ વધ્યો નથી પણ આ—નંદકિશોર—તેથીયે આગળ વધ્યો છે.

તે ભ્રષ્ટ ચારિત્રનો છે–હું નથી. 'જ્યોતિ જ મારી પત્ની અને બીજી સર્વ મારી માતા અને બહેનો'–આ મારૂં સૂત્ર છે. નંદકિશોરનું એવું કોઈ સૂત્ર નથી. જ્યોતિ મળશે તો ભલે અને નહીં મળે તો સમસ્ત સંસારમાં મારે લાયક કોઇ પત્ની નથી–અન્ય કોઇજ નથી, આવો મેં નિશ્ચય કર્યો છે અને પુનઃ અત્યારે નિશ્ચય કરૂં છું. પ્રભુને ચાહે તો તે મારૂં પ્રણ જાળવે અને જો પ્રભુની ઇચ્છા નહીં હોય તો મારૂં પ્રારબ્ધ !"

આવા વિચારોમાં ગૂંચવાયલો દિવ્યકુમાર અસ્વસ્થ હાલતમાં પથારીમાં તરફડીઆં મારવા લાગ્યો, કંઇક વાર સુધી એના એ વિચારો તેને આવ્યા. અનેક વાર તેણે પોતાને ઉચ્ચતર ઠરાવ્યો; પણ હા! એ કસોટીનો અંતિમ નિર્ણય તો થઇ ગયો હોય, એવા સંજોગ જણાતા હતા! શું થશે? જ્યોતિ મળશે કે નહીં?

"હો મન! થા નવ શોકે લી...ન"

એ ગાનની કડીઓનું ગુંજન કરતો કરતો અને ટાઉન હોલમાં ભરાનારા ચિત્રપ્રદર્શનમાં જ્યોતિના પોતાના ખુલાસાની વાટ જોતો જોતો તે પથારીમાં પડી રહ્યો.

## પરિચ્છેદ ૬.

### "દાઝ્યા પર ડૂહામ!"

ટાઉન હોલના ચિત્રપ્રદર્શનનો દિવસ આવી પહોંચ્યો. બપોરના ત્રણ વાગે ટાઉન હોલમાં એક મેળાવડો થયો અને તે મેળાવડા વચ્ચે ગવર્નર સાહેબે પ્રદર્શન ખુલ્લું મૂક્યું. આ પ્રદર્શનમાં જેઓને ઉત્તમ કલા માટે ચાંદ અને ઇનામો આપવાનું ચિત્રપરીક્ષણ સમિતિએ નક્કી કર્યું હતું તેઓના નામો આ મેળાવડામાં જાહેર થયાં. આ ચિત્રસમૂહમાં સૌથી ઉત્તમ ચિત્ર માટે જેને સોનાનો ચાંદ આપવામાં આવનાર હતો તેનું નામ જાહેર થતાં સર્વેએ તાળીઓનો મોટો ગગડાટ કરી મૂક્યો. આ ભાગ્યશાળી કલાકાર કોણ હતો?

તે અન્ય કોઇજ નહીં પણ ચિત્રકાર જગદીશ હતો. ઉંચુ માન મેળવવાના અભિલાષ તો સૌનેયે હોય; પ્રયત્ન પણ સૌયે તે માટે જ કર્યા હોય;પણ પોતેજ તે માન મેળવવા ભાગ્યશાળી થશે, એવી ખાત્રી કોઇને નહોય–એવી ખબર તો કોઇને યે ન હોય.

જગદીશને જ્યારે ખબર પડી કે, પોતાનું ચિત્ર સૌથી ઉત્તમ ઠર્યું ત્યારે તે આશ્ચર્યચકિત થયો. તેના હૃદયમાં આનંદ થયો; પણ તેની મુખમુદ્રામાં હમેશ મુજબ શાંતિ અને નમ્રતા જ રહ્યાં.

તેનાં મિત્રોએ, તેનાં પરિચિત-જનોએ સર્વેએ તેને અભિનંદનના વરસાદથી નહવરાવી દીધો. પ્રદર્શન ખુલ્લું મૂકાયું અને ચિત્રસમૂહ જોવા માટે નરનારીઓ ફરવા લાગ્યાં ત્યારે જગદીશના ચિત્ર ઉપર તૂટાતૂટ પડી રહી. એ ચિત્રનું નામ "બાવો અને બાળા" આપવામાં આવ્યું હતું. અર્જુન, જે વખતે બાવાના વેશમાં ભગવાન્ કૃષ્ણચંદ્રની સહાયથી સુભદ્રાદેવીને બળભદ્રજીના બાગમાં મળ્યો તે વખતના દેખાવનું એ ચિત્ર હતું. તેમાં અનેક સુંદર ભાવોનું મિશ્રણ હતું. એ ચિત્ર જોનારને આબેહુબ ખરી પ્રતિમાઓ ઉભેલી હોય એવો ભાસ થતો અને તે ચિત્ર બીજાં ચિત્રોથી હૃદયના આકર્ષણમાં, કલ્પનાની વિવિધતામાં અને ભાવવાહી તરીકે એવું જૂદું પડી જતું હતું કે જેથી સર્વ કોઇ જોનારને તેની ઉત્તમતા વાજબી લાગતી હતી અને તે માટે અપાયલું પારિતોષિક યોગ્યજ હતું એવો અભિપ્રાય, કલા સમજનાર સર્વ કોઇ આપતાં હતાં.

લગભગ ૫ા ના શુમારે દિવ્યકુમાર આ પ્રદર્શનમાં આવી પહોંચ્યો. પોતાના પરમસ્નેહીને સોનાનો ચાંદ મળ્યો, એવી ખબર જ્યારે તેને મળી ત્યારે તેનો આનંદ સમાયો નહીં. તેણે જગદીશને શોધી કાઢ્યો અને ખૂબ જોશથી તેનો હાથ દાબીને તે હલાવતો હલાવતો, બની શકતા સર્વ સુંદર શબ્દોમાં તેને અભિનંદન આપવા લાગ્યો. તે આ પ્રમાણે પોતાનો આનંદ પ્રકટ કરતો હતો એટલામાં એક બાળા તેની સમિપ આવીને ઉભી રહી અને બોલી:" ઓહો ! કુમાર, તું અહીં આવ્યો છે કે ? બહુ દિવસે આપણે મળ્યાં ? કેમ, ખુશી-આનંદમાં ને ?"

" જ્યોત્સના, આજે તો મને બમણો આનંદ છે. આ મારા પરમ સ્નેહીને ઉત્તમચિત્ર માટે સોનાનો ચાંદ મળ્યો છે એટલે મારા આનંદની સીમા જ રહી નથી."

" આ ગૃહસ્થને જ સોનાનો ચાંદ મળ્યો કે ? જગદીશરાય આમનું નામ ? એ તારા મિત્ર થાય છે ? "

" હા, હું તમારો બન્નેનો પરિચય કરાવું. મિત્ર. આ મારી ધર્મભગિની જ્યોત્સના. મારા કાકાને ત્યાં તે નાનપણથી ઉછરી છે.

તેના સ્વભાવનું એકજ શબ્દમાં વર્ણન કરી દઉં ? તે તોફાની–"
આમ કહી તે હસ્યો અને જ્યોત્સના તરફ જોઇ રહ્યો.

" પરિચય આમ કરાવાય કે ! તું અંગ્રેજી ભણ્યો ખરો; પણ વેદીઓ જ રહ્યો !—"

દિવ્યકુમારે અધવચ કહ્યું:" સંભાળજે ! 'વેદીઓ' શબ્દ પછી બીજો કોઇ શબ્દ ન વાપરી જવાય !" તે હસ્યો.

જ્યોત્સનાએ હસીને આગળ કહેવા માંડ્યું: " પરિચય કરાવતી વખતે માત્ર નામ અને ટૂંકમાં સંબંધ વિષેજ થોડુંક કહેવાય. આટલું બધું ન બોલાય; અને મારી ઓળખાણ આપી; પણ તારા મિત્રની ક્યાં આપી ? "

" તું બોલવા દે તો આપુંને ? વચ્ચે તેંજ લાંબુ ભાષણ ચલાવ્યું; એટલે હું બોલતો બંધ રહી ગયો. "

જગદીશે અત્રે કહ્યુ: " હવે એ તકરાર બંધ કરીને પરિચય-વિધિ આટોપી લ્યો તો ઠીક ! "

દિવ્યકુમાર; " જ્યોત્સ્ના, આ મારો ખાસ મિત્ર જગદીશરાય. તે ચિત્રો ઘણુંાંજ સારાં દોરે છે અને આ પ્રદર્શનમાં 'બાવો અને બાળા' એ નામના ચિત્ર માટે તેને સોનાનો ચાંદ મળ્યો છે. "

જ્યોત્સ્નાએ ચિત્રકાર તરફ જોઇને તેના પરિચય માટે પોતે હર્ષિત થઇ છે, એમ જણાવ્યું અને ચિત્રકારે વિનયપૂર્વક આભાર દર્શાવતાં તેને નમન કર્યું.

જ્યોત્સ્નાએ ચિત્રકારને કહ્યું: " મને તમારા ચિત્રની ખૂબીઓ સમજાવશો ? અને આ પ્રદર્શનમાંનાં બીજાં ચિત્રોની પણ સમજ પાડશો ? "

જગદીશે કહ્યું: " ઘણીજ ખુશીથી, મિત્ર, તમે પણ ચાલો. " તેઓ ત્રણે જણ સૌથી પહેલાં અર્જુન–સુભદ્રાના ચિત્ર પાસે ગયાં અને જગદીશ, એ ચિત્રની સમજુતિ આપવા લાગ્યો. ધીમે ધીમે ત્યાંથી બીજાં ચિત્રો જોતાં જોતાં તેઓ આગળ વધ્યાં. જ્યોત્સ્ના, ચિત્રકારની સમજાવવાની ઢબથી મુગ્ધ જ થઈ ગઇ. તેને લાગ્યું કે, જો આ કલાકાર આજે પોતાની સાથે નહોત તો ભાગ્યેજ પોતે આ ચિત્રોની ખૂબીઓથી પરિચિત થાત. તે જગદીશનું કહેવું સાંભળવામાં તથા ચિત્રો જોવામાં તલ્લીન થઇ અને જગદીશ તેને સમજાવવામાં અને ચિત્રો બતાવવામાં તલ્લીન રહ્યો.

દરમ્યાન દિવ્યકુમારનું ધ્યાન, ત્યાં આવેલાં માણુસોમાંથી કોઇક-ને શોધી કાઢવા તરફ દોરાયું. તે અહીંથી તહીં ફરવા લાગ્યો અને જેને શોધતો હતો તેને ન જોવાથી ખિન્ન થતો હતો. તે કોને શોધવાનાં ફાંફાં મારતો હતો? જ્યોતિ અહીં આવી હશે એમ ધારીને તે તેને શોધતો હતો.

આ બાજૂ જગદીશ અને જ્યોત્સ્ના ચિત્રો જોતાં જોતાં અનેક પ્રકારની બીજી વાતો પણ કરતાં હતાં. તેમની વાતો શી હતી તે સાંભળીએ:

જ્યોત્સ્ના: "તમને ચિત્રકલાનું ઘણું સારૂં જ્ઞાન જણાય છે. નાનપણથીજ તમને આ કલાનો શોખ હતો?"

"હા. ૧૫ વર્ષની ઉંમરે મને ચિત્રકામ શીખવાનું મન થયું હતું. શરૂઆત તો ઝીણી જાડી લીટીઓ દોરવાથી અને ગોળાકૃતિ વગેરેથી કરી હતી પણ પછી ધીમે ધીમે આ બધું શીખ્યો હતો."

"મિનલપુર સ્ટેટનાં રાજકુમારી, જેમને હું ઓળખું છું, તેમ-નેજ આબેહુબ મળતું આ સુભદ્રાનું ચિત્ર છે. શું તમે તેમના ફોટા ઉપરથી આ ચિત્ર દોર્યું છે? અથવા, હમણાં એંપાયર થીએટરમાં ભજવાતા સુભદ્રા-હરણ નાટકના દેખાવો જોઇને દોર્યું છે?"

"મહાભારતનું મૂળ પુસ્તક વાંચીને કલ્પના કરીનેજ મેં આ ચિત્ર દોરેલું છે. કોઇના ફોટોગ્રાફ પરથી નહીં; અને ભજવાતું નાટક જોઇને તો નહીંજ. મારી આખી જિંદગીમાં મેં એકકે નાટક જોયું નથી.'

"એમ?" જ્યોત્સ્ના આમ કહીને હસી પડી: "તમે જબરા! આખી જિંદગીમાં એક પણ નાટક ન જોયું હોય એવો એક પણ માણુસ મને આજ સુધી મળ્યો ન હતો!"

"આજ તે તમારી સમક્ષ ઉભો છે. ચાહે તો તેનો ફોટો પાડી લ્યો અને આવતે વર્ષે ચિત્રપ્રદર્શન ભરાય ત્યારે તેમાં મૂકજો."

આ વ્યંગથી જ્યોત્સ્ના ગંભીર બની ગઇ અને કહેવા લાગી: "તમે સુખી છો એમ મારે કહેવું જોઇએ. તમારા શાંત જીવનની એક ખરેખરી ચાવી, નાટકચેટકોના ફંદમાં તમે નથી ફસાયા તેજ છે."

"તો પછી લોકો એવું શાંત જીવન કેમ ગાળતા નથી! નિર-ર્થક ઉજાગરા અને નિરર્થક નાણાંનો વ્યય કેમ કરે છે?"

સવાલો અર્થસૂચક હતા. જ્યોત્સ્નાએ હસીને જવાબ દીધો: " મને એનું કારણુ એ લાગે છે કે, લોકો દેખાદેખી નાટકો જોવા જાય છે. એક જણુ નાટક જોઇ આવીને તેનાં વખાણુ કરે છે એટલે બીજાઓને જવાનું મન થાય છે. "

" આમાં જ આપણા દેશનું સત્યાનાશ વળ્યું છે. ખરી કલાની કદર નહીં અને ચાહે તેવાં નાટકો ભજવાય તોપણુ તેમાં પૈસા નાંખી દેવા, એવી આપણા લોકોની પ્રકૃતિથી આપણામાં રહેલી કલાનો નાશ થતો જાય છે. "

" ખરા કલાકાર આપણા દેશમાં છે ખરા ? "

" એક નહીં પણુ અનેક. માત્ર તેમને બહાર લાવવાની આપ· ણામાં કલા નથી— "

તોફાની જ્યોત્સ્નાને પુનઃ તોફાન કરવાનું મન થઇ આવ્યું. તેથી તેણે ચિત્રકારનું વાક્ય પૂરું થાય તે પહેલાંજ કહ્યું: " આજે આ પ્રદર્શનમાં ખરા કલાકારને આર્ટ સોસાઇટીએ બહાર આણ્યો છે; તેમ છતાં પણુ તમે આપણા દેશવાસીઓનો દોષ કાઢ્યા કરો છો ? "

ચિત્રકાર, આ બાળાની બુદ્ધિથી તાજુબ થયો. તેણે નમ્રભાવે કહ્યું: " મારામાં ઉચ્ચકલા જ નથી. મને ખબર નથી કે, કઇ ઉત્તમતાને અંગે મને આ પ્રદર્શનમાં સોનાનો ચાંદ મળ્યો છે. "

આ અહંકારરહિત વાક્યોએ જ્યોત્સ્નાને ઠંડી બનાવી દીધી. તે બોલી: " મને તમારી મુલાકાત આજ પહેલાં થઇ હોત તો કેવું સારું થાત ? દિવ્યકુમારના તમે મિત્ર છો, એ વાત તેણે મને આજ પહેલાં કદી કરી ન હોતી. "

" મને કોઇની સાથે ઝાઝું ભેળાવાનો વખતજ મળતો નથી. આખો દિવસ અને રાત મારે મારા ગુજરાનને સારૂ મહેનત કરવી પડે છે. "

" શું તમે એવા ગરીબ છો ? "

" હા. ગરીબ તરીકે ઓળખાવામાં મને લગારે નાનમ નથી. મારે મારૂં પોતાનુંજ નહીં પણુ મારી એક નાની પુત્રીનું પાલણુપોષણુ કરવું પડે છે. મારા સિવાય તેનો આધાર અન્ય કોઇજ નથી. "

જ્યોત્સ્ના અહીં થોડીકવાર ચૂપ રહી અને પછી બોલી: " તમને માસિક કેટલા રૂપીઆ મળે તો તમે સુખી જીવન ગાળી શકો ? "

" ઓછામાં ઓછા નેવુથી સો રૂપીઆ. "

"તમે મને ચિત્રો દોરતાં શીખવશો ?"

"તમને ચિત્રકલાનો શોખ છે ?"

"ઘણોજ. આજ સુધી એ તરફ મેં ધ્યાન આપ્યું નહોતું; પણ હવે મને લાગે છે કે, એ કલા મને બહુ પ્રિય છે."

"મારે તમને શીખવવા તમારે ત્યાં આવવું જોઇશે ? એમ કરવામાં હરરોજ ટ્રેનમાં મારો વખત નકામો જશે."

"એ નકામાં વખતનાં નાણાં તમને મળે તો ? હું તમને દોઢસોથી પોણાબસોનો માસિક પગાર અપાવીશ."

ચિત્રકાર અત્રે વિચારમાં પડયો. શું આ છોકરી સાચું કહે છે ? એટલો પગાર તે અપાવી શકશે ?—આ વિચારોમાં તે પ્રવૃત્ત હતો એટલામાં દિવ્યકુમાર તેની નજદિક આવી પહોંચ્યો. જ્યોત્સ્નાએ તેને જોઇને કહ્યું: "કુમાર, મેં તારા મિત્રને માસ્તર બનાવ્યા !"

"હેં ? ખરૂં કહે છે ? જગદીશ, તેં હા પાડી ?"

"હજી તેમણે તો જવાબ દીધો નથી; પણ મેં તેમને કહી દીધું છે કે, માસિક રૂા. દોઢસોથી પોણાબસોનો પગાર અપાવીશ."

"ઓછો પગાર છે. કાકા પાસે પોળીઆં ઓછાં નથી. બસોનો આંકડો પૂરો જોઇએ. જો તું કાકાને સમજાવી શકે તો જગદીશને તું કહે તે દિવસથી તને શીખવવા મોકલું પછી કાંઇ ?"

અત્રે જગદીશે કહ્યું: "પણ...પણ...પણ..."

દિવ્યકુમાર: "પણ ને બણ. એ શંકાસૂચક શબ્દો સદાને સારૂ શબ્દ-કોષમાંથી કાઢી નાંખ. જ્યોત્સના, બે ત્રણ દિવસ પછી બરાબર મસલત કરીને જગદીશને કાગળ લખી જણાવજે. જગદીશ, તારા શરણામાનું કાર્ડ તેને આપ."

યંત્રવત્ જગદીશે તે આપ્યું. એ બાદ જ્યોત્સ્નાએ દિવ્યકુમારને પૂછ્યું: "કુમાર, મેં સાંભળી છે તે અફવા ખરી છે કે ? તું ઘોડદોડની શરતમાં હાર્યો અને જ્યોતિમયીનાં માબાપે તને કહી દીધું કે, એની સાથે તારાં લગ્ન નહીં થાય. મને મળેલી ખબર સાચી છે કે નહીં ?"

દિવ્યકુમારનો ચહેરો એકદમ ફિક્કો પડી ગયો; પણ બળાત્કારે હસીને તેણે કહ્યું: "વાત તો બન્ને સાચી; પણ તને કોણે કહી ?"

"રજનીકાન્ત ગઇ કાલે આપણે ત્યાં આવ્યો હતો અને કાકાને એ વાતો કહીને પાછો ફરતો હતો ત્યારે ફોઇએ તેને બોલાવ્યો અને હું તે વખતે ત્યાં બેઠી હતી ત્યારે તેણે બધી વાત અમને કરી."

જગદીશની અને દિવ્યકુમારની નજર અત્રે એક થઇ. સૌથી પહેલાં જે શંકા દિવ્યકુમારને થઇ હતી અને નંદકિશોરે જે અનુમાન તેના સબંધમાં બાંધ્યું હતું તે શંકાનો સ્ફોટ તેજ અનુમાન પ્રમાણે અત્રે આપોઆપ થઇ ગયો !

દિવ્યકુમારે જ્યોત્સ્નાને પૂછ્યું: " રજનીકાંત પહેલાં કોઇવાર કાકા પાસે આવેલો કે ? "

જ્યોત્સ્ના: " હા. એક બે વાર આવી ગયો હતો. હમણાં હમણાં કાકાની તેના પર મહેરબાની થયલી જણાય છે પણ હું તો તેને હંમેશાં ધુત્કારી કાઢું છું. હું ખાત્રીથી કહું છું કે–તે મનનો મેલો છે. જો ભવિષ્યમાં કોઇવાર હું તેનું છિદ્ર જોઇશ તો એકદમ તેને બધાની આગળ હલકો પાડી દઇશ–શરમિંદો જ બનાવી દઇશ "

ચિત્રકારે આ વાત ફેરવવાના ઉદ્દેશથી કહ્યું: " તમે બધાં ચિત્રો જોઇ વળ્યાં નથી. પછી મોડું થઇ જશે; માટે ચાલો, હું તમને બાકી રહેલાં ચિત્રો બતાવું. "

ચિત્રકલા પર ફિદા થયલી ચિત્રકારની આ નવી શિષ્યા, તરતજ ચિત્રકાર સાથે ફરીને ચિત્રો જોવામાં રોકાઇ. આ વખતે દિવ્યકુમારનું ધ્યાન અચાનક પોતાની જમણી બાજૂએથી આવેલા એક પરિચિત સ્વર તરફ દોરાયું:

" જો, આ ચિત્ર માટે જ જગદીશરાયને સોનાનો ચાંદ મળ્યો છે. કેવું સુંદર ચિત્ર છે ? "

આમ કહેનાર જ્યોતિર્મયી હોય, એમ દિવ્યકુમારને સ્વર સાંભળીને લાગ્યું અને જ્યાં તે તરફ ફરીને તેણે જોયું તો ખરેખર, જ્યોતિર્મયીને દીઠી ! બન્નેની નજર એક થઇ. એક બીજાને જોતાં બન્નેના ગાલ ઉપર લાલી ધાઇ આવી; પણ તરતજ જ્યોતિર્મયી એ નીચું જોયું અને જે સખી સાથે પોતે વાત કરતી હતી તે સખીના કાનમાં કાંઇક કહ્યું.

તે સખી એ પછી દિવ્યકુમાર પાસે આવી અને બોલી: " તમને આશરે ૦। કલાક બહાર આવવાની ફુરસદ છે ? "

" હા. હમણાંજ આવું કે પછી ?

" હમણાંજ. "

એટલું કહીને તે સખી જ્યોતિર્મયી પાસે ગઇ. થોડીવાર ચિત્ર જોવાનો ડોળ કર્યા પછી જ્યોતિ તેની સખી સહિત બહાર જવા લાગી. જતાં જતાં તે પાછળ જોતી હતી. જાણે ફુરસદએ

ઉર્વશીને પર્વત ઉપરથી રાક્ષસના હાથમાંથી છોડાવ્યા પછી સખી મંડળી સહિત જતાં જતાં ઉર્વશી કાંઈને કાંઈ મિષથી પુરૂરવા પ્રત્યે જોતી હોય તેમ જ્યોતિની નજર દિવ્યકુમારની નજર સાથે બે ત્રણ પળમાં ચારપાંચ વખત મળી અને દિવ્યકુમારને પણ તેનાં મૃગનયન સિવાય અન્ય કાંઈ દૃષ્ટિએ પડયું નહીં.

જ્યોતિ બહાર ગઈ એટલે કોઈક અજબ આકર્ષણથી ખેંચાતો દિવ્યકુમાર, જ્યોત્સ્ના અને જગદીશને વાતોમાંજ ગુંથાયલાં રાખીને, એકદમ ત્યાંથી બહાર નીકળી પડયો. તેણે જોયું કે, ટાઉન હૉલનાં પગથીઆં ઉતરીને તે બે જણ ઉભાં રહેલાં છે. એક બે ટ્રામ પસાર થઈ ગઈ એટલે તેઓ સ્ફુર્તિથી બીજી બાજુએ જઈને સામેના બાગના દરવાજામાં ઉભાં રહ્યાં. દિવ્યકુમાર યંત્રવત્ તેમની પાછળ ગયો. તે બે સખીઓ બાગમાં દાખલ થઈ અને તે પણ દાખલ થયો.

જમણી બાજુના વાંક તરફ તે બન્ને વળ્યાં; થોડેક દૂર જઈને ઉભાં રહ્યાં. દિવ્યકુમાર તે તરફ ગયો. જ્યોતિની સખીએ તેને સમિપ આવેલો જોઈને કહ્યું: “ કુમારભાઈ, તમને કેટલુંક કહેવાનું છે. આવો, આપણે એક સ્થળે બેસીએ.”

ધડકતા હૃદયે તે કાંઈજ બોલ્યા વિના તે તેમની પાછળ ચાલ્યો, ઘાસમાં તેઓએ બેસવાનું સ્થાન પસંદ કર્યું. પોતપોતાના હાથરૂમાલ પાથરીને બન્ને સખીઓ સાથે બેઠી અને તેમની સામે દિવ્યકુમાર બેઠો.

ઘડીભર તો કોઈ કાંઈ બોલ્યું નહીં. જ્યોતિ નીચું જોઈ રહી હતી. તેની સખી શરૂઆત કેવી રીતે કરવી તે સંબંધ વિચાર કરતી આડું જોઈ રહી હતી અને દિવ્યકુમાર તે બન્નેના ભાવ તપાસતો તેમના તરફ જોઈ રહ્યો હતો. ત્રણે જણને ખબર હતી કે અત્યારે કિયા વિષય ઉપર વાતચિત કરવાની હતી પણ એ વિષયની શરૂઆત કેવી રીતે થશે, એની ખબર ત્રણેમાંથી કોઈને ન હતી. શરૂઆત કોણ કરશે, એની ખબર પણ કોઈને નહતી. લગભગ દશેક મિનિટ આમને આમ ચૂપકીદીમાં પસાર થઈ. આખરે જ્યોતિની સખીએ બોલવાનો આરંભ કર્યો. દિવ્યકુમાર તરફ તેણે જોયું. અત્યંત ગંભીરતા અને શોકની છાયા તેની મુખમુદ્રા ઉપર છવાઈ રહી હતી. તેણે કહેવા માંડયું: “ કુમાર ભાઈ !–“ જાણે કોઈ ઉંડાણમાંથી [illegible] અવાજ આવતો હોય એમ દિવ્યકુમારને લાગ્યું. અવાજ ચાલુ રહ્યો: “ થોડાકજ દિવસ ઉપર તમે અને મારી સખી એકલાં મળતાં. તેનાં માતપિતાએ આપેલી છૂટથી અને તેના હૃદયમાંની આશાના [illegible] પોષણથી તે તમને મળી શકતી. મને એ જણાવતાં ઘણુંજ દુઃખ

થાય છે કે, બદલાયલા સંજોગોને લીધે આજ મારે તેની સાથે આવવું પડયું છે. એ સંજોગોથી તમે વાકેફ છો. અત્યંત કરૂણાજનક અને અપાર દુઃખદાયક સ્થિતિમાં તમે બન્ને જણુ મૂકાયાં છો. મારી સખી જાણે છે કે, તમે તેનેજ ખાતર પુષ્કળ સંપતિનો ત્યાગ કર્યો છે. તેનું હૃદય સાક્ષી પૂરે છે કે, આવો આત્મ–ત્યાગ કોઇ જેવી તેવી વ્યક્તિ કરી શકે નહીં, એટલુંજ નહીં પણ સંગીન કારણ સિવાય કોઇ તેમ કરે નહીં. પોતાના હૃદયની ખાત્રી પછી તે તમારા આ કાર્ય માટે તમને ધન્યવાદ આપે છે અને તમારા પ્રત્યે પોતાની અંતઃકરણપૂર્વક દિલસોજી છે, એવું મારી મારફત જાહેર કરે છે. તેના હૃદયની લાગણીથી તમે અપરિચિત નથી. એ લાગણીથી તેમજ નગુણી હોવાનું દોષારોપણ તેના ઉપર ન થાય તે માટે તેણે આ દિલસોજી પ્રકટ કરાવી છે. પરંતુ મને એ કહેતાં બહુજ શોક થાય છે–રે, મારૂં અંતઃકરણ એ વાત જાહેર કરતાં વીંધાઇ જાય છે કે, કે, તે સ્વતંત્ર નથી. હિંદુ સંસારમાં સ્ત્રીને કદાપિ કાળે સ્વતંત્ર થવાની પરવાનગી મળી નથી, એ તમે જાણો છો. આ કારણે તે મારી મારફત તમને વિનતિ કરે છે કે, સ્વાતંત્ર્ય વિનાની તે, તમને ધન્યવાદ આપ્યા બાદ, તમારા પ્રત્યે દિલસોજી દાખવ્યા બાદ, આગળ વધી શકતી નહોવા માટે લાચાર છે. આથી તમે તેને વિસરી જાવ–તમારા હૃદયમાં હવે તેનો લગારે વિચાર ન કરશો."

આટલું કહીને તે દિવ્યકુમારનો જવાબ સાંભળવા તેના તરફ આતુરતાથી જોઇ રહી.

આ આખો વખત જ્યોતિ અધોવદન રાખીને જમિન ઉપરનું ઘાસ ઉખાડતી હતી. દિવ્યકુમારના મન ઉપર છેલ્લું વાક્ય સાંભળીને જાણે વજ્રાઘાત થયો હોય તેમ દુઃખ થયું. તે સ્વગત અસ્ફુટ સ્વરે લવવા લાગ્યોઃ " વિસરી જાઉં ? વિચાર ન કરૂં ? ન બને. જ્યોતિને હું ક્ષણભર પણ વિસરી શકું તેમ નથી." તેણે પ્રકટ પણે કહ્યુંઃ " આ ખુલાસો થયો નહોત તો ઠીક થાત."

તેના આ શબ્દો સાંભળીને જ્યોતિની સખીએ કહ્યુંઃ" ના, આ ખુલાસો કરવાની જરૂર હતી. કોઇપણ માણસને ભ્રમમાં અથડાવા દેવામાં મહાપાપ છે. ચિત્રકાર જગદિશરાયે આજે મને વાત કરી કે, જ્યોતિના અંતઃકરણનો ખુલાસો તમારી સમક્ષ થાય તો ઠીક; મને એ સૂચના યોગ્ય લાગી. જ્યોતિને તે જાહેર કરીને હું અહીં લાવી છું. તમે જાણો છો કે, તેનાં માતાપિતાનો નિશ્ચય હવે ફરે તેમ નથી—"

દિવ્યકુમારે અધવચ પ્રશ્ન કર્યો:" પણ તેનો પોતાનો નિશ્ચય–"

"ચાહે તેવો હોય તોયે નકામો છે. એક મહાસાગરની છોળો જેમ કિનારે ઉભી કરેલી દિવાલને અથડાઈને પાછી પડે તેમ તેના નિશ્ચયની ગતિ છે."

"પણ એવા નિશ્ચયોને સંગીન કરવા–એજ મહાસાગરની છોળોથી દિવાલને ભેદવા–અમારાં હૃદય એક થયાં હતાં, એ વાત કેમ વિસરી જવામાં આવે છે?" તે ઉશ્કેરાઈ ગયો અને બોલવા લાગ્યો: "ધિઃક્કાર હોજો એ માબાપોને કે જેઓ પોતાની કન્યાઓને ઉંચામાં ઉંચાં શિક્ષણ આપીને પાછળથી તેમને ગમે ત્યાં પરણાવી દેવાના અધમ પાપ કરે છે. જો પુત્રીઓને ભણાવીને તેમનાં મન ઉપર આખરે આઘાતજ કરવાના હોય તો પછી શા માટે તેઓ તેમને ભણાવે છે? પણ નહીં. એ જાતની ખોટું અધિકારીપણું હવે નહીં નિભાવી લેવાય; એવાં માબાપો સામે અમે બંડ કરીશું. તેમને ખબર પાડીશું કે, તમે 'લાકડે માંકડાં વળગાડવા' તૈયાર થાવ છો પણ તે સિતમ, સમજણી ઉંમરનાં યુવક–યુવતીઓ નહીં સહન કરે. અંગ્રેજી સંસાર જુઓ. હઝારો પ્રેમીયુગલો, માબાપની નુકસાન ઠેકાણે લાવે છે. પ્રથમ પોતાનો પ્રેમદેવતા અને પછી માબાપ–એ તેમનું સિદ્ધિસૂત્ર હોય છે. તેઓને માબાપો પરણવાની પરવાનગી નથી આપતાં તો તેઓ નાસી જાય છે; છૂપાં લગ્ન કરે છે, અને તે વાત જ્યારે તેમનાં માબાપ જાણે છે ત્યારે તેમને ડાચાં વિકાસીને જોઈ રહેવું પડે છે! શું આપણા સંસારમાં તેમ ન થઈ શકે?—"

જ્યોતિ અત્રે આડું જોઈને અધવચ બોલી ઉઠી:" અશક્ય! અશક્ય!"

"શું અશક્ય?" ઉશ્કેરાયલા ભાવથી મોટે સાદે તે બોલવા લાગ્યો:" જ્યોતિ! જ્યોતિ! તું પોતે આવું કહે છે? એના કરતાં તો તું મને કહી દે કે, તું મને ચ્હાતી નથી. બસ. હું એ સાંભળીને જતો રહીશ–મારું ચાહે તે થાવ. મને પરવા નથી. અરેરે! મારા હૃદયમાં ખંજર ભોંકનાર આખરે તુંજ નીવડી! તારાં માબાપે ના પાડી–તેમની સાથે તુંયે ના પાડે છે! ઠીક! ઠી.....ક!"

આમ કહીને તે ટગર ટગર તેના સામે જોઈ રહ્યો. જ્યોતિની સખીએ કહ્યું:" દિવ્યકુમાર! જો તમારું ચિત્ત સ્વસ્થ ન હોય, જો તમારી વાણી અંકુશમાં રાખી શકતા ન હો તો અમે હવે અહીં-

થી રજા લઇશું. તમે જે જે ઉદ્‌ગારો હમણાં કાઢ્યા એ એક ડાહ્યા માણસના મુખમાંથી ન નીકળે, એમ જાહેર કરતાં મને ગ્લાનિ ઉપજે છે. તમે જાણો છો કે, હિંદુ સંસારની એક પવિત્ર કન્યા આગળ તમે બેઠા છો. આપણા સંસારમાં કન્યા પાસે પ્રેમની વાત કરી શકાતી જ નથી. એવી વાત કોઇ પરપુરુષ કરે છે તો તે નિંદ્ય ગણાય છે. મને એ જાહેર કરતાં દુઃખ થાય છે કે, તેનાં માતાપિતા એ, તેનાં લગ્ન તમારી સાથે નહીં કરવાનું તમને કહ્યું, તે પછી તો તમારે તમારી વાણી અંકુશમાં જ રાખવી જોઇતી હતી. અંગ્રેજો ગમે તેમ કરતા હોય. તેમની સરખામણી અંગત દાખલો લઇને કરવાનો તમને અધિકાર નથી. જાહેર ભાષણોમાં કે લેખોમાં સર્વ-સામાન્ય રીતે તમે ચાહે તેમ બોલી કે લખી શકો પણ જ્યોતિનો અંગત દાખલો લઇને તમારે કાંઇજ બોલવું જોઇએ નહીં. માટે શાંત થઇને, વિવેક જાળવીને, મર્યાદામાં રહીને બોલો એજ શોભા ભરેલું થઇ પડશે. આ કડક શબ્દો મારે તમને લાચારીથી કહેવા પડ્યા છે. તમારા સહૃદયી અંતઃકરણ ઉપર તેથી આઘાત થશે, એ હું જાણું છું પણ જ્યોતિનાં માતાપિતાની આબરૂને ખાતર ફરજીઆતપણે આ શબ્દો કહ્યા વિના છૂટકોજ નહોતો."

"દાઝ્યા ઉપર ડ્હામ" જેવી સ્થિતિ અનુભવતો દિવ્યકુમાર આ કડક સંભાષણ સાંભળીને જ્યાં બેઠો હતો ત્યાંજ ઠરી ગયો. તે ન સમજી શક્યો કે, જ્યોતિ જો પોતાને ચ્હાતી હતી તો પછી હિમ્મત થી કામ લેવાની ના કેમ પાડતી હતી! પોતાનું કહેવું ક્યાં ગેર-વાજબી હતું એ તેના લક્ષમાં ઉતર્યું નહીં. તેને અત્યાર સુધી એવી આશા હતી કે, જ્યોતિ તેના મતને અનુકૂળ થશે; પોતાનો આત્મ-ત્યાગ લક્ષમાં લાવીને તે કોઇક એવો તોડ કાઢશે કે જેથી બન્ને જણના મનની મુરાદ બર આવશે; પણ અહીં તો તેને વિરૂદ્ધ પ્રહારનો જ અનુભવ થયો. 'પવિત્ર કન્યા' તરીકે તે ઠરી; પોતાનું સંભાષણ તેના માતાપિતાની આબરૂને કલંક લાગે એવું લેખાયુ. તે વિચારવા લાગ્યોઃ" મારી તો આબરૂ જ નહીં! જેને ખાતર હું અડગ રહ્યો, તેનીજ આગળ હું આબરૂ વિનાનો!" જ્યોતિની સખીનો એકકે એક શબ્દ તેને કંટક રૂપ લાગ્યો.

તેને ચિત્રકારના શબ્દો યાદ આવ્યાઃ" મિત્ર, તમારે સંપત્તિનો ત્યાગ કરતા પહેલાંજ જ્યોતિ અને તેનાં માબાપના મનની સ્થિતિથી માહિત થવું જોઇતું હતું." એ શબ્દો તેને તદ્દન સાચા લાગ્યા. ચિત્રકાર

સાથે પોતાને થયેલો આખો સંવાદ તેના મનમાં તરવરી આવ્યો. પોતે ભૂલ કરી, એમ તેને લાગ્યું. અવિચારીપણે કાકા આગળ પોતે હઠ કરી, અને પોતાના સ્વતંત્રચારીપણાનું ફળજ અત્યારે પોતાને મળ્યું એમ તેનું મન તેને દંશ દેવા લાગ્યું " ન ઇશ્વરકે રહે, ન ઉધરકે રહે!" તેનાથી પોતાના વિચારોમાં ને વિચારોમાં પ્રકટપણે બોલાઇ જવાયું: " કિસ્મત્ ! કિસ્મત્! "

દિવ્યકુમાર, આ વિચારદશામાં હતો તે વખતે જ્યોતિ તેના તરફ જોઇ રહી હતી. દિવ્યકુમારના વદન ઉપર છવાઇ રહેલી નિરાશાની રેખાઓ જોઇને તેનું હૃદય ખરેખર બળી જતું હતું અને જ્યારે "કિસ્મત્! કિસ્મત્!" એવા શબ્દો કહીને તેણે નિસાસો નાંખ્યો ત્યારે તો તેનું હૃદય ખાખ થઇ ગયું. તે બોલી ઉઠી: " સુજ્ઞ જને શાન્તિને એક પળ વિસારવી ન ઘટે; ધીરજને ઘડી પણ તજી દેવી ન ઘટે; આશા અમર છે; પ્રભૂની અકળ લીલાનું રહસ્ય સમજનાર એક કવિ, જો નિરાશ થશે તો જગત્‌નાં બીજાં માનવીઓની વાતજ શી કરવી? કુમાર! મારી સખીનું બોલ્યું માફ કરશો. તમારૂં હૃદય વજ્ર સમ કઠિન બનાવજો; સાહસ ન કરશો. ધીરજ રાખજો; વિશ્વાસ રાખજો અને મારી ખાતર દુઃખ ન વેઠશો." આટલું કહીને તે ઉઠીને ઉભી થઇ અને પોતાની સખીને ઉઠવાની ઇશારત કરીને તે ચાલતા મંડી. તે બન્નેને જતાં જોઇને દિવ્યકુમારે કહ્યું:" આ ગોળ ગોળ શબ્દોનો અર્થ શો? જ્યોતિ! એ શબ્દોથી હું કાંઇ તને મારી કરી શકું તેમ છે? એકવાર મને જવાબ દેતી જા, આવું આશ્વાસન તો તેં આડકત્રી રીતે 'કોન્સર્ટ' માં પણ દીધું હતું. પણ તેથી મને શો લાભ? જ્યોતિ! જ્યોતિ!...ગઇ... ...હા! ગઇ...ગઇ!"

જ્યોતિ કિંવા તેની સખી તરફથી કાંઇ જવાબ મળ્યો નહીં; કારણકે, તેઓ ચાલ્યાં ગયાં હતાં. દિવ્યકુમાર ઉઠયો અને ઉન્માદાવસ્થામાં આવી ગયો હોય તેમ, "જ્યોતિ! જ્યોતિ!" એવા શબ્દોચ્ચાર કરતો તે બાગના દરવાજા આગળ આવી પહોંચ્યો. ત્યાં એકદમ કોઇકે તેનું કાંડું પકડ્યું અને કહ્યું: " કુમારભાઇ! આ શું? ગાંડા થઇ ગયા છો કે શું?"

" કોણ? મિત્ર જગદીશ?"

"ના. એ તો હું રજનીકાંત! જ્યોતિ, જ્યોતિ, એવી બૂમો પાડતા તમે અહીંથી ધસ્યા જાવ છો એની તમને ખબર લાગતી

નથી. એકાદ ટ્રામ સાથે અથડાઇ પડયા હોત અથવા તો મોટર નીચે આવી ગયા હોત તો તમારી શી વલે થાત ? સ્વસ્થ થાઓ."

હવે દિવ્યકુમારને ભાન આવ્યું હોય એમ લાગ્યું. 'રજનીકાન્ત' એ નામ સાંભળતાંજ તેને અર્ધું ભાન આવ્યું હતું પણ તેણે તે પછી જે ઉન્માદાવસ્થાનો ચિતાર આપ્યો તે સાંભળ્યા બાદ તો તેને પૂરેપૂરી શુદ્ધિ આવી અને પસ્તાવો થયો કે, "મેં આ શી ગાંડાઇ કરી !"

તેણે રજનીકાન્તને કહ્યું: "તારો આભાર માનું છું, ભાઇ ! અહીં બાગમાં ઠંડી હવામાં વિચારલહરીમાં તણાઇ ગયો. પણ હવે કાંઈ વાંધો નથી."

"તમારે હવે ક્યાં જવાનું છે ? તમને અહીંથી એકલા છોડવા, એ મને સહિસલામાત ભરેલું લાગતું નથી."

"હું તો હવે મારે મકાનેજ જવાનો છું"

"તો ચાલો. ગાડીમાં બેસાડીને હું તમને ત્યાં મૂકી આવું. પછીથી હું તમારાથી જૂદો પડીશ."

આમ કહીને એક ભાડુતી વિક્ટોરિયા ગાડીમાં રજનીકાન્ત, દિવ્યકુમારની સાથે બેઠો અને "એલ્ફિન્સ્ટન કૉલેજ પાસે" એમ અંદરથી કહેતાં, વિક્ટોરિયા ચાલી.

---

## પરિચ્છેદ ૭.

---

### પુરાણકાળ સમાન વર્ત્તમાનકાળ કેમ ન બને ?

નિરાશાના અન્ધકારમય અરણ્યમાં અથડાતો દિવ્યકુમાર, પોતે હવે શું કરવું, એ સમજી શકતો નથી. તે વિમાસણમાં પડયો છે કે, મેં ક્રિયા ચોપડીઓમાં કાકાની સંપત્તિ તજવાનો નિશ્ચય જાહેર કર્યો કે જે પછી પ્રત્યેક બનાવ ઉંધો જ જાય છે. જ્યોતિર્મયી, પોતાના વિચારોને ટેકો આપશે, એમ તેનું માનવું હતું. પણ તેનાં વિચારોનો પ્રવાહ, તેની સખીના કહેવા પ્રમાણે, તેનાં માતાપિતા રૂપ ખડક આગળથી પાછો વળે છે; તે લાચાર છે અને તેથી હવે બન્નેનો સંબંધ પૂરો થયો છે !

"શું મારા અભિલાષ સિદ્ધ નહીં જ થાય ! ત્યારે શું કાકા

પાસે જઇને મારે જાહેર કરવું કે, હવે હું સંપત્તિ લેવા તૈયાર છું અને જ્યોતિને પરણવાનો મારો વિચાર નથી?"

તે વિચારવમળમાં હતો એટલામાં બહારથી ટપાલવાળાએ બૂમ મારી: "કાગદ ધ્યા દિવ્યકુમાર ભાઇ!" બારણાના ઉંબરમાં બે કાગળો ફેંકાયા. દિવ્યકુમારે ઝડપથી ઉઠીને તે બે કાગળો લીધા.

બન્નેનાં શરણામાં અપરિચિત હસ્તાક્ષરે લખાયલાં હતાં પણ એક કવર ઉપર કોઇ સ્ત્રીના હસ્તાક્ષર હોય, એમ લાગ્યું અને બીજા ઉપર અંગ્રેજીમાં શરણામું કરેલું હતું. સ્ત્રીના હસ્તાક્ષરવાળું કવર તેણે પ્રથમ ફોડયું. લખનાર કોણ છે એ જોવાની વૃત્તિ, કાગળ વાંચ્યા પહેલાં તેને સહસા થાય, એમાં નવાઇ નહોતી. તેણે નજર નાંખી તો લખાણની શરૂઆતમાં લખનારનું નામ ન જણાયું. પણ છેવાડે લખેલું હતું કે: "લી. શુભેચ્છક નન્દિની" નન્દિની કોણ? દિવ્યકુમાર તેને ઓળખી શકયો નહીં. તેણે બીજા ત્રીજા વિચારો કરવાને બદલે કાગળ જ વાંચવો શરૂ કર્યો તેમાં નીચે મુજબ લખેલું હતું:

"ભાઇશ્રી દિવ્યકુમાર,

આજ કાલે સાંજે બાગમાં મારી સખી જ્યોતિ સાથે હું તમને મળી હતી."

હવે દિવ્યકુમાર સમજ્યો કે નન્દિની, તે જ્યોતિની સખી! એજ નન્દિનીએ પોતાને અપમાનકારક વેણ કહ્યાં હતાં. તેણે કાગળ આગળ વાંચવા માંડયો.

"આપણા મિલનપ્રસંગે મારો ઇરાદો, એવો હતો કે, તમને દુઃખ ન થાય, એવી રીતે સમજાવીને હવે તમારા અને જ્યોતિના સંબંધમાં કાંઇક માર્ગ શોધી કાઢવો કે જેથી તમારા બેના અભિલાષ સિદ્ધ થાય અને આસપાસનાં સર્વ સંબંધીજનોનાં મનમાં જરાકે કટુતા રહે નહીં; પણ દુર્ભાગ્યે આપણે કયાં બેઠાં હતાં, એ તમે લક્ષમાં રાખ્યું નહીં. આપણે એક જાહેર બાગમાં હતાં. આવનાર જનાર હરકોઇ આપણને જુએ અને કદાચ આપણી વાત સાંભળી પણ જાય, એવી સ્થિતિમાં હતાં. ધીમા સ્વરે અને તોળી તોળીને દરેક શબ્દ મ્હોંમાંથી બ્હાર કાઢવાની જરૂર હતી. મેં શરૂઆત નિષ્પક્ષપાત અવલોકનથી કરી હતી. ધીમેથી હું મારા ધ્યેયના મુદ્દા ઉપર આવતી હતી તેવામાં તમે અંગ્રેજી સંસારના દાખલા આપીને નાસી જવાની, તેમજ હિંદુ સંસારના માબાપોને આંબા દેવાની શરૂઆત કરી. તે પણ ઉગ્ર અને મોટા સ્વરે! મારે કહેવું જોઇએ કે,

વસ્તુસ્થિતિ પર તમે તે વખતે દુર્લક્ષજ દીધું. તે કુંવારી છે. તમે તેનાં માબાપની દૃષ્ટિમાં પરપુરુષ ઠરી ચૂકેલા છો. હવે કહો, એવા સંજોગમાં તમે નાસી જવા વિષે કાંઇ કહો અને કોઇ તે સાંભળી જાય તેથી જ્યોતિને માટે તેને કેવો વહેમ આવે? અને ખરે જ એવા વહેમનો સંયોગ પણ આપણી વાતચિત વખતે બન્યો હતો. જ્યાં આપણે વાત કરતાં હતાં, ત્યાંથી થોડેક દૂર, બાગની ઉંચી લોઢાની વાડ પાસે એક યુવક ઉભેલો હતો. તમે તેને જોયો હશે કે કેમ, તે હું જાણતી નથી પણ જ્યોતિએ તેને પહેલો જોયો હતો. તે ઠીંગણો શ્યામ રંગનો, મોઢે ચાઠાંવાળો અને બાંધી દડીનો યુવક, જ્યોતિની નજરે પડયો એટલે તેણે મને ઇશારત કરી. મેં તેને જોયો. બાડી નજરે તે ઘડીકમાં આપણા તરફ જોતો અને ઘડીકમાં નજર બીજી પાસ રાખી કાન આપણા તરફ ધરી રહેતો. મેં તરતજ તે સાંભળે તેવી રીતે તમારૂં બોલવું અટકાવવાનો ઠરાવ કર્યો અને તેથી મારે તમને સખ્ત શબ્દો કહેવા પડયા. મેં ધીમા સ્વરે પાછળથી તમારી માફી માગી હતી અને અત્રે ફરીથી ક્ષમાયાચના સહિત લખું છું કે, મારા બોલવા પ્રત્યે ખોટું લગાડશો નહીં.

તમારા માટે, મારા અંગત વિચાર પ્રમાણે, બે માર્ગ છે. કાંતો જ્યોતિને ભૂલી જાવ અથવા તો થોભી જાવ: જ્યોતિ અને હું, તેનાં માતા પિતાને સમજાવવા યત્નો કરીએ છીએ. જ્યોતિ નિડર નથી, એમ ન સમજશો. તે દૃઢનિશ્ચયી પ્રકૃતિની છે. અમે કોઇ પણ પ્રકારે તેનાં માબાપને સમજાવીશું. પ્રતિષ્ઠિત માણસો મારફત તેમના ઉપર દબાણ કરાવીશું; પણ એ કામમાં ધીરજ જોઇશે, ઉતાવળ નહીં નભે. તેમજ એક વાત સ્પષ્ટ લખવાની કે, જગતમાં ખોટું દેખાય, ચારિત્ર વગોવાય,–અપરાધી નહોવા છતાં અપરાધી તરીકે ગણના થાય–એવો માર્ગ સ્વપ્નમાં પણ લેવાશે નહીં. કદાચ અમને ફતેહ ન મળે તો "દીકરી અને ગાય, જ્યાં દોરે ત્યાં જાય" એ કહેવત પ્રમાણે પણ જ્યોતિને વર્તવું પડશે. માટે તમે તેના ઉપર કોઇ જાતનો અવરત્વા-રોપ ન કરતાં, ધીરજ ન હોય તો, મેં આગળ લખ્યું તેમ, જ્યોતિને વિસરી જવાનો સૌથી સરળ માર્ગ લેશો.

તમારા સંપત્તિ–ત્યાગના સંબંધમાં હું ધન્યવાદ, સિવાય બીજો કાંઇ અભિપ્રાય આપી શકતી નથી પણ જો તમારામાં ધીરજ નહોય, નિશ્ચય ન હોય, તો એ ત્યાગ નિરૂપયોગી છે. જ્યોતિએ તમને કહેલા છેલ્લા શબ્દો સ્મરણમાં રાખજો અને " તારે ખાતર મેં સંપત્તિ

તજી પણ બદલો ન મળ્યો" એમ કહીને, કદી મ્હેણું મારો તેના કરતાં તમારે માટે શ્રેયસ્કર માર્ગ એ છે કે, તેને ખાતર દુઃખી ન થવું અને સંપત્તિનો પુનઃસ્વીકાર કરી લેવો. એજ.

લી૦ તમારી ઉન્નતિ ઇચ્છતી

શુભેચ્છક,

નન્દિની."

તા૦ ક૦—આ પત્ર વાંચીને જરૂર બાળી નાંખજો, કે જેથી કોઇ ત્રાહિતના હાથમાં જવાનો ભય ઉભો ન થાય."

આ પત્ર વાંચી રહ્યા પછી, પહેલોજ વિચાર દિવ્યકુમારને એ આવ્યો કે, "ઠીંગણો, શ્યામ રંગનો, મોઢે ચાઠાંવાળો અને બાંધી-દડીનો યુવક" કોણ? એનો જવાબ તેના અંતઃકરણે ક્યારનોએ દઇ દીધો હતો.

"આ વર્ણન રજનીકાન્તનુંજ છે. તે બે જણીઓના જવા પછી, તે મને બાગના દરવાજા આગળ મળ્યો તે વખતેજ મને તેને માટે શંકા ઉપજી હતી. રજનીકાન્ત! રજનીકાન્ત! સર્વત્ર મારા માર્ગમાં હવે તુંજ આડખીલી રૂપ કેમ થઇ પડે છે? કાકાના કાન, મારા વિષે સૌથી પહેલા ભંભેરનાર કોણ? રજનીકાન્ત! વસિયતનામામાં મારી જગ્યા લેનાર કોણ? રજની-કાન્ત! જ્યોતિનાં માબાપને મારા વિષે ભંભેરી આવનાર કોણ? રજનીકાન્ત! કદાચ નંદકિશોર જ્યોતિને પરણે તો તેમનું ચોકઠું તેનાં માતાપિતા સાથે મસલત કરીને ગોઠવી આપનાર દલાલ કોણ? રજનીકાન્ત! અને છેક છેલ્લો અમારી વાત છૂપાઇને સાંભળનાર કોણ? રજનીકાન્ત! તેણે શું શું કર્યું છે અને શું શું નહીં કરે?" ઘડીભર તે અહીં બેસી રહ્યો અને પછી બોલ્યોઃ "ભલે રજની-કાન્ત, તું તારાથી બને એટલું મારૂં અહિત કર અને જેમ જેમ તું મારૂં અહિત કરવા ચહાશે તેમ તેમ હું તને માફ કરતો રહીશ. તારા કોઇ પણ જાતના પ્રપંચો હશે તે બધાયેનો ખંગ હું મારા આત્મ-ત્યાગથી વાળી આપીશ. તું સંપતિવાન થજે. હું ફકીર થઇશ. તું હાથમાં પ્રપંચરૂપી કુહાડી લેજે. હું ફુલમાળા લઇશ. ઉર્દુમાં કહ્યું છે તેમ, "જફા કર તું વફા મેરી" એ પ્રમાણેજ તારી બૂરાઇ આગળ હું મારી ભલાઇ નહીં તજી દઉં, એ ખાત્રીથી માનજે."

તેણે બીજો કાગળ ફોડયો. એ કાગળ મોમ્બાસા (પૂર્વ આફ્રિકા) ના ઇંપોર્ટ એકસપોર્ટના વેપારીઓ મેસર્સ ઉમર અબરામ એંડ

કું. ના મુંબાઇની શાખાના મેનેજર તરફનો હતો. તેમાં એ મતલબનું લખાણ હતું કે મોમ્બાસા ખાતે મજકુર કંપનીના વડાભાગીઆ મિ. ઉમરભાઇને એક અંગ્રેજી ભણેલો સેક્રેટરી જોઇએ છે કે જે તેમને અંગ્રેજી ભાષા શીખવે તેમજ તેમની પેઢીને લગતો અંગ્રેજી પત્રવહેવાર સંભાળી લે. આ જગ્યા માટે તે પેઢીના મુંબાઇના એક ઓળખીતા અને દિવ્યકુમારના પોતાના કોઇક મિત્રે (કે જેમનું નામ ખાસ ખાનગી રાખવાનું છે) તેમણે દિવ્યકુમારની ખાસ ભલામણ કરી છે અને મુંબાઇની શાખાના મેનેજરને તપાસ કરતાં દિવ્યકુમાર એક ખાનદાન કુટુંબનો વંશજ જણાયાથી તે જગ્યાએ તેની નિમણૂંક કરવામાં આવી છે. પગાર માસિક શિલિંગ ૮૦૦; રહેવા માટે શેઠ ઉમરભાઇના મોંબાસાના બંગલામાં એક અલગ સુંદર જગ્યા; અને જમવાના ભથ્થા તરીકે વધારાના માસિક શિલિંગ ૧૨૫. ઉપરાંત મોમ્બાસા ખાતે જવાનું સ્ટીમર ભાડું બીજા વર્ગનું. પત્રમાં છેવટે ઉમેરવામાં આવ્યું હતું કે, "જો આ શરતો તમને પસંદ હોય તો તમારી બનતી પહેલી ફુરસદે મુંબાઇની શાખાના મેનેજરને રૂબરૂ મળી જશો કે જેથી સર્વ ગોઠવણો રૂબરૂમાં થઈ શકે."

આ કાગળ વાંચતાંજ તે બોલી ઉઠયોઃ "આ શું ? હું જાગું છું કે ઉંઘું છું ? મને આવી સારા પગારની તક! મારા માટે ભલામણ કરનાર મારો કોઇક મિત્ર! બેશક, આ તો સ્વપ્ન છે. મારો સાચો મિત્ર અત્યારે તો એકજ છે. પણ તે બિચારો ગરીબ છે. તેને કાંઇ લાગવગ નથી એટલે તે મારા માટે આ પેઢીને કહી આવ્યો હોય, એમ બને શી રીતે? અસ્તુ. ગમે તે હો; પણ આ તક તો સારી છે. જવું કે નહીં ? જગદીશ! યુનિવર્સિટી શિક્ષણોપેત યુવકોને તેં તે દિવસે નિરૂપયોગી કહ્યા હતા. હું યુનિવર્સિટીનું શિક્ષણ લઉં છું. મને મળેલી આ તક શું મારી નિરૂપયોગિતા સાબિત કરે છે ? નહીંજ. અમારી ઉપયોગિતા છે અને અમને અપાતું જ્ઞાન કોઈ રીતે ખરાબ નથી." તે હર્ષાવેશમાં આવી ગયો. નન્દિનીના પત્રની વાતજ જાણે ભૂલી ગયો અને આ પત્રને તે નસિબદાર પત્ર તરીકે માનવા લાગ્યો.

તેને ઉર્મિ ઉઠી કે, જગદીશને મળીને આ કાગળની વાત કરૂં અને પછી તે વેપારી પેઢીના મેનેજરને મળી આવીને ઇંગ્લાંડ જવાની તૈયારીઓ કરૂં.

બન્ને કાગળો ખિસ્સામાં મૂકીને તે પોતાની ઓરડીમાંથી બહાર પડયો.

જગદીશને ત્યાં જતાં તેને ખબર મળી કે, તે બહાર ગયો છે અને સાંજે પાછો આવનાર છે. બપોરે જો તે આવે તો તેને પોતાને ત્યાં મોકલવાનું કહીને તે પાછો ફર્યો

ઘેર આવતાં તેને એક શંકા ઉપજી કે, વેપારી પેઢીવાળાએ લખ્યું કે, તમારા કોઇક મિત્રે અમને ભલામણ કરી છે. એ મિત્ર કદાચ નંદકિશોર નહીં હોય? તે શ્રીમંત છે એટલે નાણાં છૂટે હાથે ખર્ચી શકે તેમ છે; તે શ્રીમંત છે એટલે તેને વગવસીલો પણ સારો છે; તે શ્રીમંત છે એટલે—

અહીં તેને એક બીજી શંકા ઉપજી. "જ્યોતિને પરણવા માટે તે ખટપટ કરી રહ્યો છે. તેને જ્યોતિનાં માબાપની તો સંમતિ મળી ચૂકી છે; પણ જ્યોતિની પોતાની વલણ મારા તરફ છે, એ વાત તેણે જાણી હોય—ચોક્કસ રજનીકન્ત મારફતજ જાણી હોય કારણ કે રજનીકાન્ત બાગમાં કોરણે ઉભો ઉભો નન્દિની સાથેની મારી વાત સાંભળતો હતો—તો તે વલણ રદ કરાવવા ખાતર તેણે મને પરદેશ મોકલવાનું કાવતરૂં રચ્યું હોય, એ શું બનવા જોગ નથી?"

આ શંકા ઉપર તેણે મનન કરી જોયું. અધવચ એક ત્રીજી શંકા ઉપજી: "રજનીકાન્ત, નંદકિશોર અને જ્યોતિનાં લગ્ન કેમ કરાવી આપતો હશે? કાકાના વસિયતનામામાં ફેરફાર, માત્ર જ્યોતિને ખાતર થયો. એટલે જ્યોતિને હું પરણું તેમાં રજનીકાન્તને લાભ છે. હું ન પરણું તો મિલ્કત મારીજ રહે છે. આથી જ્યોતિ મારા સિવાય બીજાને પરણી જાય તો રજનીકાન્તને ઉલ્ટું નુકશાન છે અને લાભ જરાકે નથી. ત્યારે તે શા કારણે, એ બેનાં લગ્નને ઉત્તેજન આપતો હશે?"

આ શંકાનું નિવારણ દિવ્યકુમાર કરી શક્યો નહીં. નંદકિશોર વેપારી પેઢીવાળાને કહી આવ્યો હોય-કદાચ નાણાં પણ વેરી આવ્યો હોય—એ શંકા તો તેને ખરી લાગી પણ રજનીકાન્ત જ્યોતિનાં અને નંદકિશોરનાં લગ્નને કેમ ટેકો આપતો હશે, એ શંકાનો સ્ફોટ દિવ્યકુમારથી થઇ શક્યો નહીં.

કેટલીક વાર સુધી તે વિચારતંદ્રામાં બેસી રહ્યો. આખરે કાંઇ નિર્ણય ન કરી શકવાથી તે એક ચોપડી લઇને વાંચવા લાગ્યો. ચોપડીમાં ચિત્ત ચોંટયું નહીં ત્યારે બારીએ ઉભો રહીને રસ્તામાં લોકોનો તથા વાહનોનો અવરજવર જોવા લાગ્યો.

સહાધ્યાત્રણનો શુમાર થતાં એક મોટર તેની ચાલી આગળ આવીને ઉભી રહી અને તેમાંથી જગદીશને તેણે નીચે ઉતરતાં જોયો! "અહો! જગદીશ મોટરમાં?! "દિવ્યકુમાર સ્વગત બોલ્યો.

જગદીશને નીચે ઉતારીને મોટર ચાલી ગઇ અને જગદીશ ઉપર આવ્યો.

દિવ્યકુમારે તેને પૂછ્યું: "આજે કાંઇ નસિબ ફરી ગયું લાગે છે! આર્ટ સોસાઇટીએ સોનાના ચંદને બદલે મોટર ભેટ આપી કે શું?"

જગદીશ: "ના. એવું કાંઇ નથી; પણ તમારા વડે મારૂં એક શ્રેય થયું, અને તેથી મોટરમાં બેસીને આવ્યો!"

"મારા વડે શેનું? મારા પાસા તો ઉંધા જ પડવા માંડયા છે. ત્યાં વળી મારે લીધે તારૂં શ્રેય શું થયું?"

"તમારા વડે એટલે તમે પોતે નહીં તો તમારા કુટુંબના કોઇકના વડે. મારે મન તો એ બધું એકનું એકજ છે."

"એ બધું ભેદભરેલું શું બોલે છે? જે હોય તે ખુલાસાથી કહી દે ને?

"વારૂ. ખુલાસાથી સાંભળો. મિનલપુર સ્ટેટ—

"હા. હા. ત્યાંનો તું કારભારી નીમાયો?"

"પણ ઉતાવળા શેના થાઓ છો? પૂરી વાત તો સાંભળો?"

"વારૂ. પૂરી કહે."

"મિનલપુર સ્ટેટનાં રાજકુમારી અહીં આર્ટ સોસાઇટીનું પ્રદર્શન જોવાં આવ્યાં છે. તમારા વાલકેશ્વરવાળા બંગલામાં ઉતર્યાં છે. તેઓ ચિત્રપ્રદર્શન જોવા ગયાં હશે ત્યાં મારાવાળું ઇનામી ચિત્ર જોઇને તેઓએ, જ્યોત્સ્ના કુમારીની માફકજ, અભિપ્રાય આપ્યો કે, સુભદ્રાનું ચિત્ર આબાદ તેમની પોતાની જ જાણે તસ્વીર છે. આથી તેમણે જ્યોત્સ્ના કુમારીને વાત કરી કે, આ ચિત્રકાર પાસે મારે મારૂં ચિત્ર દોરાવવું છે. તરતજ તેમણે તો સાટું જ કરી દીધું. બે હજાર રૂપીઆ અને શિરપાવ જૂદો. મને રાજકુમારીએ રૂબરૂમાં બોલાવ્યો અને હું તેમની સાથે વાતચિત કરીને હમણાંજ ત્યાંથી નીકળી, મારે ઘેર થઈ, અહીં તમારી પાસે જ આ ખબર કહેવા આવ્યો છું. વાત નીકળી છે ત્યારે માંહ્ય માંહ્યથી કહી દેવાનું કે, રાજકુમારી પાસે જ્યોત્સ્ના કુમારી પણ પણ તે વખતે બેઠેલાં હતાં. રાજકુમારીએ તમને સંભાર્યાં હતા અને મને ખાસ આગ્રહ કરીને

કહ્યું હતું કે, આવતી કાલે બપોરે મારે તમને લઇને તેમની પાસે વાલ્કેશ્વરને બંગલે જવું. કેમ, તમે આવશોને ?"

દિવ્યકુમારઃ "એમ ? રાજકુમારીએ મને સંભાર્યો હતો ? ભલે, હું ખુશીથી આવીશ. કાલે બપોરે તું અહીં આવજે. આપણે અહીંથી જઇશું. બીજું, તને રાજકુમારીનું ચિત્ર દોરવાનું કામ સોંપાયું તેથી મને અત્યંત આનંદ થયો છે. જગદીશ, આપણે બન્ને એકી વખતે ભાગ્યશાળી થયા. મને મોમ્બાસા મોકલવા માટે આજની ટપાલમાં એક વેપારી પેઢીનો મારા ઉપર પત્ર આવ્યો છે. હું તને અભિનંદન આપું છું. તું મને આપ."

"વાહ્ ! તમે વળી એવી કોઇ અરજી કયારે કરી હતી ! તમને મળેલા જવાબમાં શું લખ્યું છે ? પગાર શો જણાવ્યો છે ? તમારે કામ શું કરવાનું છે ?"

"મેં અરજી તો કરી જ નહોતી. લે આ રહ્યો તે પત્ર. તું વાંચીશ એટલે બધું સમજાશે; પણ તેમાં લખ્યું છે કે, મારા કોઇક મિત્રે મારા ભલામણ કરી હતી. મારો મિત્ર તો તું જ છે. શું તું મારા વિષે ભલામણ કરી આવ્યો હતો ? આખરે, તારૂં વચન તેં પાળ્યું તે માટે હું તારો આભારી છું."

"અરે, શેનો આભાર માનો છો ? હું તો કોઇનેયે તમારા વિષે ભલામણ કરી આવ્યો નથી. હું જ તમારા જેવાની લાગવગથી કામકાજ કરૂં છું ને ? ત્યાં વળી મારી લાગવગ શી ?"

દિવ્યકુમારઃ "ત્યારે કોણે ભલામણ કરી ?"

તેના આ પ્રશ્નનો ઉત્તર ન દેતાં ચિત્રકાર પત્રવાચનમાં પ્રવૃત્ત રહ્યો. વાંચીને તે વિચારમાં પડયો. દિવ્યકુમારે પૂછયુંઃ "શા વિચાર કરે છે ?"

"એજ કે, આ તક તમને સારી મળી છે. હું તમને અભિનંદન આપું છું. આ પત્રમાં લખ્યા પ્રમાણે તમે તે પેઢીના મેનેજરને રૂબરૂમાં મળી આવો અને પછી મોમ્બાસા જાવ."

દિવ્યકુમારે ડોકું ધુણાવ્યું.

જગદીશે પૂછયુંઃ "કેમ ? નથી જવું ?"

દિવ્યકુમારઃ "જતાં પહેલાં મને કેટલીક શંકાઓ થઇ છે, તે દૂર કરવાની જરૂર છે."

જગદીશઃ "મિત્ર ! માઠું ન લગાડશો. ખરેખરૂં કહી દઉં ? 'લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે ત્યારે મોઢું ધોવા ન જવું જોઇએ.

અને બીજું, ધ્યાનમાં રાખવું જોઇએ કેઃ સંશયાત્મા વિનશ્યતિ !"

"પણ શંકા જેવું હોય તોયે શંકા ન કરવી ? હું એકદમ તો નહીં જઉં."

"મારા સાહસિક મિત્ર ! કોઇ પણ વાતમાં ના પાડી દેવાનું સાહસ કરવામાં તો તમે પહેલે નંબરે જ આવો એવા છો ! તમારી એ જાતની પદ્ધતિથી તમે કાકાની સંપત્તિ ગુમાવી; જ્યોતિ પણ ગુમાવી અને હવે આ તક પણ ગુમાવવા તૈયાર થયા છો."

"મેં જ્યોતિ નથી ગુમાવી."

"શા ઉપરથી કહો છો ? તમારે ને તેને ગઇ કાલે વાતચિત થઇ ? પ્રદર્શનમાં તે તેની સખી નન્દિની સાથે આવી હતી અને તે બન્ને બહાર ગયાં તે પછી તમે પણ તેમની પાછળ બહાર ગયા હતા, એ મેં જોયું હતું."

"એમ ? ત્યારે તને છેતરીને હું જઇ શક્યો નથી !"

"મને શું ? જ્યોત્સ્ના કુમારીને પણ તમે છેતરી શક્યા નથી. તમે ગયા એટલે તરતજ તેમણે મને એ વિષે પૂછપરછ કરી હતી. પણ તે તમારાં હિતૈષી છે. તમારા તરફ તેમની દિલસોજી છે. વારૂ. હવે તમારી વાત કહો. એ મિલન-પ્રસંગ કેવો નિવડ્યો ? અમિમય કે વિષમય ?"

"એનો થોડોક ખુલાસો આ બીજો પત્ર વાંચવાથી તને મળી શકશે" એમ કહીને દિવ્યકુમારે નન્દિનીનો પત્ર તેના હાથમાં મૂક્યો. ચિત્રકારે તે વાંચી જોયો. વાંચ્યા બાદ તેણે કહ્યું: "આ લખનારને હું ધન્યવાદ આપું છું. તેણે વ્યાજબી જ લખ્યું છે કે, તમે જ્યોતિને વિસરી જાવ."

"શું તું એમ ઇચ્છે છે કે, હું તેને વિસરી જાઉં ?"

"હા. ખરૂં પૂછાવો તો, એ તમારી પ્રેમલગ્નની ભાવનાથી હું મૂળથીજ વિરૂદ્ધ છું. મને એ વસ્તુ કેવળ મૃગજળવત્ લાગે છે. આપણા હિંદુ સંસારમાં તેને સ્થાન નથી. તમે વિનાકારણે એને નાદે ચઢ્યા છો."

"આપણા સંસારમાં પ્રેમ-લગ્નને સ્થાન નથી એમ તું કહે છે તે હું માનતો નથી. હું આપણા દેશમાં, અને ખાસ હિંદુઓમાં એવાં શિષ્ટ યુવક-યુવતીઓ જોઉં છું કે જેઓ મોટી વયનાં થતાં કાયદે-સર રીતે પોતાનાં માબાપની સંમતિની દરકાર કર્યા વિના લગ્નો કરે છે. કેટલાક દાખલાઓમાં માબાપની પણ સંમતિ હોય છે. પુખ્ત ઉંમરનાં

બે જણને પોતાના અંતઃકરણના અવાજ પ્રમાણે પરણવાની કાયદામાં પણ જોગવાઇ છે—રે, હિંદુઓમાંજ પરસ્પર નહીં પણ બીજી કોમની કોઇ કન્યા હોય અને વર હિંદુ હોય તે પણ કાયદેસર રીતે પરણી શકે છે. આવાં લગ્ન હવે થવા માંડયાં છે તો પછી હું તેથી નગ્ન પ્રકારનાં લગ્ન કરૂં તો શું ખોટું છે?"

ચિત્રકાર: "તમે કહો છો તેવાં લગ્ન થાય છે એ હું જાણું છું પણ તેમની સંખ્યા કેટલી છે? એક મહાસાગર આગળ એક ઘડામાંના પાણી જેટલી! દેશની આટલી મોટી હિંદુ વસ્તીમાં એ અલ્પ સંખ્યા શી વિસાતમાં છે? અને એવાં લગ્ન કરનારાંઓને સમાજ ક્યારે વધાવી લે છે? જ્યાં ત્યાં તેમના પ્રત્યે કંટાળાની નજરે જોવામાં આવે છે અને સેંકડે ૯૮ ટકા તો તેમનાં પોતાનાં માબાપો તેવી નજરથી જુએ છે જ."

દિવ્યકુમાર: "તેથી શું થઇ ગયું? સમાજમાં અલ્પ સંખ્યા હોવાને કારણે કિંવા માબાપના તિરસ્કારને કારણે આપણા આદર્શ પડતા મૂકી શકાય નહીં. તું સમાજથી ડરે છે પણ હું ડરતો નથી. સમાજ મારા માટે ચાર દહાડા બોલીને રહેશે; પણ એ પછી કોઇને કાંઇ પરવા રહેશે નહીં. વળી આમાં હું કાંઇ પરકોમની સ્ત્રીને પરણવા તૈયાર થતો નથી એટલે જ્ઞાતિ બહાર મૂકાવાનો પણ મને ભય નથી. કાકાનો વારસો તો ગયેલો જ છે એટલે તેનો પણ મને હવે ભય નથી."

ચિત્રકાર: "ભાઇ, હું કહું છું કે, હજી પણ તમે આ કાર્યમાં પ્રવૃત્ત થવા પહેલાં દીર્ઘદૃષ્ટિથી વિચાર કર્યો નથી. પૈસો, એ એવી ચીજ છે કે જેના વિના તમને ઘડીભર પણ ચાલવાનું નથી; તમારી પાસે પૈસો નહીં હોય અને તમે પ્રેમ-લગ્નના યજ્ઞમાં તમારી આહૂતિ આપી બેસશો, તો પછી ભવિષ્યમાં ગરીબીને લીધે અથવા કદાચ પ્રેમી તરીકે અસંતોષકારક ઠરીને હાડમાર થશો. અંગ્રેજ સંસારમાં અદાલતોમાં છૂટાછેડાના મુકર્દમાઓ કેટલા આવે છે, એ વિષે તમે ક્યાંયે વાંચ્યું છે? પ્રેમ-લગ્નથી પરિણિત થયલાં પ્રેમી પંખીડાંઓ પરણ્યા બાદ તરતજ કિંવા થોડાક કાળમાં પાછાં છૂટાં થવાના પ્રયત્નો કરે છે અને તેઓ અસંતોષના કારણ ઉપર મોટો ભાર મૂકે છે. કોઇ પરણેલા દંપતીમાં સ્ત્રીને તેનો ધણી મરજી મુજબ ખર્ચ કરવા દેતો ન હોવાથી, કોઇ તેને રીબાવતો હોવાથી કે કોઇ પોતાની સ્ત્રીના તરફ બરાબર પ્રેમ નહી બતાવતો હોવાથી કે એવાજ કાંઇને કાંઇ

નજીવાં કારણોથી એ જોડાં છૂટાં થાય છે. આવી હાડમારીઓનો ખ્યાલ તમને જરાકે છે ? અત્યારે તમને જે અમૃતરૂપ લાગે છે, તે કદાચ કાલે વિષ રૂપ લાગશે; કારણ પ્રીતિ અને સ્થિતિ કાંઇ એકની એક રહેતાં નથી-તેમજ સદાયે નભતાં નથી. તમે તો બસ 'પ્રેમ-લગ્ન પ્રેમ-લગ્ન' એવી ધુન જગાવો છો પણ એમાં શું વળ્યું ? ખરી વાતો-facts-તરફ ધ્યાન આપો-ભાવનાઓ કે તરંગો sentiments થી કશું વળવાનું નથી."

દિવ્યકુમાર: "ભાઇ, તું બહુ સખ્ત હૃદયનો છે."

"નહીં. ચિત્રકાર કદી સખ્ત હૃદયનો ન હોય. જેમ કવિ કોમળ મનનો હોય છે તેમ અમે ચિત્રકારો કોમળ હોઇએ છીએ."

"ત્યારે તારી વાણીમાં ક્યાં કોમળતા છે ?"

"મારૂં હૃદય કોમળ હોવાથી જ ભવિષ્યમાં તમે દુઃખી ન થાવ અને અસંતુષ્ટ ન બનો તે માટે હું અત્યારે ખરી વાતો તમારી આગળ રજુ કરૂં છું. ખરી વાતો આગળ માનવીનો મમત નકામો થઇ પડે છે."

"મારો આમાં મમત છે ? મારૂં અંતઃકરણ બેહાલ છે અને તું મારા ઉપર આક્ષેપો કરે છે, એ સારૂં કરતો નથી."

"તો મને તમારી ખુશામદ કરવા દો. હું બીજાઓના 'ફોનાગ્રાફ' તરીકે હવેથી તમને હમેશાં એમ જ કહીશ કે, તમે જે કરો છો તે સારૂં જ કરો છો. તમે ડાહ્યા છો એટલુંજ નહીં પણ મહાન્ પુરુષ છો ! આ તમને પ્રિય લાગશે ને ?"

દિવ્યકુમારે સ્મિત કરીને કહ્યું: "ના. ના. એવું ન કરતો. મારો ખરો સલાહકાર તું જ છે. મને ખોટું કહીને ઉંચે આસ્માન ન ચઢાવીશ. પણ પણ મારી મુંઝવણો તારી આગળ રજુ કરવાનો મને હક છે, એટલું તો તું કબુલ કરશે ને ! હું મારી શંકાઓ તને ન કહું તો કોને કહું ?"

"ઠીક. કહો, તમારી શંકાઓ શી છે ?"

દિવ્યકુમારે અત્રે લંબાણથી જ્યોતિ અને તેની સખી સાથે પોતાને થયલી વાતચિત વિષે, નંદકિશોર રજનીકાન્ત તથા જ્યોતિનાં માબાપ કૉન્સર્ટ જોવા ગયાં હતાં તે વિષે, નંદકિશોર કૉન્સર્ટની રાત્રે લખ્યો હતો તે વિષે, અને આ પત્ર મળ્યા પછી રજનીકાન્ત વિષે તેને જે શંકા ઉદ્‌ભવી હતી તે વિષે જગદીશને અથેતિ બધું કહ્યું.

જગદીશે એ સાંભળીને હસીને કહ્યું: "ભાઇ, આ બધા તરંગો અને શંકાઓનાં પોટલાંથી નાહક તમારા મસ્તક ઉપર તમે મોટો બોજો ચઢાવી દીધો છે. આવી આવી હજી અપાર શંકાઓ તમે કરી શકો અને હજી પણ વધારે ઉંડું ડ્હોળાણુ કરી શકો. મારી સલાહ માનશો? સૌથી સારો માર્ગ હું તમને બતાવવા ઇચ્છું છું."

"શી સલાહ? શો માર્ગ?"

"નંદકિશોરને જ્યોતિ ભલે પરણે. તમે આફ્રિકા જાવ."

"બસ? આ તારી સલાહ કે? આ જ માર્ગ તું બતાવી શક્યો કે?"

"પુનઃ કહું છું કે, ખરા બનાવો તરફ જુઓ. ભાવનાઓ અને તરંગોને ખાડામાં ફેંકી દો."

"તારી સલાહના લાભ શા છે?"

"સૌથી પહેલો અને મુખ્ય લાભ એ કે, જ્યોતિને તમે નહીં પરણો તો તમારા કાકાની સંપત્તિ તમારી જ રહેશે. અને બીજો એ કે, આવા વિચારતરંગો કરતા અટકી જશો એટલે તમારૂં મન સ્વસ્થ થશે અને દેશસેવાના તમારા અભિલાષ સિદ્ધ કરી શકશો. મારૂં કહેવું પૂરૂં સાંભળી લ્યો, પછી જે કાંઇ કહેવું હોય તે કહેજો. આ લાભ તમે નહીં સ્વીકારો તો ગેરલાભ એ થશે કે, આખરે "વાર્યું ન કરે તે હાર્યું કરે" તે પ્રમાણે ફરજીઆત તમારે જ્યોતિનો વિચાર બંધ રાખવો પડશે; કારણ કે, તેનાં માબાપ નહીં માને અને તેને નંદકિશોરને અથવા ચાહે તેને પરણાવી દેશે, એમાં તો કશો સંદેહ નથી."

દિવ્યકુમાર: "તું કહી રહ્યો? હવે મારૂં સાંભળ. કાકાની સંપત્તિની મને મુદ્દલે પરવા નથી."

જગદીશ વચ્ચેજ બોલ્યો: "પોપટની માફક એકનું એક વાક્ય જ ગોખ્યા કરો છો! વારૂ, આગળ ચલાવો.

દિવ્યકુમાર: "પોપટ કહે કે ચાહે તે કહે; પણ એ સંપત્તિ મારે નથી જોઇતી; અને જ્યોતિને તેનાં માબાપ બીજે પરણાવી દેશે, એમ તેં કહ્યું પણ નન્દિનીના પત્રમાંનું આશ્વાસન વાંચ્યું?"

"એ આશ્વાસન નકામું છે. એ બે જણુ નહિં ફાવે."

"કારણ?"

"કારણ જ્યોતિનાં માબાપની હઠ! મને પૂછો તો જ્યોતિમંથી

ઉપરજ જાણે છાપ મારી હોય તેમ તેને પરણવાની તમે નકામી જીદ્દ કરો છો. મને તો એજ નથી સમજાતું કે તમારૂં આકર્ષણ જ્યોતિર્મયી પ્રત્યે કેમ છે ? શું તેના સમાન આ જગત્માં અન્ય કોઇજ નથી ?"

આંખો અજબ ચમકારથી ચમકાવતો દિવ્યકુમાર બોલ્યો: "મારે જરાક લાંબુ વિવેચન કરવું પડશે અને થોડીક જૂની વાતોનું સ્મરણ કરાવવું પડશે. વારૂ. પ્રિય ચિત્રકાર ! મને કહીશ કે, પારસમણિ પ્રત્યે લોહનું આકર્ષણ શા માટે થાય છે ? મીનનું આકર્ષણ જળ પ્રત્યે કેમ થાય છે ? મિત્ર, જેમ એ આકર્ષણો અનિવાર્ય છે તેમ મારૂં જ્યોતિ પ્રત્યેનું આકર્ષણ છે. મારી જ્ઞાતિમાં હું સર્વ કુટુંબો તરફ જોઇ વળ્યો, સર્વ કન્યાઓ વિષે તપાસ કરી ચૂક્યો અને એ સર્વમાંથી મેં આ ઉત્તમ રત્ન ગ્રહણ કરવા નિશ્ચય કર્યો છે. વિદ્યા, ગુણ, ચારિત્ર–એ ત્રણેમાં તેની સમાન મને કોઇ ભાસ્યું નથી. શિક્ષણમાં તે હંમેશાં સૌથી અગ્રભાગે સોહે છે. ચોપાસથી સહુ કોઇ તેનાં વખાણ કરે છે, હું માત્ર એ બહારનાં કથનથી લોભાયો નથી. મેં પોતે તેની કસોટી કરી જોઇ છે. તારે ત્યાં વારંવાર મારી આવજા થવાથી જ્યારે તેં જ્યોતિના કુટુંબ સાથે આજથી બે વર્ષ ઉપર મારો પરિચય કરાવ્યો ત્યારથી મારો અને તેનો અંગત પરિચય વધતો ગયો. ઘણીવાર અમે વિવિધ વિષયોની ચર્ચા કરી છે અને તેમાં આપણા સંસારની હ્રાસરૂઢિની ચર્ચાનો સમાવેશ પણ થઇ ગયો છે. કન્યાઓની અશિક્ષિત અવસ્થાને લીધે તેમનામાં પરવશતા, હિમ્મતનો અભાવ, અતિશય લજ્જાળુતા, મનની મનમાંજ સમાવી દેવાની રીત–ઇત્યાદિ ખામીઓ વિશેષ પ્રમાણમાં રહી છે. આ ખામીઓ, જો શિક્ષણપ્રાપ્ત કન્યાઓ દૂર કરે તો મનમાન્યા અભિલાષ સિદ્ધ કરી શકે એમ જ્યોતિનું માનવું છે, તેની આ માન્યતાનું સામ્ય આબાદ મારી માન્યતા સાથે છે. હું માનું છું કે પૂર્વકાળમાં કન્યાઓને આ દેશમાં ઇચ્છા–વર વરવાની પરવાનગી હતી. સ્વયંવરની રૂઢિ આ દેશના ક્ષત્રિયોમાં પ્રચલિત હતી, જેને પરિણામે દમયંતિ નળરાયને, સીતા રામચંદ્રને, રૂક્મિણી કૃષ્ણચંદ્રને, સુભદ્રા અર્જુનને, એમ અનેક સન્નારીઓ મનમાન્યા વરને વરી ચૂકી હતી. જો આ દેશમાં એક વખત આવી રીતે કન્યાઓના અવાજને માન અપાતું તો આજ પણ તે શા માટે ન અપાવું જોઇએ ?—"

ચિત્રકાર:" મિત્ર, મને કહી લેવા દો કે, એ કાળ જૂદો હતો."

દિવ્યકુમારઃ " આપણી દલિલોની વિચિત્રતાનો આ એક નમૂનો છે. એ કાળ અને આ કાળનો તફાવત દોરીને વચ્ચે પડદો પાડી દેવાની આપણા હિંદુભાઇઓને ટેવ પડી ગઇ છે. પણ હું કહું છું અને પ્રિય મિત્ર, મને જાહેર કરવા દે કે, જ્યોતિ પણ મારી સાથે સંમત છે કે, એ કાળના જેવો આ કાળ ન કેમ બનાવી શકાય ? બાળલગ્નો બંધ કરો. કન્યાઓને ઉચ્ચતમ શિક્ષણ આપો અને તે પછી તેમના હૃદયના અવાજને માન આપો. તેમની બુદ્ધિની કસોટી થવા દો અને જરૂર પૂર્વકાળ જેવાંજ વર્તમાનકાળનાં શુભ પરિણામ આવશે. પ્રિય, જગદીશ, જ્યોતિ સાથેના મારા વિશેષ પરિચયને પરિણામે અમારા વિચારો પરસ્પર અનુકૂળ જણાયા. પછી તો હું શું કહું ? અમારાં હૃદયેહૃદય એક થયાં. મારી સારી સ્થિતિ જોઇને તેનાં માબાપે અમારાં હૃદય વીંધવા ઉચિત લેખ્યાં નહીં—અમારી એકતામાં તેમના તરફથી અંતરાય આવ્યો નહીં અને એનું પરિણામ આજ તું જુએ છે તે છે. મારા હૃદયમંદિરમાં પધરાવેલી જ્યોતિની પ્રતિમા હું દૂર કરી શકતો નથી. સંપત્તિત્યાગ કરવા હું તત્પર થયો એનું કારણ એજ. મારા વિદીર્ણ થયેલા હૃદય સાથે એ સંપત્તિ હું શી રીતે ભોગવી શકું ? મત્સ્ય જો જળ વિના ન રહી શકે તો આ હૃદય એ હૃદયથી કેમ વિખૂટું રહી શકે ? હું તેના પ્રત્યે આકર્ષાઉં છું તેનું સત્ય કારણ આ જ છે."

ચિત્રકાર આ સાંભળીને ઘડીભર દિગ્મૂઢ જેવો બેસી રહ્યો અને પછી બોલ્યોઃ" દિવ્યકુમાર, અંગ્રેજીમાં જેને " મૂર્ખનું સ્વર્ગ " ( Fool's Paradise ) કહે છે તેમાં તમે મહાલતા હો, એમ મને લાગે છે. નથી જોતા કે, સંયોગો તમામ વિરૂદ્ધ ગયા છે ? "

" પણ જ્યોતિ ? "

" જ્યોતિર્મયી પોતે પણ તમારા જેવા સ્વપ્નતરંગમાં છે, એમ મારૂં માનવું છે. "

" તો અમે બન્ને મળીને અમારા આદર્શ સિદ્ધ કરીશું. "

"પ્રિય મિત્ર ! હજીપણ ભાવનાશીળ અને તરંગી રહેશો ? વ્યવહારપ્રધાન નહીં બનો ? વસ્તુસ્થિતિ નહીં વિચારો ?"

" જો તેમ કરૂં છું તો મારી જિંદગી એક કુતરા કરતાં પણ નપાટ બની જાય છે. "

" તરંગમાં ને તરંગમાં આયુષ્ય વીતી જશે; અને તમે અત્યંત દુઃખી થઇને કદાચ આખરે—" અહીં ચિત્રકાર અટકી ગયો.

"મારા સમ જો ન કહે તો. કહી દે, તારા હૃદયમાં જે કાંઇ હોય તે કહી દે."

"માઠું ન લગાડશો પણ મને તો એમ ભાસે છે કે, કદાચ આખરે તમે ઉન્માદાવસ્થામાં પડશો અને તમને એકાદ દીવાનશાળામાં કોઇક ધકેલી દેશે."

દિવ્યકુમાર આ સાંભળીને વિચારમાં પડયો. ઉન્માદાવસ્થા, એ શબ્દે તેના ઉપર અજબ જાદુ કર્યું. તે પોતે બાગમાં એવો બન્યો હતો, એ તેને યાદ આવ્યું. એ વખતે રજનીકાન્તે પણ તેને તેવો કહ્યો હતો, એ યાદ આવ્યું. જો આમને આમ પોતે આ વિચારો કર્યા કરે તો કદાચ આખરે મગજનું સમતોલપણું ખસી જાય નહીં? બીજાં બધાં પોતાને દીવાનો કહે એની અવગણના તે પોતે કરે; પણ ચિત્રકાર જ્યારે તેને દીવાનો કહે ત્યારે તો બેશક તરંગદશા-માંથી પોતે વિમુક્ત રહેવું જોઇએ, એમ તેને લાગ્યું. લગભગ દશેક ક્ષણ સુધી તે વિચારદશામાં બેસી રહ્યો કે, હું દીવાનો થઇ જઇશ કે શું?

ચિત્રકારને અત્યારે એમ જ ભાસ્યું કે તે ખરેખર દીવાનો બની ગયો છે!

તેણે તેની મૌનદશા તજાવવા ઠરાવ કરીને કહ્યું: "પ્રિયભાઇ! વિચારોના વેગને અંકુશમાં રાખો. તમારી ભાવનાઓનું જે થવાનું હો તે થાવ; તે સિદ્ધ થાવ વા ન થાવ; તેનો વિચાર આપણે અત્યારે કરીશું નહીં; પરંતુ મને એટલું કહો કે, આ વેપારી પેઢીની માગણી સ્વીકારવા તમે તૈયાર છો કે નહીં?"

દિવ્યકુમારે પૂછયું: "તું શી સલાહ આપે છે?"

"હું તો આ તક નહીં ગુમાવવાની સલાહ આપું છું."

"કારણ?"

"એ જ કે, તમે તમારા પોતાના પગ ઉપર ઉભા રહેવા સમર્થ થઇ શકશો. તમને દુનિયાનું, દુનિયાના વ્યવહારનું અને દુનિયા-માં થતાં છળકપટનું જ્ઞાન થશે—તમારાં ચક્ષુ ખુલશે અને અનુભવ તમને સુયોગ્ય વિચારોને પંથે લઇ જશે."

"હું તારું કહેવું લગારે સમજી શકયો નહીં."

"તો સ્પષ્ટતાથી સમજાવું. હાલતુર્ત તમે ગૂંચવણમાં છો કે, જ્યોતિર્મયીનાં માબાપે લગ્નની ના પાડયાથી હવે કિયો માર્ગ લેવો? અંગ્રેજી સંસારની માફક કન્યા સાથે નાસી જઇને

તમે કાંઇ પરણી શકો તેમ નથી. એવા કાર્ય માટે તમે તત્પર હો—અને છો, તે હું જાણું છું—તોપણ બાગમાં જ્યોતિર્મયી, તમારા એ બાબતના વિચારો સાંભળીને "અશક્ય, અશક્ય" એમ બોલીને જતી રહી, એ તમે તમારી નજરે જોયું છે. તેની સખીના પત્રમાં તે વિષે તમે ચોખ્ખી ના વાંચી છે; આથી એ મુદ્દાનો વિચાર હવે તમારે પડતો મૂકવો અને એ સિવાય બીજો કોઇ માર્ગ આપણા સંસારમાં અત્યારે ન હોવાથી તમારે માટે બહેતર કર્તવ્ય એ છે કે, હાલ તુર્ત જ્યોતિર્મયીનો વિચારજ ન કરતાં, દૂર દેશાવર ચાલ્યા જવું. ત્યાં ગયા પછી તમને ફાવે તે વિચારો ઘડજો. હું ખાત્રીથી કહું છું કે, તમને ત્યાં ગયા પછી નિરાંતે વિચાર કરવાની ફુરસદ મળશે. તમે તે વખતે જરૂર વિચારી શકશો કે, ભાવના અને વ્યવહાર, એ બન્ને ક્ષેત્ર નિરાળાં છે. દુનિયાનું અને દુનિયાના વ્યવહારનું જ્ઞાન તમને મળશે એમ મેં કહ્યું તે આ ઉપરથી કહ્યું છે. હવે દુનિયાના છળકપટ વિષે કહું છું. તમે ત્યાં જશો તે પછી જો નંદકિશોર, તમારી શંકા મુજબ, જ્યોતિર્મયીને પરણવાની ઇચ્છા રાખતો હશે તો એક મિત્ર, પાછળથી ઘા કેવી રીતે કરે છે, તે તમારા ખ્યાલમાં આવશે. શું થશે અને શું નહીં, તેનું ભવિષ્ય તો હું કે તમે જાણી શકીએ તેમ નથી; પણ તમે કહ્યું તેમ જો જ્યોતિર્મયી તમનેજ ચ્હાતી હશે તો, કદાચ તે તેનાં માબાપને સમજાવીને, વિનવીને, લાગવગ વાપરીને કિંવા બ્હાનાં કાઢીને કોઇ પણરીતે નંદકિશોર સાથે પોતાનાં લગ્ન થતાં અટકાવશે. અને જો તેમ નહીં કરી શકે, તો તેની ચાહનાની કસોટી તમે કરી શકશો. આમ બન્ને રીતે તમને દુનિયાની રીતભાતનો અનુભવ થશે. માટે ભાઈ, સમજુ બનો અને આ તક ન ગુમાવો."

"મિત્ર, જ્યોતિ સાથે હું ગાંધર્વલગ્ન ન કરી શકું?"

"પણ એ જમાનો વહી ગયો છે. પુરાણકાળનાં સ્વપ્ન નકામાં છે."

"શું એવાં અત્યારે નથી થતાં?"

"પાછા તમે વાદવિવાદને નાદે ચઢયા! તમે મુદ્દો વિસરી જાઓ છો કે, બાગમાં તમારી સાથે તેને થયલી વાતચિતમાં આવા કોઇ જાતના વિચારને તેણે મંજુરી આપી નથી. 'સાહસ ન કરશો ધીરજ રાખજો. વિશ્વાસ રાખજો અને મારી ખાતર દુઃખ ન વેઠશો' આ બધા ગોળ ગોળ ને મર્માળાં વાકયો તેણે તમને કહ્યાં છે; તેથી

તમને પરણવું કે નહીં, તેના વિચારની જોખમદારી તેણે પોતાનેજ શિરે ખેંચી લીધી છે એમ તમારે સમજવું જોઇએ. તમે શાંતિ ધારણ કરીને, આફ્રિકા જાવ. હું તમને પત્રો મારફત અહીંના તમામ સમાચારથી માહિત રાખીશ. નિશ્ચિંત થઇને જાવ તો સારૂં. બાકી, આમ ને આમ તો તમે તમારૂં આરોગ્ય કદાચ ગુમાવશો."

દિવ્યકુમાર વિચારમાં પડયો.

"ત્યારે તું એજ સલાહ આપે છે કે મારે જવું ?"

"હા. આંખળીઆં કરીને જવું. ચાલો, હું તમારી સાથે આ પેઢીવાળાને ત્યાં આવું છું. આપણે તેના મેનેજરને પૂછપરછ કરીને આ બાબતમાં રૂબરૂમાં જ આપણી શંકાઓનું સમાધાન કરી લઇશું." આમ કહીને ચિત્રકારે તેનો હાથ ઝાલીને તેને બળાત્કારે ઉઠાડીને ઉભો કર્યો.

યંત્રવત્ દિવ્યકુમાર તેની સાથે ગયો. કોટમાં ટ્રામમાંથી ઉતરીને તેઓ બન્ને પાટીઆં વાંચતા વાંચતા મજકુર પેઢીની ઓફિસ શોધવા લાગ્યા. તેમની શોધ સફળ નીવડી. એક મકાનમાં તેઓ પેઠા અને તેના દાદર ઉપર ચઢતાં અચાનક તેમણે શું જોયું ?

એ જ દાદરેથી રજનીકાન્ત ઉતરે છે !

વળી પાછો રજનીકાન્ત !

બન્ને જણ તેને જોઇને આશ્ચર્યચકિત થયા. રજનીકાન્તના ચહેરા ઉપર તેમને જોઇને ફિક્કાશ આવી, એ ચિત્રકારે પારખી લીધું અને જ્યાં એક બે પગથીઆં દૂર રજનીકાન્ત રહ્યો ત્યાં તેણે પૂછ્યું: "ઓહો, રજનીકાન્તભાઇ ! તમે અહીં ક્યાંથી ? શું અહીં તમારી નોકરી છે ?"

ફિક્કા હાસ્યથી રજનીકાન્તે જવાબ વાળ્યો: "ના રે...મારે જરા કામ હતું...અહીં...મારા એક ઓળખીતાને હું મળવા આવ્યો હતો."

"ઠીક, ઠીક. જય જય" એમ કહીને ચિત્રકારે ચઢવા માંડયું. રજનીકાન્તે દિવ્યકુમાર તરફ જોઇને પૂછ્યું: "કુમારભાઇ ! તમારી તબિયત બગડેલી છે કે શું ? માંદા જેવા કેમ લાગો છો !"

"હેં ?" દિવ્યકુમારે પ્રશ્ન કર્યો અને પછી સ્મિત કરીને કહ્યું: "હું માંદો લાગું છું ? ના, ના, હું જરાકે માંદો નથી."

"અંહં ! કાંઇ ચિન્તાઓના ભારમાં દબાયલા હશો. અહીં મારી પેઠેજ તમારો કોઇ ઓળખીતો છે કે શું ?"

"આજ સાંજે મને મળજે ને ! હું તને બધી વિગત કહીશ. અત્યારે તો જરા વધારે ઉતાવળ છે."

"વારૂ. વારૂ. જય જય" આમ કહીને રજનીકાન્ત દાદર ઉતરી ગયો. તરતજ ચિત્રકારે દિવ્યકુમારનું કાંડું પકડીને કહ્યું: "હું આની પાછળ જઉં છું. મિત્ર, તમે પેઢીવાળા સાથે વાતચિત કરીને તમારે ત્યાં જજો. તેને ખાસ પ્રશ્ન એ કરજો કે, તમારી ભલામણ કરનાર કોણ છે ? તમારી શંકાના સ્ફોટ માટેજ હું રજનીકાન્તની પાછળ જઉં છું. એક ચિત્રકાર અત્યારે અપરાધશોધનકાર બને છે. હિમ્મત રાખજો."

આમ કહીને ચિત્રકાર તરતજ તે મકાનમાંથી બહાર પડયો અને દિવ્યકુમાર દાદરા વાટે ઉપર ગયો.

## પરિચ્છેદ ૮.

### ભાગ્યની સુંદર પળો.

"ભાગ્યદેવી કયારે કોનાપર રીઝે છે અને કોના પર ખીજે છે એ કોઇ જ જાણી શકતું નથી. ટીડા જોશીની કિંવદંતિ પ્રસિદ્ધ છે. ટીડો એક સામાન્ય બ્રાહ્મણ ! પોતાના સ્નેહીને ત્યાં ગયો. સાંજે ઘર બહાર ખાટલામાં સુતાં સુતાં તેણે સ્નેહીની પત્નીને રોટલા ઘડતી સાંભળી. તેણે તાવડી પર કેટલા નાંખ્યા તે તેણે ગણ્યા. જ્યારે તે અને તેનો મિત્ર જમવા બેઠા ત્યારે માત્ર નવ રોટલા તેમને પીરસવામાં આવ્યા એટલે ટીડાએ મિત્રની પત્નીને પ્રશ્ન કર્યો: "ટપ તેર નવ કાં ?" અર્થાત તાવડી પર તેં તેર રોટલા નાંખ્યા હતા એ મેં ટપલા ગણવાથી સાંભળ્યું હતું અને નવ કેમ પીરસે છે ? ટીડાનો અહીંથી ભાગ્યોદય થયો. તે એક જોશી લેખાયો. એક ખેડુતનો બળદ, રાજાનો રત્નહાર, વગેરે ખોવાતાં કોઇક સારા ચોઘડીઆમાં તેણે ગપ્પાષ્ટક ફેંકીને તેમનો પત્તો લગાવી આપ્યો. ભાગ્યદેવી આવી રીતે ટીડા પર રીઝી ગઇ; અને એક મહાન્ જોશી તરીકે તેને યશ અને શ્રી મળ્યાં. આવીજ રીતે શું મારા પર ભાગ્યદેવી અત્યારે સંતુષ્ટ થઇ હશે ?"

આવા વિચારોમાં તલ્લીન થયેલો ચિત્રકાર જગદીશ ભુલેશ્વરમાં પોતે જે ચાલીમાં રહેતો હતો તેની ઓરડીમાં, હાથમાં એક કાગળ ઉઘાડો રાખીને બેઠો છે.

ગત પરિચ્છેદમાં વર્ણવ્યા પ્રમાણે દિવ્યકુમારને તે સ્હાડા ત્રણ વાગે મળ્યો તે પહેલાં પાંચ કલાક અગાઉ એટલે સ્હાડા દશ વાગે તે આ સ્થિતિમાં બેઠો છે. તેના હાથમાં કાગળ શેનો છે અને ભાગ્યદેવીની કળાનાં ગુણગાન તે શાને કરી રહેલો છે?

એક તેર વર્ષની બાળા બહારથી તે ઓરડામાં આવી. "મોટાભાઇ, બે માણસો તમારૂં નામ પૂછતા અહીં આવે છે."

"ક્યાં છે?"

"હું દાદરો ચઢતી હતી ત્યારે એક મોટર ચાલી આગળ આવીને ઉભી રહી અને એક લશ્કરી પોશાકવાળા માણસે મને પૂછ્યું: 'બહેન, ચિત્રકાર જગદીશરાય આ ચાલીમાં ક્યાં રહે છે? મેં કહ્યું: 'આવો, મારી પાછળ પાછળ, હું તમને બતાવું.' તે મોટરમાંથી નીચે ઉતર્યો. એક બીજો માણસ પણ તેની સાથે ઉતર્યો અને તે બે મારી પાછળ આવ્યા. બહાર ઉભા છે."

"એમ?" એટલું કહીને ચિત્રકાર બહાર આવ્યો. તેણે જોયું કે, બાળાએ કહેલો પ્રથમ માણસ બહાર ઉભો છે અને બીજો માણસ તેના પગનાં દોરીવાળાં "હોલ બૂટ" ની દોરી છોડે છે.

ચિત્રકારને જોતાંજ તે માણસે પૂછ્યું: "જગદીશરાયજી આપનું નામ?"

"હા જી"

"હું રાજકુમારી શૈલદેવીનો ખાનગી મંત્રી મન્મથરાય છું."

"પધારો, પધારો. બૂટ કઢાવવાની તસ્દી શા માટે લ્યો છો?"

તે હસ્યો અને બોલ્યો: "કોઇના ધાર્મિક સિદ્ધાંતોને રાજ્યાધિકારીએ કદી આઘાત કરવો ન ઘટે. શું હું નથી જાણતો કે, હિંદુઓનાં ઘરમાં બૂટ પહેરીને દાખલ ન થવાય? તમે બૂટ નહીં કાઢવાનું કહીને તમારૂં સૌજન્ય દાખવ્યું છે પણ અમારે કદાચ કોઇ હઠીલા ગૃહસ્થને ત્યાં જવું પડે તો બૂટ પહેરી રાખવાની પદ્ધતિ કોઇક વાર ભારે નુકશાનકારક થઇ પડે. આથી એકજ નિયમ સારો કે, 'હિંદુના ઘરમાં બૂટ પહેરીને દાખલ થવું નહીં.'"

"આપના વિચારો બહુજ ઉમદા છે." ચિત્રકારે એટલું કહીને તેને અંદર આવવા માટે હાથથી આવકાર આપ્યો. તે ઓરડીમાં પ્રથમ દાખલ થયો અને ચિત્રકાર તેની પાછળ દાખલ થયો.

મન્મથરાયને એક ખુરશી ઉપર બેસાડીને ચિત્રકાર નીચે બેઠો; એટલે મન્મથરાય એકદમ ઉભો થઇ ગયો અને બોલ્યો:

"એમ તો નહીં ચાલે. કાંતો તમે બીજી ખુરશી ઉપર બેસો અથવા હું પણ તમારી સાથે નીચે બેસું."

ચિત્રકારના મ્હોં ઉપર ગૂંચવણના ભાવ પ્રકટ થયા. તે આમ તેમ જોવા લાગ્યો. જે બાળાએ તેને મન્મથરાયના આગમનની ખબર આપી હતી તે અંદરના બારણાના ઉંબર ઉપર ઉભી હતી. તેણે સ્ફુર્તિથી આગળ આવીને કહ્યું: "મોટાભાઇ, હું જ્યોતિ બહેનને ત્યાંથી ખુરશી લઇ આવું છું."

મન્મથરાયે કહ્યું: "હં હં, હું સમજ્યો. માનનીય કલાકાર! આવો, આપણે નીચે બેસીએ. ખુરશી લાવવાની કાંઇજ જરૂર નથી તમે કલાની પ્રતિમા રૂપ છો. તમારી આગળ મારો ઓપ્પો કાંઇ વિસાતમાં નથી. મારે માનાપમાનના આડંબર નથી જોઇતા."

પણ એટલામાં તે બાળા ખુરશી લઇ આવી; જેથી ચિત્રકારે કહ્યું: "બસ ? હવે તો આપના સંતાપનું કાંઇ કારણ નથી ને ?"

મન્મથરાય હસ્યો. તે બન્ને સામસામી ખુરશીઓ ઢાળીને બેઠા. મન્મથરાયનો નોકર ઓરડી બહારના છજામાં જ બેસી રહ્યો હતો.

ચિત્રકારે પૂછ્યું: "કહો, શું ફરમાન છે?"

મન્મથરાયઃ "મારો પત્ર આપને મળ્યો ?"

"હા જી, હમણાં જ મળ્યો. રાજકુમારીએ મારા પર મોટી કૃપા કરી."

"ત્યારે તમે તેમની તસ્વીર ચીતરવાનું માથે લેશો ને ?"

"હું હમણાં જ વિચાર કરતો હતો કે, ભાગ્યદેવી મારા પર કેવી રીઝી છે! મેં એક બે શ્રીમંતોની તસ્વીરો ચીતરી છે; પરંતુ કોઇ રાજવંશીની અદ્યાપિ પર્યન્ત ચીતરી નથી."

"તેથી તમારે જરાકે ગુંચાવાનું કારણ નથી. અમારાં રાજકુમારી સાદાં અને સરળમનસ્ક સ્ત્રીરત્ન છે. રાજવંશી ગર્વથી સામાઓ તરફ તિરસ્કારપણે જોવાની તેમને ટેવ નથી. તમે જોયું ને? જેમ મેં તમને પૂજનીય ગણ્યા અને તમારી લાગણીઓને માન આપ્યું તેમજ અમારાં રાજકુમારી વર્તશે. મને ખાત્રી છે કે, તમે આ કાર્ય માથે લેશો તો તમને લગારે મુંઝાવા જેવો પ્રસંગ ઉભો નહીં થાય. ક્ષોભ દૂર કરો."

"આ ખુલાસા માટે આપનો આભાર માનું છું. મારે આ જગ્યાએ ક્યારથી જોડાવાનું છે?"

"ઘણું ખરૂં તો અમે આઠ દશ દિન પછી અહીંથી અમારા રાજ્યમાં જઇશું. ત્યાર પછી તમારે ત્યાં પધારવા તસ્દી લેવી પડશે. છતાં એ સંબંધમાં રાજકુમારી પોતે જ બધો ખુલાસો કરશે. હું તમને તેમની સાથે રૂબરૂમાં વાતચિત કરવા માટે જ બોલાવવા આવ્યો છું. અત્યારે મારી સાથે આવવાની તમને ફુરસદ છે ને ?"

ચિત્રકાર વિચારમાં પડયો. રાજકુમારીના ખાનગી મંત્રીની વિનયી રીતભાત અને રાજકુમારીના સ્વભાવ વિષે તેણે કરેલા ખુલાસાથી આ કાર્ય માથે લેવામાં તો કાંઇજ હરકત નથી એમ તેને લાગ્યું પણ જ્યોત્સ્નાને પોતે ચિત્રકળા શીખવવા જવાનો છે; તે જગ્યા હંમેશની છે અને આ તો કામ ચલાઉ છે; તેથી હંમેશની જગ્યા લેવી કે કામ ચલાઉ લેવી; તે વિષે તે ગૂંચવણમાં પડયો. એટલામાં તેને સાંભર્યું કે, વાલ્કેશ્વરમાં આવેલા "મધુસૂદન વિલા" માં આ રાજકુમારી ઉતરી છે. તેના મંત્રીના પત્રમાં મથાળે, એ સરનામું લખ્યું હતું. તો મધુસૂદનરાયના કુટુંબને અને આ રાજકુમારીને પરિચય હશે ? જો તેમ હોય તો જ્યોત્સ્નાને સમજાવી શકાશે અને આ કામ પૂરૂં કરીને કાયમની જગ્યા લઇ શકાશે. મંત્રીની સાથેની વાતચિતમાં અથવા તો રાજકુમારી સાથેની વાતચિતમાં આ બાબતમાં ખુલાસો મેળવી લેવાનો ઠરાવ કર્યા બાદ તેણે પૂછ્યું: "હું જમી લઉં એટલીજ વાર છે."

મન્મથરાય: "તો હું એક કલાક પછી આવીશ. દરમ્યાન બીજે સ્થળે મારે કામ છે ત્યાં જઇ આવું."

આમ કહીને તે ઉઠવા ગયો; એટલામાં અંદરથી પેલી બાળા ચ્હાના પ્યાલા લઇ આવી; અને એક સ્ટુલ પડયું હતું તેના ઉપર તે મૂકયા. મન્મથરાયે એ જોઇને મંદ હાસ્યથી અને મૃદુ સ્વરે તે બાળાને પૂછ્યું: "તમને ચ્હા લાવવાનું કોણે કહ્યું હતું ?"

લગારે ગભરાયા વિના તે બાળાએ ઉત્તર દીધો: "મારા મને."

જવાબ સાંભળી આશ્ચર્યભાવભરી આંખોથી તેણે કહ્યું: "ત્યારે તમારૂં મન બોલતું હોય, એમ લાગે છે !"

"દરેક માણસનાં મન બોલે છે. કોઇક તેના બોલ ઉપર ધ્યાન આપે છે; કોઇક નથી આપતા."

મન્મથરાયના મ્હોંમાંથી ઉદ્‌ગાર નીકળી ગયો: "શાબાશ" તેણે ચિત્રકાર તરફ જોઇને કહ્યું: "આ બાળા આપની—"

" પાલક-પુત્રી છે. પાંચ વર્ષની તે હતી ત્યારે તેનાં ક્રૂર કાકા-કાકીને પનારે પડેલી હતી. તેઓ તેને ત્રાસ આપતાં; ખૂબ મારતાં અને ખૂબ કામ કરાવતાં; પણ પેટ પુરતું ખાવાનું આપતાં નહીં; શરીર પર પૂરાંપાધરાં વસ્ત્ર પણ પહેરાવતાં નહીં. મેં આ સ્થિતિ જોઇને તેઓને વિનતિ કરી કે મને એના લાલનપાલનનું કામ સોંપો. તેમણે પ્રથમ તો આનાકાની કરી. પણ આખરે તેમને નમ્રતાથી સમજાવી શકવામાં હું સફળ થયો. એક બે વર્ષ વહી ગયા પછી મને ખબર મળી કે, કૉલેરા થવાથી એ બે જણ અચાનક મરણ પામ્યાં છે. ત્યાર પછી નવમાલિકાને મારી પોતાની પુત્રી તરીકે હું પાળું છું."

" વાહ! ધન્ય છે તમને! તમે એક ઉત્તમ પરોપકારનું કાર્ય તો કર્યું છે; પણ આ બાળામાં ઉત્તમ સંસ્કારો પણ તમે મૂક્યા છે, એમ તેની સાથેની વાતચિતથી હું જોઇ શકું છું." નવમાલિકા તરફ જોઇને તે બોલ્યોઃ " ત્યારે આ ચ્હા અમારે પીવીજ પડશે?"

" ચ્હા ન પીતા હો તો દૂધ લાવી આપું."

મન્મથરાયે હસતાં હસતાં કહ્યું: " જગદીશરાય, હવે તો મારે આ ચ્હા પીવીજ પડશે; કારણ કે, આ જવાબ સાંભળી મને અમારી પરિચિતા એક બીજી બાળાને લગતો પ્રસંગ સાંભરી આવ્યો." ચ્હાનો પ્યાલો હાથમાં લઇને ચ્હા પીતાં પીતાં તેણે આગળ ચલાવ્યું: " અમારાં રાજકુમારીશ્રી જે બૅરોનેટ સાહેબના બંગલામાં ઉતર્યાં છે તેમને ત્યાં પણ જ્યોત્સ્ના બહેન કરીને એક પાલક પુત્રી છે—"

" શું તમારે ને મધુસૂદનરાયને સારું ઓળખાણ છે?"

" મારું અંગત ઓળખાણ તો નજ કહેવાય અમારા રાજા સાહેબને અને એ બૅરોનેટને સારો સંબંધ છે. અમારા મુંબાઇના શરાફ, વહિવટદાર, કારભારી કે જે કાંઇ કહો તે બધાયમાં તેઓ જ છે. મુંબાઇમાંથી એક સોય મંગાવવી હોય તો અમે તેમને લખીએ. અમારે અહીં આવવું હોય તો તેમને જ લખવાનું. એટલે જેમ રાજા સાહેબને તે બૅરોનેટ સાહેબ સાથે સંબંધ તેમ રાજકુમારીશ્રી, રાજકુમાર વગેરેને બૅરોનેટનાં સગાંઓ સાથે પરિચય છે. હં. હું શું કહેતો હતો? એ બૅરોનેટને ત્યાં જે જ્યોત્સ્ના બહેન નામની પાલક-પુત્રી છે તે ગઇ કાલે જ અમારાં રાજકુમારી પાસે આવ્યાં હતાં. રાજકુમારીએ તેમને ચ્હા આપવા માંડી તે તેમણે ન

લીધી ત્યારે દૂધ આપવા માંડયું; એટલે તેમણે કહ્યું ચ્હામાં એ દૂધ રેડીને આપો. દૂધ રેડયું અને આપવા માંડયું તો કહે, નહીં તદ્દન દૂધ વિનાની ચ્હા આપો ! પહેલાં તો આ બાલ-ખેલમાં હું સમજી શકયો નહીં; પણ પછીથી રાજકુમારીના કહેવાથી મેં જાણ્યું કે, તેની પ્રકૃતિ જ રમુજી અને આનંદી છે. પાંચ છ વાર તેણે દૂધ-ચ્હા વગેરે ઘડીકમાં એકઠાં કરાવ્યાં; ઘડીકમાં જૂદાં માગ્યાં-એમ કરતાં કરતાં બરાબર અમને બધાંને ફરીથી એકેક પ્યાલો ચ્હા મળે એટલી ચ્હા તૈયાર થઇ. આખરે, તેણે એક જ પ્યાલો ચ્હા પીધી અને અમને સહુને બીજી વાર એકેક પ્યાલો ચ્હા મળી. આવી ગમ્મતના પ્રસંગનું સ્મરણ મને નવમાલિકા બહેનના પ્રશ્નથી થયું."

"મને પણ એ બાળાની રમુજી અને તોફાની પ્રકૃતિનો અનુભવ છે. મધુસૂદનરાયના ભત્રીજા દિવ્યકુમાર મારા મિત્ર છે."

"એમ ? ત્યારે તો સોનું ને સુગંધ મળ્યાં ! તમે હવે તો અમારાથી અપરિચિત ન ગણાવ."

અત્રે તેઓ બન્ને ચ્હા પી રહ્યા. પાનસોપારી લીધા બાદ મન્મથરાય વિદાય થયો અને એકાદ કલાક પછી પોતે આવશે, એમ પુનઃ કહેતો ગયો.

તેના ગયા પછી નવમાલિકા જગદીશની સોડમાં ભરાઇ અને સ્નેહથી પૂછવા લાગીઃ "મોટાભાઇ, તમારા સુખી દિવસોની હવે શરૂઆત થઈ ચૂકી."

"બહેન, હું હમેશાં કહેતો આવ્યો છું તેમ, પ્રત્યેક કાર્યમાં પ્રભૂનો હાથ હોય છે. કોઇને તે કૃપાળુ હમેશાં એકની એક સ્થિતિમાં રાખતો નથી. આજ કોઇ દુઃખી હોય છે તો કાલે અવશ્ય સુખી થાય છે અને સુખીને પણ કોઇ કાળે દુઃખમાં પડવું પડે છે. માનવી માત્રે પ્રભૂની આ ગેબી કળા પિછાનીને જેમ તે પિતા રાખે તેમ રહેવું જોઇએ. બહેન, જો હું સુખી થઇશ તો હવે તારા અભિલાષની સિદ્ધિના દિવસો પણ દૂર નથી."

"મોટાભાઇ, મારા અભિલાષ તો સદા કાળ તમારી સમિપ રહી, તમારી પુત્રી રૂપે તમારી સેવા કરવાના છે."

"ચાલ, આપણે જમતાં જમતાં વાત કરીએ."

તેઓ બન્ને ઓરડીના અંદરના ભાગમાં જમવા ગયાં અને જમતાં જમતાં ચિત્રકારે કહ્યું: "તારા અભિલાષ બીજા કાંઇ જ નથી ?

નવમાલિકાના વદનસરોજ પર લાલી થાઇ આવી. બારી તરફ તે થોડીવાર જોઇ રહી અને પછી બોલીઃ " ના. બીજા કાંઇ જ નથી."

" બેટા, આમ જો. શાકુન્તલ પુસ્તક તેં વાંચ્યું છે ને ? તેમાં કશ્યપ મુનિ પાસે કવિકુલગુરૂ ભગવાન કાલિદાસ, શું કહેવરાવે છે ? " આખેર કન્યા ધન પારકું છે. " કહે, એ પારકા ધનને સદાકાળ કોઇ વડીલ પોતાની સમિપ રાખી શકે ? "

" પણુ એ વિચાર અત્યારથી શા ? મોટાભાઇ, તમે જમી લ્યો. પછી પેલા ગૃહસ્થ આવી પહોંચશે. "

" તને એ વિચાર અત્યારથી કરવા નથી ગમતા ? ઠીક, તું રાજી રહે. પણુ એ વિચાર જ્યારે ને ત્યારે આપણે બન્ને જણે કર્યા સિવાય ચાલશે નહીં. તને સારૂં શિક્ષણુ આપવાનો, તારા વિચારો ઉન્નત અને ઉત્તમ બનાવવાનો મારો હેતુ એ જ છે કે, કોઇક ઉત્તમ સ્થળે હું તારૂં લગ્ન કરૂં અને તને સુખી જોઉં. એથી મારૂં અંતઃકરણુ જેટલું પ્રસન્ન થશે તેટલું બીજા કશાથી પ્રસન્ન થશે નહીં. "

નવમાલિકા એ બધું સાંભળી રહી. તેણે કાંઇ ઉત્તર દીધો નહીં.

કલાકનો સમય સહજમાં વહી ગયો. ઘડીઆળમાં ૧૨ ના ટકોરા વાગી રહ્યા કે તરતજ મન્મથરાયનો નોકર જગદીશની ઓરડી આગળ આવ્યો અને નીચે મોટરમાં મંત્રીજી રાહ જુએ છે એવી વરદી આપી. કપડાં પહેરીને તે નીચે ગયો અને મોટર વાલકેશ્વર તરફ ચાલી.

બંગલામાં પહોંચતાં દિવાનખાનામાં તેને લઇ જવામાં આવ્યો. તેમાં રાજકુમારી અને જ્યોત્સ્ના બેઠાં બેઠાં એક અંગ્રેજી ચિત્રમય માસિકમાંનાં ચિત્રો જોતાં હતાં. રાજકુમારીને ચિત્રકારે વંદન કર્યું; જ્યોત્સ્નાને પણુ જય જય કર્યા.

મંત્રીએ કહ્યુંઃ " આ ચિત્રકાર જગદીશરાય. "

રાજકુમારીએ મંજુલ મધુરા સ્વરે કહ્યુંઃ " પધારો, પધારો, વિરાજો. " તેણે એક કૅાચ તરફ આંગળી ચીંધી. " રાયજી, તમે પણુ બેસો. " બન્ને જણુ તે કૅાચ ઉપર સાથે સાથે બેઠા. રાજકુમારીએ કહ્યુંઃ " તમારી કળા મને બહુજ પસંદ પડી છે. વળી તેમાં પુષ્ટિ આપનાર આ જ્યોત્સ્ના બ્હેન મળ્યાં. તેમણું તમારી સાથે પોતાને પરિચય છે, એમ કહ્યું; એટલે મેં તમને રૂબરૂમાં મળવા તસ્દી આપી. અત્રે આવવાથી તમને કાંઇ તકલીફ પડી નથી ને ? "

ચિત્રકારઃ "ના જી, મને આવતાં આશરે બે કલાકનો વિલંબ થયો તે માટે ઉલટી મારે આપની ક્ષમા માગવાની છે."

રાજકુમારીઃ "ના. ના. તમારે ક્ષમા માગવાની કંઇ જરૂર નથી. મેં રાયજીને કહી જ મૂક્યું હતું કે, સાડા દશનો સમય એ જમવાનો સમય જ હશે. જેથી તમે જમવામાં રોકાયા હો તો તમારી ફુરસદે જ તમને પધારવા નિમંત્રણ કરવું. વારૂ. મારૂં ચિત્ર તમે દોરશો ને? તમે કોણ જાણે કઇ અજબ કલ્પનાશક્તિથી ટાઉનહૉલમાંનું સુભદ્રાનું ચિત્ર આબાદ મારા જેવું જ ચીતર્યું છે. શું મારો કોઇ ફોટો તમારા જોવામાં આવ્યો હતો?"

"આપનાં દર્શન મેં એ ચિત્ર દોરતા પહેલાં ક્યાંયે કર્યાં ન હતાં. આપનો એક પણ ફોટો મારા જોવામાં આવ્યો ન હતો. એ ચિત્ર કેવળ કલ્પનાથી દોરેલું છે; અને ખાસ આધાર, મહાભારતમાં તેમજ પ્રેમાનંદના સુભદ્રા હરણમાં સુભદ્રા વિષે જે વર્ણનો છે તેમનો જ લીધો છે."

જ્યોત્સ્નાએ અત્રે રાજકુમારીને કહ્યુંઃ "મેં તમને આમ જ કહ્યું હતું ને! તમારી શંકા કેવી ખોટી પડી છે? તમે કેવાં ખસીયાણાં પડી ગયાં છો?"

રાજકુમારીએ હસીને કહ્યુંઃ "એમાં ખસીયાણાં પડવા જેવું છે શું? અને તમે કહો છો તેમ એકવાર ખસીયાણી પડી તો હવે બીજીવાર તો ફત્તેહમંદ થઇશ જ ને? જગદીશરાયજી, મારા પ્રથમ પ્રશ્નનો તમે જવાબ ન દીધો."

મન્મથરાયે કહ્યુંઃ "એમણે આપ શ્રીમતીનું ચિત્ર દોરવા હા પાડી છે."

રાજકુમારીઃ "વાહ! ઘણું સારૂં થયું. હમણાં અહીં તો મને ફુરસદ મળવાની જ નથી. આજે ફલાણું જોવા જઇશ, કાલે ઢીકણું જોવા જઇશ, એમ મારા દશ પંદર દિવસો રોકાણમાં જ ચાલ્યા જશે; એટલે જગદીશરાયજી, તમારે મારા રાજ્યમાં પધારવા તસ્દી લેવી પડશે. ત્યાં જેટલી ઝડપથી તમે કામ કરી શકો તેટલો તમને લાભ છે." મન્મથરાય તરફ જોઇને તેણે કહ્યુંઃ "રાયજી, એમને બદલો આપવા વિષે તમે ફોડ પાડ્યો છે?"

મન્મથરાયઃ "ના, શ્રીમતી."

જ્યોત્સ્નાઃ "એમાં શો ફોડ પાડવાનો હોય? તમારાથી બને તેટલી વધારે રકમ તમારે તેમને આપવાની."

રાજકુમારીઃ "ઠીક, એ સૂચના ખોટી નથી પણ નક્કી કર્યું હોય તો વધારે સારૂં. બોલો, ચિત્રકારજી, મારે તમને શું આપવાનું?"

ચિત્રકારઃ "આમાં હું શું કહી શકું? એક બે શ્રીમંતો તરફથી મને પાંચસો-સાતસો રૂપીઆ આવા કાર્ય બદલ મળેલા છે. આપને રૂચે તે આપશો."

રાજકુમારીઃ "મને સંતોષ થશે તો હું તમને રૂા. ૨૦૦૦ આપીશ. ઉપરાંત રાજવંશી પદ્ધતિ પ્રમાણે શાલ, પાઘડી અને વીંટી તમને મળશે તે જૂદાં. હું ધારૂં છું કે, આ બદલો તમને પસંદ પડશે."

"એમાં શો શક?"

અત્રે જ્યોત્સ્નાએ કહ્યુંઃ "જગદીશરાય, તમે આ કામ માથે તો લીધું પણ મને ચિત્રકલા શીખવવા આવવાના છો તે ભૂલી ગયા લાગો છો. આ કામ તો ૧૫ દિવસ કે બહુ તો એક મહિનામાં પૂરૂં થશે. પણ પછી? મને શીખવવાનું કામ તો તમારૂં કાયમનું કામ ગણાશે. માટે રાજકુમારીને ના પાડી દો."

આ છેલ્લા વાક્યથી સૌને હસવું આવ્યું. ચિત્રકારે કહ્યુંઃ "તમારી અત્રે હાજરી જોઇને અને તમારી સમક્ષ જ વાત થાય છે એટલે તમારી તેમાં સંમતિ હશે, એમ ધારીને મેં આ કામ માથે લીધું છે."

રાજકુમારીઃ "મને કહી લેવા દો કે, આ બહેન સાહેબા તમારી આગળ ચાલાકી કરે છે. ચિત્રકારજી! તમારી ભલામણ કરનાર; એટલું જ નહીં પણ મેં તમને બદલાની જે રકમ કહી તે રકમ સૂચવનાર આ ચાલાક બાળા પોતે જ છે. છતાં તે તમારી કસોટી કરે છે."

"આપના કહેવા પ્રમાણે જો બન્યું હોય તો હું તેમનો ચિરઋણી રહીશ. એમ છતાં પણ જો તેઓ મને ના કહેતાં હોય અને છૂટો કરવા ના પાડતાં હોય તો હું લાચાર તો ખરો જ એમ મારે કહેવું જોઇએ."

"That's it! મારે એ જ વાક્યો બોલાવવાં હતાં. જગદીશરાય, તમે જાણીને ખુશી થશો કે, કાકાએ તમને મારા ચિત્રકલાશિક્ષક તરીકે રોકી લેવાની સંમતિ આપી છે. દિવ્યકુમારની સૂચના પ્રમાણે રૂા. ૨૦૦ નો માસિક પગાર મેં કાકાને સૂચવ્યો હતો અને તેની પણ મંજુરી મળી ગઇ છે. આપણે પહેલવહેલી વાત થઇ

ત્યારે જ મેં તમને કહ્યું હતું કે, અત્યારથી જ તમે મારા શિક્ષક થઈ ચૂક્યા, એમ સમજજો. એ પ્રમાણે તમે મારા કાકાની નોકરીમાં જ છો, એમ સમજવાનું છે. હું તમને છૂટા તો કરી શકતી નથી પણ તમારે મારા શિક્ષક તરીકેનું કામ રાજકુમારીશ્રીનું ચિત્ર દોરતી વખત પણ બજાવવું પડશે."

"એ કેમ બની શકશે?"

રાજકુમારીએ પુનઃ મંદ હાસ્ય કરીને કહ્યું: "હજી આ બાઈ ચાલાકીમાંથી હાથ કાઢતી નથી!"

જ્યોત્સ્ના: "કૃપા કરીને તમે વચ્ચે ન બોલશો. જગદીશરાયજી, રાજકુમારીનું ચિત્ર દોરવાનું કામ તમે કાંઈ આખો દિવસ તો કરવાના નથી ને?"

ચિત્રકાર: "ના. દરરોજ બે ત્રણ કલાક તેમાં જશે."

જ્યોત્સ્ના: "તો પછી બીજા બે ત્રણ કલાક મને શીખવજો."

"પણ કેવી રીતે? તમે હશો મલાડમાં અને હું હોઈશ મિનલપુરમાં!"

"મારા મનમાં કે અર્જુન–સુભદ્રાનો મેળ તમે બેસાડી આપ્યો એટલે તમે કૃષ્ણ ભગવાન્ હશો! તમે બે સ્વરૂપ લઈ શકો એમ નથી. ખરૂં ને?"

આ ટીખળી પ્રશ્નનો જવાબ ચિત્રકારે દીધો નહીં. થોડીવાર શાંતિ પ્રસરી રહી. બધાંયે ચિત્રકાર તરફ જોઈ રહ્યાં. રાજકુમારીએ શાંતિમાં ભંગ પાડ્યો અને કહ્યું: "હું તમારી મુશ્કેલી દૂર કરૂં તો?"

ચિત્રકાર: "હું આપનો આભારી થઈશ."

રાજકુમારી: "જ્યોત્સ્ના બહેનને મિનલપુર આવવું પડશે."

ચિત્રકાર અને જ્યોત્સ્ના બન્ને એક સાથે બોલી ઉઠ્યાં: "હેં?!"

રાજકુમારીએ જ્યોત્સ્નાના ટીખળી સ્વભાવનું અનુકરણ કરતાં કહ્યું: "બન્ને સાથે ન બોલો તો સારૂં. એક પછી એક બોલો તો ઠીક" જ્યોત્સ્ના તરફ જોઈને તેણે કહ્યું: "બહેન, આ વિષે આપણે પહેલેથી કાંઈ વાતાચીત કરી મૂકી નથી ને? તમે તેથી જ અજબ થયાં પણ હવે તમારી અજાયબી દૂર કરો. હું તમને મારા રાજ્યની મહેમાનગિરી સ્વીકારવા નિમંત્રણ કરૂં છું. ઘણા વખતથી મને ઇચ્છા હતી કે, તમે ત્યાં આવો તો ઠીક. આ સારો યોગ મળ્યો

છે. તમે ત્યાં આવશો તો રાજ્ય પણ જોવાશે અને સાથે સાથે તમારી ચિત્રકલામાં પણ આગળ વધી શકશો."

"જ્યોત્સનાએ હસીને કહ્યું: તમે ચિત્રકારને જબરી મદદ કરી! તેમને છૂટા રાખ્યા અને મને બાંધી!"

"બહેન, જે બંધાતું હોય તેને જ બાંધવું પડે. જગદીશરાયજી, ત્યારે હવે આપણી ગોઠવણમાં કાંઇ વિઘ્ન રહ્યું નથી. હું તમને ખબર આપીશ એટલે તમે અહીં આવશો અને અહીંથી આપણે સર્વ જઇશું. ઓછામાં ઓછા દશ દિવસ અને વધારેમાં વધારે પંદર દિવસ પછી આપણે જવાનું થશે."

"દરમ્યાન, આ તમારી શિષ્યાને ભુલશો નહીં. કાલ સવારથી ભણાવવા આવવાનું શરૂ કરશો." જ્યોત્સનાએ કહ્યું.

"ભલે, આ બન્ને ગોઠવણોમાં મને કાંઇ વાંધો નથી."

એ બાદ કેટલીક સામાન્ય વાતચિતો કર્યા પછી નાસ્તો અને ચ્હા આવ્યાં તેને ઇન્સાફ આપીને ચિત્રકાર વિદાય થવા ઉઠયો. એટલામાં રાજકુમારીને જ્યોત્સનાએ કાંઇક કાનમાં કહ્યું તેથી તેણે ચિત્રકારને કહ્યું: "જગદીશરાયજી, હું તમને એક વાત કહેવી ભૂલી ગઇ હતી તે હમણાં જ સાંભરી. દિવ્યકુમાર તમારા મિત્ર થાય છે, એવું મને જ્યોત્સના બહેન કહે છે. મધુસૂદનરાયનાં સર્વ કુટુંબીઓને હું હમણાં મુંબાઇમાં છું તે દરમ્યાન મળવાની મને ઇચ્છા છે. તો તમને એક તસ્દી આપું છું. જરૂર તમે દિવ્યકુમારજીને કહેજો કે, એકવાર મને મળી જાય. તમે પણ બની શકે તો તેમની સાથે આવજો. આટલો મારો સંદેશ તેમને પહોંચાડશો?"

"હા, શ્રીમતી. એમ કરવામાં મને કાંઇ જ વાંધો નથી. બની શકશે તો ઘણું ખરૂં આવતી કાલે બપોરના સમયે હું મારા મિત્રને અહીં તેડી લાવીશ."

"હું પણ તે વખતે અહીં આવીશ," જ્યોત્સનાએ કહ્યું.

એ બાદ ચિત્રકાર રાજકુમારીને નમન કરીને વિદાય થયો. અહીંથી મોટરમાં બેસીને પ્રથમ તે પોતાને ઘેર ગયો અને નવમાલિકાને આ બન્ને આનંદદાયક સમાચારની વધાઇ આપીને, પરિચ્છેદ ૭ માં જણાવ્યું છે તે મુજબ, તે રાજકુમારીની મોટરમાં જ બેસીને દિવ્યકુમાર પાસે ગયો.

---

## પરિચ્છેદ. ૯

### જ્યોતિની હિમ્મત.

દિવ્યકુમાર, મોમ્બાસાની નોકરીના સંબંધમાં મેસર્સ ઉમર અબરામની કું. ની મુંબાઇની શાખાની ઑફિસમાં જઇને મેનેજર સાથે રૂબરૂ વાતચિત કરી આવ્યો પરંતુ તેમાં તેને જે મુદ્દાનો ખુલાસો જોઇતો હતો તે ન મળ્યો. મેનેજરે તેનું પરિચયપત્ર જોયા બાદ તેને વિવેકભર્યો આવકાર આપીને અત્યંત સભ્યતાથી તેની સાથે વાતચિત કરી. તેણે પૂછ્યું: 'તમે જવા માટે હવે ક્યારે તૈયાર થઇ જશો?' દિવ્યકુમારે આઠ દશ દિનમાં પોતે તૈયાર થઇ જશે એમ જણાવ્યા બાદ જાણવા માગ્યું કે: "મારી ભલામણ કરનાર મિત્ર કોણ છે?" મેનેજરે હસીને જવાબ દીધો કે: "જુઓને સાહેબ, નામ ખુલ્લું કરવાનું જો મારી મુનસફી ઉપર છોડવામાં આવ્યું હોત તો મેં જરૂર તે કહી દીધું હોત; પણ આ ગુહ્ય મારૂં નથી–અન્યનું છે; તેથી તે સંયોગોમાં હું બેશક લાચાર છું–તદ્દન નિરૂપાય છું. એ નામ તો કદાપિ કાળે આપ અમારા તરફથી જાણવા પામશો નહીં. તે ગૃહસ્થ પોતે આપને કહે તો અમને કાંઇ હરકત નથી." આ ઉત્તર દિવ્યકુમારને નિરૂત્તર બનાવી દેનારો હતો. તેનાથી વિશેષ પૂછપરછ થઇ શકી નહીં. આખરે જગદીશની સલાહ ધ્યાનમાં રાખીને, મજકુર જગ્યા સ્વીકારવાની સંમતિ જાહેર કરીને તથા પાસપોર્ટ, સ્ટીમરની ટિકિટ વગેરે મેળવવાની મેનેજરને સૂચના કરીને તેણે તેની પાસેથી વિદાય લીધી.

સાયંકાળ પડી; દિવાબત્તી થઇ; રાત્રિ પડી. તેને નિદ્રાધીન થવાનો સમય થયો પણ રજનીકાન્ત કે જગદીશ બન્નેમાંથી કોઇ તેની પાસે આવ્યું નહીં. બન્નેએ સાયંકાળે મળવાનાં વચન આપ્યાં હતાં. થોડીક વાર ચિંતા કરી, પોતાની ઓરડીના સાથી નંદકિશોર સાથે અનેક પ્રકારની પ્રકીર્ણ વિષયોને લગતી વાતચિત કરી, આખરે તે નિરાશ થઇને નિદ્રસ્થ થયો.

પ્રાતઃકાળ થયો. હંમેશની માફક તેનું ચિત્ત આજે ઉદ્વિગ્ન રહ્યું. પોતાના સંબંધમાં કાંઈ ને કાંઇ વિચારો તેને આવ્યા. અચાનક તેને એવી ઉર્મિ થઇ કે, "આજ કાકાને મળી આવું તો? ગમે તેમ પણ આખરે તે મારા મુરબ્બી છે. અત્યાર સુધી તેમણે મને કદી દુભાવ્યો નથી, મારા પર નિ:સીમ પ્રેમ રાખ્યો છે. કદાચ મોમ્બાસા

ગયા પછી બે ત્રણ વર્ષે પાછા ફરવું પડે; તે દરમ્યાન કાકાનો દેહ હોય કિંવા ન પણ હોય." આથી છેવટની મુલાકાત માટે તેણે તેમને મળી આવવાનો વિચાર કર્યો.

ચર્ચગેટથી રહાડા આઠની લોકલમાં બેસીને તે મલાડ ગયો. કાકાની માંદગીના સમાચાર જાણીને પહેલાં તે જ્યારે મલાડ આવ્યો હતો ત્યારે અત્યંત ખુશ મિજાજમાં હતો. નાનામાં નાના નોકરથી માંડીને ઘરનાં કુટુમ્બીજનો સુધી તેણે સર્વના સાથે હસિત મુખમુદ્રાથી વાતચિત કરી હતી; પણ આજ તેણે ઉલટુંજ વર્તન બતાવ્યું જે ટિકિટ કલેક્ટરે પ્રથમ તેને કાકાની સ્વસ્થતા વિષે ખબર આપી હતી તેજ આજે સ્ટેશનના ઝાંપા ઉપર ટિકિટો લેતો હતો. તેણે તેને બોલાવવા યત્ન કર્યો પણ "મારૂં ચિત્ત સ્વસ્થ નથી," એમ કહીને તે સ્ટેશન બહાર ચાલ્યો આવ્યો. ચાલતો ચાલતો તે ઘેર ગયો. ગાડીવાન, માળી, નોકરો વગેરેએ તેને પ્રથમની માફક ઝુકી ઝુકીને સલામો કરી, તેની ખબર અંતર પૂછી–તેની ખિદમત ઉઠાવવા કોશિષ કરી પરંતુ સર્વને એકજ જવાબ મળ્યો: "આજ મારૂં ચિત્ત સ્વસ્થ નથી. મને ન બોલાવશો." સર્વને એકજ પ્રકારનો ખેદ થયો. બંગલામાં પ્રવેશતાં દિવાનખાનામાં કોઈ નહોતું. તે કાકાના ખંડ તરફ ગયો. વૃદ્ધ મુનિમ તે વેળા તે ખંડમાંથી બહાર નીકળતો હતો. તેણે દિવ્યકુમારને જોઇને કહ્યું: "પધારો. હું શેઠ સાહેબને ખબર આપું છું." તેને કાંઇજ જવાબ દીધા વિના, કિંવા પહેલાંની માફક મુદ્દલે સ્મિત કર્યા વિના તે ખંડ બહાર ઉભો રહ્યો. વૃદ્ધ કાકાએ અંદરથી બૂમ મારી: "કુમાર ભાઇ. આવ, અંદર આવ. ભાઇ." અંદર જતાં તેણે જોયું કે, વૃદ્ધજનની પ્રકૃતિ અત્યારે પહેલાંના કરતાં ઘણી સારી હતી. તેઓ પોતાના પલંગમાં બેઠા હતા અને તેમના હાથમાં એક વર્તમાનપત્ર હતું. તેમણે દિવ્યકુમારને પૂછ્યું: "કુમાર, પહેલાંના કરતાં તને મારી તબિયતમાં સુધારો નથી લાગતો?"

"હા જી, ઘણોજ સારો સુધારો છે."

"ડા. ખરેની કાળજીનું એ પરિણામ છે. વારૂ, પણ ભાઇ, આજ મારા માટે કોઇ ખુશ ખબર લઇને તું આવ્યો હોઉં એમ મને લાગે છે. કહે, શા સમાચાર છે?"

"મારી વાત સાંભળીને તમે ખુશી થશો કે કેમ, તેની મને શંકા છે."

"વાત સાંભળ્યા પહેલાં એ વિષે હું શું કહી શકું? તેં તારો

ઠરાવ ફેરવ્યો ? બેટા, જો તેમ હશે તો તારે માટે એક બીજી કન્યા તૈયાર છે અને મારી તમામ સંપત્તિ તારી જ છે."

"કાકા, એ ખેદજનક વિષયમાં આપણે કાંઇ વાતચિત ન કરીએ તો ઠીક. હું આજે તમારી પાસે છેલ્લી વિદાય માગવા આવ્યો છું."

"છેલ્લી વિદાય ?!"

"હા, જી. મોમ્બાસા ખાતે એક વેપારીના સેક્રેટરી તરીકે ૮૦૦ શિ. ના દરમાયાથી મારી નિમણુંક થઇ છે. હું થોડા દિવસમાં તે જગ્યા લેવા ઉપડી જઇશ."

ક્ષણભર વૃદ્ધજન અવાક્ રહ્યો. બાદ ગંભીર ધીરા સ્વરે બોલ્યો:

"કુમાર, મારી વૃદ્ધાવસ્થામાં તારા તરફની એક નહીં, પણ અનેક મુંઝવણોથી મારે દુઃખી થવું ?"

"આમાં હું તમને કેવી રીતે દુઃખરૂપ થઇ પડયો ?"

"કેવી રીતે ? મારા કુટુંબનો કોઇ સમભૂત નોકરી કરે એ શું મને દુઃખરૂપ થઇ પડે નહીં ? સિંહ કદી તૃણ ચરે નહીં. કુમાર, મારા કુટુંબના ઉદ્દેશોની આડે આવવાના પ્રત્યેક માર્ગ તું શા સારૂ ગ્રહણ કરે છે ?"

દિવ્યકુમારને હવે જ યાદ આવ્યું કે, કાકાને આ વાત કહેવા પોતે આવ્યો, એ ગેરવાજબી થયું. રજનીકાન્તે જ્યારે કેટલાંક વર્ષો પર નોકરી લીધી હતી ત્યારે કાકાના જીવને કલ્પાંત થયું હતું, એ વાતનું તેને સ્મરણ થઇ આવ્યું. પોતે એ કલ્પાંત વિષે તથા નોકરી પ્રત્યે કાકાને તિરસ્કાર હોવા વિષે જાણતો હતો છતાં આજ ઉતાવળથી અને અવિચારીપણાથી પોતાની નોકરાની વાત પોતાના મુખમાંથી બહાર પડી ગઇ, એ ખરેખર ખોટું થયું એમ તેને લાગ્યું. ધનુષમાંથી છૂટેલું તીર, અને મુખમાંથી નીકળી ગયલું વાક્ય પાછાં લઇ શકાતા નથી. અસ્તુ. જે કહેવાઇ ગયું તે ન કહેવાયું થનાર નથી. હવે તે વિષે સંતાપ નકામો છે, એમ ધારાને તેણે કહ્યું: "કાકા, હું માત્ર તમારી વિદાય માગવા આવ્યો છું. હું દિલગીર છું કે, મારાથી તમને સંતાપ થાય એવો માર્ગ ગ્રહણ કરા જવાયો છે."

"તારા પહેલા માર્ગની માફક આ માર્ગેથી પણ તું પાછો ફરી શકે તેમ નથી શું ?"

"મારે સખેદ ના પાડવી પડે છે."

"કારણ ?"

"કારણ બીજાું શું હોય ? નોકરી સિવાય મારે માટે બીજો કોઈ માર્ગ નથી."

"એવી સ્થિતિ તેં તારી મેળે ઉત્પન્ન કરી છે. આ સારૂ પ્રતિકુળ માર્ગોએ જાય છે ? કુમાર, જે કંગાલ લોકોને માટે તેં મારી પાસે મોટું પ્રમાણપત્ર આપ્યું હતું તેમણે પોતાની કંગાલિયત આખરે પ્રદર્શિત કરી, એ તેં નજરોનજર જોયું અને કાનોકાન સાંભળ્યું. તારા કરતાં મને વિશેષ ખબર છે. જે છોકરીની ઘેલછા તને લાગી છે, તે તો ૨૦ હજારમાં વેચાઇ ગઇ ! તપાસ કરજે."

"શું કહ્યું ?"

"વિશેષ સાંભળ. તારા પોતાનાજ મિત્રે એની ખરીદી કરી છે !! ભાઇ, લગ્નનાં બજાર તમારા જેવા માટે મંદીમાં છે; પણ વહેવારૂ માણસો માટે તેજ છે. દુનિયા એમજ ચાલે છે. તું બિન અનુભવી એટલે શું સમજે ?"

આઘાત ઉપર આઘાત !

"કાકા, શું તમે આ સાચુંજ કહો છો ?"

"મારે જૂઠું કહેવાની કાંઇ જરૂર નથી. તારે મક્કમ રહેવું હોય તો ખુશીથી રહેજે પણ એમાં હવે મને દોષ દઇશ નહીં. મારા સિદ્ધાંતો અનુસાર હું એ કન્યા તને અપાવી શકતો નથી. નહીંતર ૨૦ હજાર શું ચાલીસ હજારનો ડામ તેનાં માબાપના કપાળમાં આપત !" આમ કહીને વૃદ્ધજને વર્તમાનપત્ર વાંચવા માંડ્યું.

મુંઝાયલો દિવ્યકુમાર, કાકાની ઇચ્છાને સંમતિ આપવા તત્પર થતો હતો એટલામાં તેને નન્દિનીનો પત્ર યાદ આવ્યો. કદાચ કાકાને ખોટી ખબર મળી હોય તો ? નન્દિની અને જ્યોતિ, તેમના પ્રયાસમાં ફાવે તો ? વિશેષ વિચાર પર આ મુદો મુલતવી રાખીને તેણે કહ્યું: "હું રજા લઉં ?"

"જેવી તારી ઇચ્છા; પણ કુમાર, બહુ વિચાર કરીને પગલાં ભરજે, એટલું મારૂં તને છેવટનું કહેવું છે."

દિવ્યકુમાર ઉઠયો. વંદન કરીને ખંડ બહાર આવ્યો. જતાં જતાં એકવાર તેણે પાછળ દૃષ્ટિપાત કર્યો. વૃદ્ધજન તેના તરફજ જોઇ રહ્યો હતો. બન્નેની નજર એક થઇ. પોતાની આંખમાં જાણે કાકાની તીવ્રતાનાં તીર ભોંકાતાં હોય એમ દિવ્યકુમારને લાગ્યું. તેણે નજર ફેરવી દીધી. તે ચાલ્યો ગયો.

તેના જવા પછી વૃદ્ધજને છાપું દૂર ફેંકી દીધું અને કટાણું મ્હોં કરીને તેમણે પોતાનું શરીર પલંગમાં નાંખી દીધું.

દિવ્યકુમાર બહાર નીકળીને જ્યોત્સ્નાના ખંડ તરફ જવા લાગ્યો. તેને વિચાર આવ્યાઃ "કદાચ નંદકિશોરે આ ૨૦ હજારનું સાટું કર્યું હોય અને રજનીકાન્ત તેમાં દલાલ તરીકે ભળ્યો હોય! ! કાકાને ખબર આપનાર રજનીકાન્તજ હોવો જોઈએ. સર્વત્ર રજનીકાન્ત! પુનઃ પુનઃ રજનીકાન્ત! રજનીકાન્ત! તુંજ મારા માર્ગમાં આડો આવશે!" આમ સ્વગત ઉદ્ગાર કાઢીને તે આગળ ચાલ્યો.

જ્યોત્સ્નાના ખંડ આગળ જતાં તેને જણાયું કે તે ખંડ ઉઘાડો છે. તેમાં તેણે પ્રવેશ કર્યો ત્યારે દશ નો ટકોરો ઘડીઆળમાં પડ્યો. તે ખંડમાં જ્યોત્સ્ના અને ચિત્રકાર હતાં. જ્યોત્સ્નાએ દિવ્યકુમારને જોતાંજ કહ્યું: "આવો, બહુ દહાડે મુલાકાત લીધીને શું?"

ફિક્કું હાસ્ય કરતાં દિવ્યકુમાર બોલ્યો: "કાકાની અને તારી છેલ્લી વિદાય લેવા આવ્યો હતો."

"મને જગદીશરાયે બધી વાત કહી છે. તમે મોમ્બાસા જવાનું ચોક્કસ નક્કી કર્યું?"

"હા."

"તમારી સફર સફળ ઇચ્છું છું."

દિવ્યકુમારે જોયું કે, એ આશિષ દેતાં દેતાં જ્યોત્સ્નાનો સ્વર જરાક થડકાયો અને તેનું મુખ તે ઉચ્ચાર્યા પછી મ્લાન બની ગયું.

"જ્યોત્સ્ના, મને ત્યાં જતાં તો દુઃખ ઉપજે છે પણ તેમ કર્યા સિવાય છૂટકોજ નથી."

ચિત્રકારે કહ્યું· "મિત્ર! હવે એ બાબતમાં ખેદ કરવો નિરર્થક છે. ઉત્સાહી બનો. નવજીવન અશ્રુસહિત નહીં પણ હૃદયની અવનવી આશાઓ સહિત શરૂ કરો. જુઓ, કુદરત અત્યારે કેવી ખીલી રહી છે? આવું સુમંગલ પ્રભાત તમારા જીવનમાં જરૂર આવશે."

દિવ્યકુમારને એક કાવ્યની લીટી યાદ આવી:

"હૃદયે આશ ને નાથ મસ્તકે, ધરી ગૂઢ જ્યોતિ અભિન્ન
હો! મન થા નવ શોકે લીન"

તે ઉત્સાહી બન્યો અને બોલ્યો: જગદીશ! "તારી સલાહ માટે આભારી છું. ચાલ, હવે આવે છે કે!"

"હા. અમારૂં આજનું કાર્ય પૂરૂં થયું છે."

ચિત્રકારે જ્યોત્સ્નાને બીજા દિવસનો પાઠ આપ્યા બાદ તેની પાસેથી વિદાય લીધી.

બન્ને મિત્રો સાથે સાથે બંગલામાંથી બહાર પડયા. દિવ્યકુમારે પૂછ્યું: "કાલે રાત્રે અગીયાર વાગ્યા સુધી મેં તારી રાહ જોઇ હતી. તું કેમ આવ્યો નહીં? તારી તપાસનું કાંઈ પરિણામ આવ્યું?"

"જે તપાસ માટે હું ગયો હતો તેમાં તો મારૂં કાંઇ વળ્યું નહીં. પણ ગઇ કાલે રાત્રે ઠેઠ અગીઆર વાગ્યા સુધી હું એક એવો સવાદ સાંભળવામાં રોકાઇ ગયો હતો કે, જે સાંભળ્યા પછી હું દિગ્મૂઢ જ બની ગયો છું. મધ્યરાત્રિ થવા આવી હતી એટલે હું તમારી પાસે આવ્યો ન હતો પણ કાંઇ બગડયું નથી. તમારે એ સંવાદની વિગત જાણવા જેવી છે. મને તેનો અક્ષરે અક્ષર યાદ છે. માટે ચાલો, આપણે એક જગ્યાએ બેસીએ અને નિરાંતે વાતચિત કરીએ."

તેઓ બન્ને દરિયા કિનારે જઇને બેઠા. ચિત્રકારે શરૂઆત કરી: "મિત્ર! રજનીકાન્તની પાછળ જવા માટે હું તમારી પાસેથી છૂટો પડયો હતો, એ તમે જાણો છો. તે ચાલતો ચાલતો કમળનયનને ત્યાં ગયો. એટલે હું મારી ઓરડીમાં જઇને તેની હિલચાલ તપાસવા લાગ્યો. તમે જાણો છો કે, મારી અને કમળનયનની ઓરડી જોડાજોડ છે. અમારી ચાલીમાં દરેક ઓરડીની વચ્ચે બારણાં છે. દરેક ઓરડીવાળો પોતપોતાની બાજુએથી સાંકળ ચઢાવીને તાળું વાસી દે છે; એટલે એક બીજાની ઓરડીમાં અવર જવર થઇ શકતી નથી. પણ એ બારણાંને લીધે પાસેની ઓરડીમાં શી વાતચિત થાય છે, એ જો કોઇને સાંભળવી હોય તો સાંભળી શકાય છે. મારાથી વાત સાંભળી શકાઇ; એટલું જ નહીં પણ એ વાતો કરનારાને બારણાની ફાટમાંથી જોઇ શકાયાં–"

"એ કોણ કોણ હતાં?"

"પ્રથમ રજનીકાન્તે, જ્યોતિનાં માતપિતા સાથે કેટલીક કર્ણગોષ્ટિ કરી અને તે પછી હસતો હસતો તથા આનંદિત થતો થતો તે ચાલ્યો ગયો. જતાં તે બોલ્યો: "હું જોશીને કાલે કે પરમ દિવસે લઇ આવીશ. ચેક પણ એ વખતે લેતો આવીશ–"

દિવ્યકુમારે કહ્યું: "ચેકની વાત થઇ હતી? ત્યારે તો કાકાએ મને ખરૂં જ કહ્યું. કાકાએ એમ જણાવ્યું હતું કે, જ્યોતિ ૨૦ હજારમાં વેચાઇ–"

જગદીશ: "મને પણ તે વખતે એજ શક ગયો કે, આ લગ્નનું સાટું નાણાંથી જ થયું હોવું જોઇએ !"

દિવ્યકુમાર: "એ ચેક કોના તરફનો હશે ?"

જગદીશ: "સંવાદમાંથી મને એ નામ જાણવાનું મળ્યું છે. માટે હું મારી હકિકત ક્રમે ક્રમે આગળ કહું છું તે સાંભળો. રજનીકાન્ત ગયો એટલે જ્યોતિર્મયી અંદરથી એક સિંહણની માફક ગર્જના કરતી બહાર આવી. બારણાંની ફાટમાંથી હું જોઇ શક્યો કે તેનું મુખ ક્રોધથી લાલચોળ થયલું હતું. તેણે બહારના ખંડમાં આવતાં વેંત કહ્યું: "બા, તમને ખ્યાલ છે કે તમે કોના સામે આ બધા પ્રપંચ રચો છો ?"

કાન્તાએ ધુરકીઉં કરીને કહ્યું: "છે શું ? તું શાની વાત કરે છે ? જા, જા, તારૂં કામ કર."

જ્યોતિ: "હું મારૂં કામ કરવા જ તમારી પાસે આવી છું. હું કેટલાક દિવસથી જોયા કરૂં છું કે, આ જાસુસ જેવો જણાતો કુતરો રોજ તમારી પાસે આવીને મારા સંબંધી કાંઇક વાત કરે છે. જોશી, ચેક, એ બધા શબ્દો ઉપરથી હું ધારૂં છું કે તમે મારાં લગનની વાત કરો છો. શું મને ઉકરડે નાંખવી ધારી છે ?"

કાન્તા: "જાણ્યા વિના નક્કામી શેની ડહાપણ ડ્હોળે છે ? તારી વાત ક્યાં થાય છે ? બીજાની વાત થાય છે, અને જે છોકરો આવ જા કરે છે–"

કમળનયને અધવચ કહ્યું: "તે તો શેર બજારને લગતી ખબરો આપવા સારૂ અહીં આવે છે. અમારે એક સોદો કરવાનો છે તે સારૂ તે જોશીને બોલાવી લાવવાનો છે અને એક સોદો તેણે કર્યો છે તેમાંથી મળેલા નફાના રૂપીઆનો ચેક તે લાવવાનો છે."

જ્યોતિ: "હવે હું નાની કીકલી નથી કે એ બધી બનાવટી વાતો ઉપર વિશ્વાસ મૂકું. તમે કહો છો તે કદાચ ખરૂં હોય તો ભલે; પણ મને જે શક ગયો છે તે ઉપરથી આટલું તો હું તમને નક્કી કહી દઉં છું કે એક ભવમાં હું એ વરને વરવાની નથી."

કમળનયને અત્રે ગુસ્સો ચઢાવીને કરડા સ્વરે કહ્યું: "એટલે ? એ બાબતમાં તારી દોરવણી પ્રમાણે ચાલવા અમે બંધાયલાં નથી. જ્યારે તેં વાત કાઢી છે ત્યારે કહું છું કે, અમે કહીએ તેમજ તારે કરવાનું છે. જો હવે કદી પણ એ દિવ્યકુમારનું નામ સુદ્ધાંત તેં લીધું તો પછી લાચારીથી મારે ગંભીર અને સખ્ત પગલાં લેવાં પડશે."

કાન્તા: "અને એ ત્રણ દિવસ ઉપર તું જેમ બાગમાં તેને મળી હતી તેમ ફરીથી કોઇવાર મળીશ તો તારી આંખો જ ફોડી નાંખીશ."

જ્યોતિ: "માતા, જો તેમ કરો તો તો ઘણું જ સારૂં થશે. દેખવુંયે નહીં અને દાઝવુંયે નહીં! જગતમાં જન્મ ધારણ કરીને સદાયે સુખી રહેનાર કોઇ જ હોતું નથી. આટલા દિવસ તમે મને લાડમાં ઉછેરી; જે જોઇતું હતું તે પૂરૂં પાડયું; મને ભણાવી વિદ્યાદાન દેવરાવ્યું; મારા મનની ઇચ્છા પ્રમાણે રાજીખુશીથી બધાં સારાં કામો કરવા દીધાં; એ પૂરતું છે. એટલું જે સુખ મને મળેલું છે તે ઓછું નથી. હવે ભલે દુઃખની શરૂઆત થાય. પિતાજી કહે છે તેમ ભલે ગંભીર અને સખ્ત પગલાં લેવામાં આવે અને તમે કહો છો તેમ, ભલે મારી આંખો ફોડી નાંખવામાં આવે. હું અંધ થવાથી જો તમે, સુખી થશો, તો મને ઓછો આનંદ નહીં થાય. મારૂં તો ચાહે તે થાય. હું પ્રભુભજનમાં દિવસો ગાળીશ."

"આ બધું તું પોપટની પેઠે બોલી ગઇ પણ શું અમે તને ખરાબ રસ્તે જવા દઇએ, એમ તારૂં કહેવું છે?" કાન્તાએ પૂછ્યું.

"હું ખરાબ રસ્તે જાઉં છું?"

"સત્તરવાર! શા માટે તું એ લુચ્ચાને બાગમાં મળી હતી?"

"તમને વાતની પૂરી ખબર નથી અને નકામાં કોઇને ગાળો દઇને દોષમાં પડો છો."

"તું જ બધી વાતે ડાહી અને અમે ગાંડાં ખરૂં ને?"

"બા, મારી વાત સાંભળો. તમારા કુટુંબની કીર્તિને લેશ પણ કલંક લાગે એવું કૃત્ય મેં આજ સુધી કર્યું નથી અને ઇશ્વર પાસે માગું છું કે, મને એવી દુર્મતિ કદી ન આપીશ."

કમળનયને આ વાત સાંભળીને ધીમેથી જ્યોતિને કહ્યું: "પુત્રી, તું આવું બોલે છે, એ સાંભળીને હું રાજી થાઉં છું. મારી ખાત્રી છે કે, મારી છોકરી કદી મને લાંછન લગાડશે નહીં. તું જ્યારે આવી સુજ્ઞ છે અને તારી જવાબદારી સમજે છે ત્યારે તારી બા પૂછે છે એ સવાલનો જવાબ કેમ દેતી નથી? તું દિવ્યકુમારને બાગમાં શા માટે મળી હતી?"

"નન્દિનીને એ વાત પૂછી જોજો."

કાન્તા: "એમ? નાન્દની તારી સાથે સામેલ હતી ને?"

કમળનયને તેની સામે કહ્યું: "તેમાં શું ખોટું થયું? જ્યોતિને અમારે હબડાવીશ નહીં. નન્દિની સાથે તે ગઈ હતી એટલે તો કાંઈ ચિન્તાનો વિષય નથી. જા બેટા, હવે તારા કામકાજમાં ધ્યાન આપ. અમારે તને કાંઈ ઠપકો આપવાનો નથી."

કાન્તા: "પણ એ એને મળી જ કેમ?"

કમળનયને ગુસ્સે થઈને તેને જવાબ દીધો: "તું બહુ ચીકણાવેડા કરે છે હો? છોકરીની પાછળ પાછળ હવેથી તું રોજ જજે અને કોઈની સાથે તે વાત કરતી માલુમ પડે કે તરતજ તેને અટકાવજે. ઓહોહો! તેણે વાતચિત કરી તેમાં થઈ શું ગયું? જા, બહુ ચટપટી થઈ હોય તો નન્દિનીને પૂછી આવ કે, તેણે શી વાત કરી હતી ને શી નહીં?"

કાન્તા: "એ તો હું પૂછી આવવાનીજ છું. એને અહીં જ નહીં બોલાવું? અને આ છોકરીને કાલથી વનિતા વિશ્રામમાં મોકલવાનીજ નથી. એને હવે બહુ ભણાવી. જુઓને? આટલું થોડુંક ભણી એટલામાં તો આપણા સામે ધુરકીઆં કરવા મંડી: 'ભલે આંખો ફોડી નાંખો, ભલે હાડકાં પાંશરાં કરો.' આવું બધું મા બાપની સામે બોલાયજ કેમ? આપણે કાંઈ એનાં જેવડાં છીએ કે, આપણી સામું એ બોલે? એની નિશાળમાં એને આવું શીખવાડાતું હશે ખરૂં ને? બસ! એને આવતી કાલથી નિશાળે જતીજ બંધ કરો."

કમળનયન: "તું તો ખરેખર અણુઘડ તે અણુઘડજ રહી! વનિતા વિશ્રામના વર્ગોનો અહીં સવાલજ નથી. એ વર્ગોમાં કાંઈ ગેરવાજબી શિક્ષણ અપાતું નથી. જ્યોતિ મારા અને તારા સામું બોલે છે, એ હું કબુલ કરૂં છું પણ એની સમજફેરને લીધે તે એમ બોલે છે. શાંતિથી આપણે એની ભૂલ ભાંગવી જોઈએ. નકામાં મ્હેણાં મારીને એના જીવને સંતાપ ન કરાવવો જોઈએ. જ્યોતિ, તું જા તારે કામે વળગ. તને વનિતા વિશ્રામમાં જતાં કોઈ અટકાવતું નથી."

જ્યોતિ: "હું જઉં છું તો ખરી પણ મેં કહેલું સ્મરણમાં રાખવા વિનતિ કરતી જઉં છું."

કમળનયન: "શું?"

જ્યોતિ: "એજ કે, એક વખતનું વાગ્દાન એ હું લગ્ન બરાબર જ ગણું છું. એ રદ્દ કરીને બીજી ત્રીજી ગોઠવણ કૃપા કરીને ન કરશો. તમે મને જ્યારે ઉત્તમ શિક્ષણ આપ્યું છે અને તેને લીધે જ્યારે હું એમ પિછાનતાં શીખી છું કે શું ખરૂં અને શું ખોટું

ત્યારેજ હું મારા અંતઃકરણના અવાજ પ્રમાણે તમને આમ કહું છું. તમે સુજ્ઞ અને સમજુ પિતા છો, એટલે હું કાંઇ વિશેષ કહેતી નથી."

કમળનયનઃ "પણ અંતઃકરણનો અવાજ શું બધાંને નથી હોતો? જેવો તારા અંતઃકરણનો અવાજ તેવો અમારા અંતઃકરણનો પણ છે. તારા કરતાં અમે વય અને જ્ઞાનમાં વિશેષ મોટાં છીએ. એટલે તારે અમારા કહેવા પ્રમાણે–અમારી આજ્ઞા પ્રમાણે ચાલવું ઘટે. તું બિનઅનુભવી છે, એ તારાં વાકયો ઉપરથીજ સમજાય છે. વાગ્દાન એ કાંઇ લગ્ન નથી. વાગ્દાન તો ગમે ત્યારે ફરી શકે. હા, જો અગ્નિ અને દેવો સમક્ષ વિધિપુરઃસર લગ્ન થયાં હોય તો તે ફરી શકે નહીં."

જ્યોતિઃ "પિતાજી, વાગ્દાન એ વચન છે. આપેલું વચન શી રીતે ઉથાપી શકાય? એમ થાય તો પછી જગતમાં વચનની કિંમત શી રહે? વચનને ખાતર પૂર્વ કાળમાં રાજર્ષિઓ વેચાયા છે, એ કેમ ભૂલી જાઓ છો? પિતાજી, તમે મને કહેશો કે, બે વર્ષ સુધી જેના સહવાસમાં તમે મને સતત આવવા દીધી, જેને મેં મારો પતિ માન્યો; જેની સાથે મારું સદાનું ઋણાનુબંધ બંધાયું એમ ગણીને મેં મારું હૃદય અર્પણ કરી દીધું તેની ગણત્રી શું મારે હવે કુંભારના ઘરના એક હાંડલા તુલ્ય કરવી? નહીંજ! એમ નહીં બની શકે. એના સિવાય અન્ય સર્વ મારા ભાઈ છે અને નંદકિશોર જે તમને અઢળક ધન આપવાનો છે, તેને તો મારો ધર્મ બંધુ જ ગણીશ–"

"હાં, હાં, છોકરી, આ તું શું બોલે છે?" કમળનયને કહ્યું: "લાગણીને વશ થઇને–"

તેનું વાક્ય પૂરું થયું નહીં એટલામાં તો કાન્તાએ ઉઠીને એક સોટી લઇને જ્યોતિને ચાર પાંચ ફટકા લગાવી દીધા.

કમળનયન એકદમ પોતાની જગ્યાએથી ઉઠયો અને "અરે, આ શી મૂર્ખાઇ?" એમ કહેતાં કહેતાં તેણે કાન્તાના હાથમાંથી સોટી ઝુંટવવા પ્રયત્ન કરવા માંડયો. હાથ દૂરને દૂર લેતી અને તેના હાથમાં સોટી ન આવવા દેતી કાન્તા બોલીઃ "આવું ફાટયું ફાટયું બોલતાં તેને લાજ નથી આવતી? 'સોનાની કટારી કેડે ખોસાય પણ કાંઇ પેટમાં ન મરાય.' મોઇ આવી છોકરી! આનાં કરતાં તો તે પત્થર જન્મી હોત તો સારું થાત! એ આવું બોલે જ કેમ?"

એમ કહીને તેણે પુનઃ એક ફટકો લગાવવા યત્ન કર્યો. કમળનયને વચ્ચે પડીને તેનો હાથ ઝાલ્યો. જ્યોતિ ખસી ગઇ; અને "અરે, કોઇ આવો, કોઇ આવો," એમ બૂમો પાડવા લાગી.

જગદીશે દિવ્યકુમારને કહ્યું: "મિત્ર! મારાથી એ વેળા બેસી રહેવાયું નહીં. હું એકદમ મારી ઓરડીમાંથી બહાર આવ્યો. બીજા પણ પાડોશીઓ તે વખતે ત્યાં આવી પહોંચ્યાં અને અમે સૌ કમળ-નયનની ઓરડીમાં ગયાં. અમને જોઇને કાન્તાએ સોટી દૂર ફેંકી દીધી અને કમળનયને કહ્યું: "કાંઇ નથી, કાંઇ નથી, એતો સ્હેજ વાતચિતમાં મા દીકરી તપી ગયાં. હવે કાંઇ નથી."

જ્યોતિ તરફ મારી નજર ગઇ. અરે રે! તેની માતાના અણુ-ધાર્યા પ્રકોપથી અને નેતરની સોટીના ફટકા જોશભેર તેના શરીરે વાગેલા હોવાથી તેની આંખમાંથી અશ્રુબિન્દુ પડતાં હતાં! તેના હાથની એક કોણી ઉપર એક સખ્ત ઉઝરડો પડેલો મેં જોયો હતો. એ જગ્યાએ હાથ રાખીને તે ઉઝરડો છૂપાવવા એ બાળા મથતી હતી. પોતાના વસ્ત્રના છેડાથી આંખનાં અશ્રૂ લ્હોતી હતી; ડુસકાં ભરતી હતી અને તેનું દયામણું વદન અકળાયલું અને મુંઝાયલું ભાસતું હતું. મારી બીજી બાજુની ઓરડીમાં એક ખાનદાન અને કુલીન કુટુંબ વસે છે. એ કુટુંબની ગૃહરાણી, જ્યોતિ પાસે જઇને તેને સમજાવતી પટાવતી અને આશ્વાસન આપતી પોતાની ઓરડીમાં લઇ ગઇ. કમળનયને અમો સર્વને તકરારનું એવું બ્હાનું આપ્યું કે, 'છોકરીને તેના મામાને ત્યાં થોડાક દહાડા જઇ આવવું છે. તેની માએ તેને હમણાં મોકલવા ના પાડી અને તે ઉપરથી ટટો થયો.' હું આ બ્હાનું સાંભળીને આશ્ચર્યચકિત થયો પણ કાંઇ બોલ્યો નહીં. પાડોશીઓએ, એ બે પતિપત્નીને સમજાવ્યાં કે, આવડી મોટી છોકરી ઉપર હાથ ન ઉગામવો જોઇએ, કમળનયને સફાઇથી દહીં દૂધમાં પગ રાખીને તેઓને જવાબ આપ્યા અને થોડીવારે બધાં વિખરાઇ ગયાં.

આશરે ૧૧ વાગ્યાને શુમારે કમળનયન જ્યોતિને સમજાવીને પોતાની ઓરડીમાં લઇ ગયો. તેની એક ખૂબી તો હું પિછાની ગયો કે, જ્યોતિ આગળ તે કાન્તાનો દોષ જ કાઢતો હતો. તે માતપિતા અને પુત્રી વચ્ચેના સંવાદમાં તેણે પ્રથમથી છેક છેવટસુધી તે વલણુ ચાલુ રાખી હતી. રાત્રે તો બધું શાન્ત થઇ ગયું. આજ પ્રાતઃકાળે

અમે ઉઠયાં ત્યારે માલુમ પડયું કે, ૬ાા વાગ્યાની ગાડીમાં કમળનયન જ્યોતિને તેના મામાને ત્યાં સુરત મૂકી આવવા ગયા છે.

"પાડોશીઓમાં ફજેતી થતી અટકાવવાના ઇરાદાથી કિંવા મા દીકરી વચ્ચે પુનઃ ચકમક ઝરે નહીં અને થોડોક કાળ શાન્તિ વ્યાપેલી રહે એ ઇરાદાથી કિંવા જે કાંઇ ગોઠવણુ તે નંદકિશોર અને રજનીકાન્ત સાથે હવે પછી કરનાર છે, તેમાં પુત્રી વિઘ્નરૂપ થઇ ન પડે, એવા ઇરાદાથી કે પછી ગમે તે કારણથી તે તેને તેના મામાને ત્યાં મૂકવા ગયો છે. અસ્તુ. હાલ તુર્તને માટે એ ખોટું થયું નથી."

દિવ્યકુમારઃ "આ હકિકત સાંભળીને મને શોક અને હર્ષની લાગણીઓ થઇ છે. પહેલાં તો મને જ્યોતિની માતા ઉપર લાખ્ખો ધિક્કાર વરસાવી લેવા દે. એ માતા નહીં પણ ડાકણ હોવી જોઇએ. મિત્ર ! જ્યોતિના સંબંધમાં મારી જે ધારણાઓ હતી તે ખરી પડી છે. હું તેની હિમ્મત કેમ ન વખાણું ? એવી હિમ્મત આર્યાવર્ત્તની જો સર્વ બાળાઓ રાખે તો તેમનાં માતપિતા તેમનાં લગ્ન ગમે ત્યાં પરાણે કરતાં જરૂર અટકી જાય."

જગદીશઃ "પરંતુ તેની હિમ્મત ફળદાયી થશે કે, કેમ એ વિષે હું કાંઇ નિશ્ચિત કલ્પના કરી શકતો નથી. જે માણુસોને આપણે "પેંક" એટલે ઉસ્તાદ કહીએ છીએ તે માણુસોમાંનો એક, આ કમળ-નયન છે. બહારથી તેણે પુત્રી તરફ દિલસોજ વલણુ રાખી છે પણ અંદરખાનેથી તે જ તેના ભવિષ્ય ઉપર કુહાડી મારે છે. હવે કદાચ જ્યોતિની ગેર હાજરીમાં તે નંદકિશોર સાથે લગ્ન નક્કી કરી દે અને પછી જ્યોતિનો મામો તેમજ બીજા સર્વ સંબંધીઓ મળીને જ્યોતિ-ને સમજાવે-પટાવે-ફસાવે, એ બનવા જોગ છે. મીઠા બોલો માણુસ હરકોઇને જીતી શકે છે. તેમજ આ કમળનયન, જ્યોતિના હૃદય ઉપર પોતાની બહારની દિલસોજીની છાપ પાડે, એ બનવા જોગ છે."

"ત્યારે મારા ભાગ્યમાં શું નિરાશા લખાયલી રહેશે ?"

"એવા કોઇ વિચારો તમે ન કરો, એમ હું ઇચ્છું છું. મારૂં તો માનવું છે કે, જ્યોતિ પોતે જ આ બાબતમાં અનુકૂળ સ્થિતિ કોઇને કોઇ રીતે ઉભી કરી આપશે. માટે તેવી સ્થિતિ આવતા સુધી તમે થોભી જાવ. હું ખાત્રીથી કહું છું કે, તેની હિમ્મતનો પાયો સત્યના આધાર ઉપર હોવાથી અને ચાહે તેવા સિતમ સહન કરવા તે તત્પર હોવાથી તેનાં માબાપને તેની વિરૂદ્ધ નિર્ણય કરતા પહેલાં હવે એકવાર નહીં પણ એક હજારવાર વિચાર કરવો પડશે. તમે

એ તો જોયું છે કે, કમળનયનને જ્યોતિની હાજરીમાં તેની વિરૂદ્ધ કાર્ય કરતાં ડર લાગ્યો છે. તેથી જ તે જ્યોતિને સુરત મૂકવા ગયો છે. હવે થોડોક કાળ તે આ વાત ઠંડી પાડી દેશે અને પછી શું થાય છે તે તમારે જોયા જ કરવાનું છે. પ્રસંગ આવ્યે તમને જ્યોતિ તરફથી તેની સખી મારફત ખબર મળશે એમ હું માનું છું. ગમે તે થાય પણ તમે તો હવે નક્કી આફ્રિકા જવાનો ઇરાદો કાયમ રાખો. સમજ્યા ? પુનઃ કહું છું કે, તમારે આમાં તટસ્થ તરીકે જ જોયા કરવાનું છે. તમારા તરફથી કાંઇ પણ અવિચારી પગલું ભરાય, એ હું ઇચ્છતો નથી. શાંતિ રાખજો. હું તમને રજેરજ અહીંથી લખી જણાવીશ. આપણે તરંગી પદ્ધતિથી વાદવિવાદ નહીં કરીએ. કહો મિત્ર! તમે ગઇ કાલે શું કરી આવ્યા ?"

વેપારી પેઢીના મેનેજર સાથે પોતાને થયલી વાતચિત દિવ્યકુમારે જગદીશને કહી. જગદીશે કહ્યું: "હું એવું અનુમાન કરૂં છું કે, કમળનયને તમને દૂર કરવાની સૂચના, રજનીકાન્તને કરી હોવી જોઇએ. રજનીકાન્ત વેપારી પેઢીઓથી પરિચિત હોવાથી, આ પેઢીમાં તમારી ભલામણ કરી આવ્યો હશે. તમો અંડર-ગ્રેજ્યુએટ હોવાથી અને વળી ખાનદાન કુટુંબના હોવાથી મેનેજરે તુર્તજ તમારા માટે હા પાડીને તમને પત્ર લખ્યો હશે."

દિવ્યકુમાર: "બનવા જોગ છે કે, તેમ હોય" અંત્રે તેઓ બન્ને લોકલમાં બેસીને ચર્ચગેટ આવ્યા અને ત્યાંથી છૂટા પડોને પોતપોતાને ઘેર ગયા. આશરે અર્ધો કલાક વીત્યાબાદ રાજકુમારીનો મંત્રી મન્મથરાય ચિત્રકારને ત્યાં આવ્યો અને બોલ્યો: "મને અચાનક તમારી પાસે આવેલો જોઇને તમને આશ્ચર્ય થતું હશે. તમે એ જાણીને વિશેષ આશ્ચર્યચકિત થશો કે, રાજકુમારીએ આજે જ મિનલપુર જવાનું ઠરાવ્યું છે."......

"એમ ? મારે પણ આવવું પડશે ?"

"હા. રાજકુમારીને મેં વાત કરી હતી કે, તમારી સાથે તમારા બાલક-પુત્રી રહે છે. તેમણે મને જાહેર કરવા ફરમાવ્યું છે કે, તેમને પણ તમારી સાથે જ મિનલપુર લાવશો કે જેથી અહીં તેમને કોને ત્યાં રાખવાં, એ વિષે તમને કાંઇ ચિંતા કરવાની જરૂર રહે નહીં."

"રાજકુમારીનો આભાર. પણ તેમણે એકાએક જવાનું કેમ ઠરાવ્યું ?"

"મહારાજા સાહેબનો તાર આવ્યો છે કે, રાજકુમારનાં લગ્ન થોડાકજ વખતમાં ઠરે એમ હોવાથી તેમણે તરતજ આવવું. હું જ્યોત્સ્ના બહેનને કહી આવ્યો છું. તેઓ તૈયાર થઇને બપોરે વાલ્કેશ્વરને બંગલે આવશે. તમે પણ તમારાં પાલક–પુત્રી સાથે તૈયાર થઇ રહેશો. હું આશરે ચાર વાગે મોટર મોકલીશ."

"ભલે, મને કાંઇ જ વાંધો નથી."

"બીજી એક વિનતિ કરવાની છે. દિવ્યકુમારભાઇને આજે મળવાનું રાજકુમારીએ ઠરાવ્યું હતું, એ પ્રમાણે કદાચ તમે ગોઠવણ કરી હશે–"

"હા. તેમણે આવવાની સંમતિ આપી હતી. પણ હવે હું ધારૂં છું કે, એ ગોઠવણ રદ કરવી પડશે."

"ના. પણ તમારે કાંઇક વિશેષ ગોઠવણ કરવી પડશે. તેમને પણ મિનલપુર આવવા સમજાવવા પડશે."

"એમ બનવું મુશ્કેલ છે."

"કેમ ?"

"એનાં અનેક કારણો છે. તેમને થોડાકજ દિવસમાં આફ્રિકા જવાનું છે. એટલે ત્યાં જવાને લગતી તૈયારીઓ કરતાં તેમને સ્હેજ દશ બાર દિવસ ફાજલ જોઇશે. જો તે મિનલપુર આવે, તો એ તૈયારીઓ ન થઇ શકે."

"હા. એ ખરૂં; પણ બે ચાર દિન આવી જાય તો શી હરકત છે ?"

"એમનું મન વળી અત્યારે શાન્ત નથી. એમના જીવનમાં એક એવો અણધાર્યો આપત્તિકારક બનાવ બન્યો છે કે જેને લીધે મોજશોખ, આનંદ ઇત્યાદિને એમણે રૂખસદ આપી દીધી છે. મારાથી બનશે એટલું હું તેમને સમજાવીશ; પણ ૯૯ ટકા તે ના પાડશે, એવી મને ખાત્રી છે."

"પ્રયત્ન કરી જોશો. મને ફુરસદ નથી; નહીંતર હું તેમની જીવનકથા સાંભળત. હું રજા લઉં છું. ચાર વાગે મોટર આવશે."

આમ કહીને મન્મથરાય વિદાય થયો. નવમાલિકાએ, આ બંન્નેની વાતચિત સાંભળી હતી. મન્મથરાયના જવા પછી તેણે ચિત્રકારને કહ્યું: "મોટાભાઇ, ઠીક થયું કે, રાજકુમારીએ મને પણ તમારી સાથે આવવા કહેવરાવ્યું રાજવંશી લગ્ન જોવાની ઠીક મઝા પડશે. રાજકુમારીનો સ્વભાવ સારો હોય એમ જણાય છે."

"રાજકુમારી કરતાં આ તેના મંત્રીનો સ્વભાવ વધારે સારો જણાય છે. તને નથી લાગતું કે, તે ઘણોજ વિનયી અને વ્યવહારૂ માણસ જણાય છે?"

"હા. એ પણ ખરૂં. મેં તેને આપણે ત્યાં બે વખત આવેલો જોયો. તે દરમ્યાન નાની નાની બાબતોમાં પણ વિનયવિવેકથી અને પ્રજ્ઞતાથી મેં તેને વર્તતો જોયો છે. બન્ને વખતે તે પોતાનાં બૂટ બહાર કાઢીને આવવાનું ચૂકયો નહતો; અને વાતચિતમાં પણ તેણે મર્યાદાનું લગારે ઉલ્લંઘન કર્યું નહતું."

"હું તેના વિશેષ પરિચયમાં આવવા પ્રયત્ન કરીશ અને બહેન, જો તે આપણી જ્ઞાતિનો હશે અને જો તે ખરેખર લાયક હશે તો નક્કી તારી સાથે તેનાં લગ્ન—"

નવમાલિકાએ અધવચ એ વિષય અટકાવીને કહ્યું: "મોટાભાઇ, વખત, વખતનું કાર્ય કરે છે અને આપણે સામાન બાંધીશું નહીં તો મોડાં પડીશું." એમ કહીને તે ઓરડીના અંદરના ખંડમાં ચાલી ગઇ.

ચિત્રકાર હસ્યો અને સ્વગત કહેવા લાગ્યો: "ભોળી બાળા! લગ્નની વાત આવતાં તું તરતજ તે અટકાવી દે છે. ખરૂંને? કાંઇ ચિંતા નહીં. સમય આવ્યે સૌ સારાં વાનાં થઇ રહેશે." તે ઉઠયો અને ચાલતો નીચે આવેલી વેપારીઓની દુકાનોમાંની એકમાં જઇને દિવ્યકુમાર સાથે ટેલિફોનથી વાત કરવા લાગ્યો. દિવ્યકુમારને પોતે આજ ઉપડી જનાર છે, એ વાત જણાવ્યા પછી રાજકુમારીએ તેને પણ મિનલપુર આવવા નિમંત્રણ કર્યું છે એમ જણાવતાં તેણે તરત જ ના પાડી. જનવર્ગમાં ભેળાવાની તેની અનિચ્છાની ચિત્રકારને ખબરજ હતી. તેની કલ્પના ખરી પડી. તેણે તેને આગ્રહ કર્યો–સમજાવ્યો પણ તેણે ના જ પાડી. ચિત્રકારને ફુરસદ નહોતી—વધુ વખત ફાજલ નહતો; નહીંતર તે દિવ્યકુમારને ત્યાં જઇને તેને આગ્રહ કરત. આથી ફક્ત સ્ટેશન ઉપર તેઓની વિદાયગિરી વખતે આવવાની હા પડાવીને તેણે ટેલિફોન પડતો મૂકયો અને પોતાની ઓરડીમાં આવીને નવમાલિકાને સામાન બંધાવવામાં તે મદદ કરવા લાગ્યો.

## પરિચ્છેદ ૧૦.

### કન્યાવિક્રયની નવી ફીલસુફી !

નવમાલિકા, ચિત્રકાર, જ્યોત્સ્ના, વગેરેને રાજકુમારીને ત્યાં ગયાને આઠ દશ દિન થઇ ગયા છે. દિવ્યકુમાર માટે હવે આફ્રિકા જવાનો પાસપોર્ટ આવી ગયો છે અને તેણે જવા માટે સર્વ તૈયારીઓ કરી લીધી છે.

જવાના આગલા દિવસે સાંજે નંદકિશોર સાથે ખુલાસાથી વાતચિત કરી જોવી કે નહીં, એ વિષે વિચાર કરતો તે પોતાના ખંડની બારીએ ઉભો છે. નંદકિશોર ઓરડીમાં એક આરામ ખુરશીમાં પડ્યો પડ્યો પુસ્તક વાંચે છે. દિવ્યકુમાર, શંકાના વમળમાં ઘેરાયેલો કંઇવાર સુધી બારીએ ઉભો રહ્યો પણ નંદકિશોરને સીદ્ધી રીતે સવાલો કરીને પૂછવું કે નહીં, તેનો નિર્ણય કરી શક્યો નહીં. નંદકિશોરનું ધ્યાન તેના તરફ દોરાયું. ક્યારનો દિવ્યકુમાર ઉભો ઉભો શા વિચાર કરે છે, એ તેની સમજમાં ઉતર્યું નહીં. તે તેની પાસે આવીને તેને ખભે હાથ મૂકીને બોલ્યો: "દિવ્યકુમાર! દિલ્હી લેવું છે કે આગ્રા? શા હવાઇ કિલ્લા બાંધે છે? હું તારા મુખ ઉપર નિરાશાની છાયા કેમ જોઉં છું? તું લગભગ વીસેક મિનિટથી આ સ્થળે ઉભો ઉભો કોઇ ન સમજાય એવી ગ્લાનિથી ભરપૂર ચહેરો રાખી રહ્યો છે. આજેજ અને અત્યારેજ નહીં પણ હું કેટલાયે દિવસથી હમણાં હમણાં તને નિરાશ થયલો જોઉં છું. આમ કેમ?"

"નંદકિશોર! એ બધું તને કહેવામાં કશો માલ નથી. ઉલ્ટો મારા જીવને એથી વધારે કઢાપો થાય તેમ છે."

"શું કહે છે?!" નંદકિશોરે આશ્ચર્ય બતાવતાં પૂછ્યું: "મને કહેવાથી તારા જીવને કઢાપો થાય? દિવ્યકુમાર! દિવ્યકુમાર! શું હું તારો શત્રુ છું? શું તારા હિતમાં હું રાજી નથી, એમ તું માને છે?"

"ખરેખરૂં કહું? તારી રીતભાતથી મને હમણાં હમણાં એક નહીં; પણ અનેક શંકાઓ ઉત્પન્ન થઇ છે. તું મારો સાચો મિત્ર છે કે કેમ, એ હું સમજી શકતો નથી."

"મને આ સાંભળીને અત્યંત ખેદ થાય છે." નંદકિશોરે પોતાના હાથમાંની સિગારેટ બારી બહાર નાંખી દઇને કહ્યું: "હું તને તારી વ્હાલામાં વ્હાલી વ્યક્તિના સોગંદ દઇને પૂછું છું કે,

મારી કઇ રીતભાતથી તને શંકાઓ ઉપજી છે, એ કૃપા કરીને કહે. હું હંમેશાં એમ માનતો આવ્યો છું કે, એક મિત્રે હમેશાં પોતાના બીજા મિત્ર આગળ પોતાનું હૃદય ખોલીને વાત કરવી જોઇએ અને જ્યાં જ્યાં શંકા જેવું લાગે ત્યાં તરતજ તે વિષે ખુલાસો મેળવી લેવો જોઇએ. જો મારી રીતભાતથી તને દુભાવાનાં કારણો મળ્યાં હોય તો હું અંતઃકરણપૂર્વક કહું છું કે, હું તે માટે દિલગીર છું. તારૂં અંતઃકરણ ખુલ્લું કર. હું મારી રીતભાતનો ખુલાસો કરીને તને સંતોષ આપીશ."

દિવ્યકુમાર આ સાંભળીને સમજી શક્યો નહીં કે, નંદકિશોર આ બધું અંતઃકરણપૂર્વક કહે છે કે, બહારથી દેખાવ કરવા ખાતર કહે છે. પરંતુ તેણે સોગંદ દઇને પોતાને ખરી વાત કહેવા કહેલું હોવાથી દિવ્યકુમારે તેની આગળ પોતાની શંકાઓ જાહેર કરવાનો ઠરાવ કર્યો.

તેણે કહ્યું: "તેં મને મારી વ્હાલામાં વ્હાલી વ્યક્તિના શપથ દઇને પૂછ્યું છે તો સૌથી પહેલો હું તને એક સીધો સવાલ કરૂં છું કે, જ્યોતિને પરણવાનો અને મારાં તેની સાથેનાં લગ્નની આડે આવવાનો તેં ઇરાદો રાખ્યો છે?"

દિવ્યકુમાર તરફ વક્રદૃષ્ટિપાત કરીને તે બોલ્યો: "હં. હવે તારી ગ્લાનિપૂર્ણ રીતભાતનું કારણ હું સમજ્યો. તારા સવાલનો સીધો જવાબ આપતા પહેલાં હું તને થોડાક સવાલો કરવા માગું છું તેના જવાબ દે. તું શા ઉપરથી એમ કહે છે કે, હું તારાં લગ્નમાં આડે આવવા માગું છું?"

"શા ઉપરથી? પ્રથમ તો તું તે દિવસે વનિતા વિશ્રામના કોન્સર્ટમાં હસી હસીને રજનીકાન્ત અને જ્યોતિનાં માબાપ સાથે વાર્તાચિત કરતો હતો તે ઉપરથી. પછી તેજ રાત્રે તું ઉંઘમાં એવું લવ્યો હતો કે: 'ઠીક કર્યું દોસ્ત! હવે જ્યોતિ મારી! તેનાં મા બાપને મનથી તે ઉતરી ગયો છે એટલે બસ!' આ બન્ને બાબતો ઉપરથી હું તારા ઉપર શંકા લાવું છું."

"વારૂં. આ બે જ પ્રકારની શંકાઓ છે કે ત્રીજી કાંઇ છે ખરી?"

"ત્રીજી એક છે; પણ આ બે વિષે તારા ખુલાસા આપ. તે ઉપરથી જો મને સંતોષ થશે તો મારા મનની ત્રીજી શંકાનું નિવારણ આપોઆપ થઇ જશે."

"મિત્ર ! સૌથી પહેલાં મને કહી લેવા દે કે, તારા આવા શંકાશીલ સ્વભાવથીજ તું અમારા જેવાઓ કરતાં કાંઇક વિશેષ દુઃખી થાય છે. હવે મારા ખુલાસા સાંભળ. વનિતાવિશ્રામના કૉન્સર્ટ પહેલાં હું તારા રજનીકાન્તને ઓળખતો પણ નહોતો. જ્યોતિર્મયી-નાં માબાપને પણ હું ઓળખતો ન હતો. એ લોકોનો પરિચય મને અચાનક તે કૉન્સર્ટ વખતે થયો. હું જ્યારે કૉન્સર્ટમાં મારી બેઠક ઉપર બેઠો હતો ત્યારે એ ત્રણ જણને માંહોમાંહે મેં વાત-ચિત કરતાં સાંભળ્યાં. એ વાતચિતમાં વચ્ચે વચ્ચે જ્યોતિર્મયીનું, તેમજ તારૂં અને તારા કાકાનું એમ ત્રણ નામો આવતાં હતાં. તેઓની વાતચિત પ્રથમ તો ધીમા સ્વરે થતી હતી એટલે હું સમજી શકયો ન હતો પણ ઉપરનાં ત્રણ નામો મેં બે ત્રણવાર સાંભળ્યાં અને તે પછી એકવાર જ્યોતિની માતાએ "રજનીકાન્તભાઇ !" એમ કહીને મારી જોડે બેઠેલા યુવકને સંબોધન કર્યું ત્યારે મને એમ લાગ્યું કે, તારા જે ભાઇ વિષે કૉન્સર્ટ પહેલાં આપણી વચ્ચે વાત-ચિત થઇ હતી તે આ જ રજનીકાન્ત હોવો જોઇએ. તેઓ વાતચિત કરતાં જયારે અધવચ અટકી ગયાં ત્યારે મેં લાગ જોઇને એ યુવકને ધીમેથી પૂછયું કે: "તમે મિ દિવ્યકુમારના કાકાના દીકરા થાવ?" તેણે ભ્રૂકુટિ ચઢાવીને મને પૂછયું: "તમારે કેમ પૂછવું પડયું ?" મેં કહ્યું: "હું દિવ્યકુમારની સાથેજ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ભણું છું. અને તેને એકવાર મેં એવુ કહેતો સાંભળ્યો હતો કે, રજનીકાન્ત નામે તેને એક ભાઇ છે તમારૂં નામ પેલાં સન્નારીએ ઉચ્ચાર્યું તે ઉપરથી તમને મેં પ્રશ્ન કર્યો. માઠું લાગ્યું હોય તો માફ કરશો." મારા છેલ્લા વાક્યમાંના વિનયથી તેના ઉપર અસર થઇ હોય એમ મને લાગ્યું. શાન્ત મુદ્રા કરીને તેણે હસીને મને જવાબ દીધો કે, તેને માઠું લાગવાનું કાંઇજ કારણ ઉત્પન્ન થયું નથી. તેણે પોતાને તારા કાકાના દીકરા તરીકે ઓળખાવ્યો અને તે પછી તારા સ્વભાવ વિષે, મારે અને તારે કેવો સંબંધ છે, તે વિષે, હમણાં હમણાં તારૂં ચિત્ત કેવું રહે છે, તે વિષે તેણે પૂછપરછ કરી. આપણે બે દોસ્તો છીએ અને સાથે રહીએ છીએ તે વાત મેં જાણી જોઇને છૂપાવી અને કૉલેજમાં તું આવે છે ત્યારે ગભરાયલો રહે છે એમ જણાવીને, તારા કાકાની સંપત્તિ તેં સ્વીકારી નથી એ વિષે તથા કોઇક જ્યોતિર્મયી સાથે તું પ્રેમમાં છે એ વિષે તેને કહ્યું. અહીંથી તેણે મારો પરિચય જ્યોતિ

નાં માબાપ સાથે કરાવ્યો. પછી જ્યોતિ સાથેનાં લગ્નની તેને ચોખ્ખી ના પાડી છે, એમ કહીને તેના પિતાએ મને સવાલ કર્યો કે: "એવા તરંગીને કાંઇ કન્યા દઇ શકાય?" જ્યોતનાં પિતાએ તારૂં કેટલુંક ભૂંડું બોલવા માંડયું. તેની માતાએ પણ તેમાં ટાપશીઓ પૂરી અને પોતે હવે જ્યોતિ માટે કોઇક સારા વરની શોધમાં છે એમ જણાવ્યું. મિત્ર દિવ્યકુમાર! હવે તારી બીજી શંકાનું નિવારણ, હું જે કાંઇ કહીશ તેમાંથી આપોઆપ થશે. જ્યોતિર્મયીની માતાએ પોતે બીજો વર શોધે છે એવું કહ્યા પછી હું કાંઇ બોલ્યો નહીં અને મને ચોકકસ યાદ છે કે, તે વખતે કોન્સર્ટના કાર્યક્રમની ચોપડીઓ વેચનાર છોકરો ત્યાં આવ્યો અને તેની પાસેથી હું એક ચોપડી ખરીદ કરવામાં અને મારા પાકીટમાંથી પૈસા કાઢીને આપવામાં રોકાયો. એ વચગાળેની એક બે ક્ષણમાં આ ત્રણ જણે કાંઇક ગુપચુપ મસલત કરી અને રજનીકાન્તે મને મારૂં નામઠામ, જ્ઞાતિ, હાલનો મારો અભ્યાસ, મારી સ્થિતિ વગેરે સંબંધમાં પૂછપરછ કરી અને તે જાણ્યા બાદ તેણે મને ધીમે રહીને કાનમાં કહ્યું: "તમે અમારી જ્ઞાતિના છો અને આવા મોટા શ્રીમંતના પુત્ર છો તો તમને આ લોકોની કન્યા સાથે પરણવામાં શો બાધ છે? તમે આ કોન્સર્ટમાં જ જોજો કે, એ કન્યા કેવી ભણેલી ગણેલી છે અને તમારે લાયક છે? જો તમે હા પાડો તો આ ચોકઠું અહીંજ ગોઠવી આપું" આ સવાલ એવો હતો કે, સંયોગો જોતાં કોઇપણ માણસ લલચાય. દિવ્યકુમાર! ધ્યાનમાં રાખવાનું છે કે સંયોગો કેવા હતા? જ્યોતિનાં માબાપે તારૂં વેવિશાળ રદ્દ કર્યાના સમાચાર પોતાને મુખેથીજ મને કહ્યા. પોતે સારો વર શોધે છે, એમ મને કહ્યું. રજનીકાન્તે કન્યાનાં વખાણ કર્યાં અને ત્યાંને ત્યાંજ ચોકઠું ગોઠવી આપવા કહ્યું. દેખીતું છે કે, આપણા સંસારની રૂઢિ પ્રમાણે માબાપની ઇચ્છા એજ કન્યાના વરની પસંદગીની છેવટની "અપીલકોર્ટ" છે; એટલે તેમાં તારો 'કેસ' ઉડી જવાથી જો મને તક મળતી હોય તો હું તે ઝડપી લેવા તત્પર થાઉં જ. આ સ્વાભાવિક વસ્તુસ્થિતિમાં મેં રજનીકાન્તને કહ્યું: "હું કન્યા જાઉં તે પછી મારો નિર્ણય કરૂં" તે કબુલ થયો. કોન્સર્ટ ચાલુ થયો. જ્યોતિનો પાઠ આવતાં તેણે મને ઓળખાવી. તેનું સંગીત મેં સાંભળ્યું અને મને એમ લાગ્યું કે, તે કોઇ રીતે નાલાયક નથીજ. રજનીકાન્તે અધવચ મને પ્રશ્ન કર્યો: "કેમ, હવે કાંઇ નિર્ણય ઉપર આવ્યા?" મેં સંમતિ દર્શાવી અને તે બાદ તેણે, જ્યોતિર્મયીનાં

માબાપ સાથે કેટલીક વાતચિત કર્યા પછી મને ખબર આપી કે, "નવ્વાણું ટકા તમે ફતેહ પામશો." તેણે મને જ્યોતિર્મયીનાં માબાપના મકાનનું સરનામું આપ્યું અને બીજે દિન ત્યાં આવવા નિમંત્રણ કર્યું. એ બાદ અમે કોન્સર્ટમાંથી વિખૂટા પડયા ત્યારે તેણે મને ખૂબ આશા આપી અને પોતે આ કાર્યમાં મારા માટે કેવી મહેનત લઇ રહ્યો છે, એનું મને સ્મરણ કરાવ્યું. આના જવાબમાં મેં તેનો આભાર માનતાં કહ્યું કે: "ઠીક કર્યું દોસ્ત," દિવ્યકુમાર! એજ શબ્દો હું કદાચ ઉંઘમાં લવ્યો હોઇશ અને એ ઉપરાંત બીજા જે શબ્દો તેં સાંભળ્યા હશે તે પણ રજનીકાન્ત સાથેની મારી વાતચિતના પ્રતિઘોષરૂપ હશે. મારા મન ઉપર જ્યોતિર્મયીને જોઇને ઘણી સારી છાપ પડી હતી, એ વાત હું તારી આગળ કબૂલ કરૂંછું. કદાચ તેથી મને તે રાત્રે તેનું સ્વપ્ન આવ્યું હશે. પણ તારી આડે આવવા માટેજ ખાસ યત્નો કરૂં છું એવું કાંઇ મારા મનનું કપટ ન હતું. આમાં મેં તારી વિરૂદ્ધ શું વર્ત્તન કર્યું એજ મને સમજાતું નથી. જ્યોતિર્મયીનાં માબાપે તને ના પાડી તે પછી કાંઇ તારો તેના ઉપર હક્ક હોઇ શકે ખરો? એ કન્યા ખાલી પડી અને મને જે તક આપવામાં આવી તે મેં ઝડપી લીધી એમાં મેં શું ગેરવાજબી કર્યું?"

દિવ્યકુમારને લાગ્યું કે, આ નફ્ટ સવાલ કરતાં તે શરમાતો નથી, એજ તેના હૃદયના શૂન્યતાની સાબિતી છે. વળી તેને લાગ્યું કે, આ હૃદયશૂન્ય યુવક સાથે વાતચિત કરવામાં કાંઇજ માલ નથી. પોતે હજી જ્યોતિને ચાહે છે, એ વાત નંદકિશોર જાણતો નથી અને એ વાત તેને જણાવીને તેની આગળ મૂર્ખા બનવું કિંવા જગદીશે જેમ પોતાની સામે એક દિન ચર્ચા કરીને પોતાને 'તરંગી' અને 'ભાવનામય' જણાવ્યો હતો તેવી રીતે નંદકિશોર કદાચ તેને મુખેથી એનાં એ વિશેષણ વાપરે તે સાંભળવા જેવી સ્થિતિમાં પડવું તેને ઉચિત લાગ્યું નહીં. તેથી તેણે કહ્યું: "નંદકિશોર! તારો લાંબો ખુલાસો જાણ્યા પછી તારી રીતભાતની પ્રામાણિકતા વિષે મને હવે કશો જ સંદેહ રહ્યો નથી પણ જે એક ત્રીજી શંકા વિષે હું તને કહેવાનો હતો તે વિષે હજી ખુલાસો પૂછવો પડે એમ મને લાગે છે."

"બેલાશક ખુલાસો માગ. મારૂં હૃદય સાફ છે. તારા માટે મને જેટલી લાગણી છે તેટલી અન્ય કોઈ માટે નથી, એમ હું તને ખાત્રીથી કહું છું."

"વારૂ. તેં આ લગ્ન પુષ્કળ નાણાં આપીને કરાવી દીધાં છે ખરાં ?"

"આ બાબતનો ખુલાસો જાણવામાં તને શો લાભ છે, એ હું સમજી શકતો નથી. આવી નાજુક બાબતમાં હું ઢોલ પીટીને કશું કહેવા બેસું એ ઠીક ન દેખાય. આપણા દેશમાં કન્યાઓ અને તેમાં પણ સારી કન્યાઓ મળવી, શું રહેલી છે ? ભાઇ, એમાં તો નાણાં શું પણ કન્યાનો બાપ બીજું જે માગે તે આપવું પડે છે."

"એમ ? ત્યારે તું કન્યાવિક્રયના રિવાજને પોષવામાં મગારે ખચકાયો નથી. ખરૂંને ?" દિવ્યકુમારે પુછ્યું.

"વાહ ! આમાં કન્યાવિક્રય કયાં છે ? કોઇ વૃદ્ધ માણસ પૈસા આપે તેને કન્યાવિક્રય કહેવાય. આ દાખલામાં રાજીખુશીથી કેટલીક ગોઠવણ કરવામાં આવેલી છે." નંદકિશોરે જવાબ દીધો.

"ઠી...ક ! સારી ફીલસુફી શોધી કાઢી ! કન્યાનું સારું અનહદ નાણાં આપીને એક યુવાન પુરુષ કરે, એનું નામ કન્યાવિક્રય નહીં ! હવે તો શબ્દ–કોષમાં કન્યાવિક્રય શબ્દનો અર્થ ફેરવવો પડશે."

"એ બધી તારી પંડિતાઇમાં હું કાંઇ ન સમજું. મેં ગમે તે ગોઠવણ કરી પણ તેના બાપે તારી સાથેનો વિવાહ તોડયા પછી કરી છે, એટલે મેં આપણી આર્યરૂઢિ પ્રમાણે કાંઇ ખોટું નથી કર્યું. તેમજ મિત્ર તરીકે તારો જરાકે દ્રોહ કિંવા ગુન્હો કર્યો નથી."

દિવ્યકુમાર આ સાંભળીને અવાક્ બની ગયો. વિવેકહીન અને ભ્રષ્ટચારિત્રના માણસની સાથે હૃદય ખોલીને વાત કરવામાં કશો માલ નહીં, એમ જાણીને તેણે એ વિષય બદલ્યો અને નંદકિશોરને પૂછ્યું: "વારૂ. હવે એક શંકા રહી. તેં મને કયાંયે બહારગામ નોકરી અપાવવા માટે કોઇને ભલામણ કરી છે ?"

"આ સવાલ તેં કેમ કર્યો એ સમજાયું નહીં. જો તેં મને કહ્યું હોત તો હું તેવી ભલામણ જરૂર કોઇને કરત. તારે બહારગામ એટલે કયાં નોકરી કરવા જવું છે ?"

"મારો સવાલ તું બરાબર સમજ્યો નથી. વાત એમ બની છે કે, એક સ્થળેથી મારા ઉપર પત્ર આવ્યો છે. તેમાં લખ્યું છે કે, મારા કોઇક મિત્રે પોતાનું નામ ખાનગી રાખીને મારી ભલામણ કરવાથી મને અમુક પગારે નોકરી આપવામાં આવી છે. હું જાણવા માગું છું કે, એ "કોઇક મિત્ર" તું છે ?"

નંદકિશોરે વિચારશીલ મુદ્રા ધારણ કરીને ડોકું ધુણાવતાં ધુણાવતાં કહ્યું: "ના, રે ના! મેં તો કોઇને ભલામણ કરી નથી."

"ચોક્કસ?"

"હા. હા. ચોક્કસ."

"ખા તારા પિતાના સોગંદ."

"મારા પિતાના સોગંદ ખાઇને કહું છું કે, મેં કોઇને મારૂં નામ ખાનગી રાખવા કહીને તારા વિષે ભલામણ કરી નથી. મારે નામ છૂપાવવાની શી જરૂર? તું કહેતો હોય તો કાલ તારે માટે ખુલ્લી રીતે કોઇ સારી નોકરીની તજવિજ કરી આપું. તને નોકરી કરવાની ઉમેદ હોય તો તારૂં હિત સાધવા હું તૈયાર છું. પણ હું સમજી શકતો નથી કે, તેં મને સોગંદ શા માટે ખવરાવ્યા અને આ બાબતમાં તને મારા ઉપર જ શંકા કેમ ઉપજી?"

"મામલો એવો છે કે, મને જે નોકરીની માગણી કરવામાં આવી છે, તેની સચ્ચાઇ વિષે મને શંકા ઉપજી છે; અને જે 'કોઇક મિત્રે' ખાનગી નામથી મારી ભલામણ કરી છે તેણે મારા સામે કાવતરૂં રચ્યું છે, એવો મને સંદેહ ઉપજ્યો છે."

"ભાઇ, એવું કાવતરૂં મેં તો નથીજ કર્યું. એ માટે તું કહેતો હોય તો હું હજી પણ કહે તેવા આકરા સોગંદ ફરીથી ખાઇને તારી ખાત્રી કરી આપું. કોઇક બીજાએ એ કાવતરૂં રચ્યું હશે."

દિવ્યકુમારને હવે જગદીશ સાથેની વાતચિત પ્રમાણે રજનીકાન્ત વિષેજ વહેમ રહ્યો. નંદકિશોર સાથેની વાતચિત પૂરી કરી દેવી એવો નિશ્ચય કરીને તેણે કહ્યું: "તારૂં કહેવું ખરૂં છે. તેં મારા વિષે છૂપી રીતે ભલામણ કરી નથી એ વિષે મને હવે પૂરેપૂરી ખાત્રી થાય છે. મિત્ર, તેં જે જે ખુલાસાઓ અત્રે મારી આગળ કર્યા છે તે માટે હું તારો આભારી થયો છું અને મને ખાત્રી થઇ છે કે, તું મારો સાચો હિતૈષી છે."

"હવે તો તને કાંઇ શંકા રહી નથી ને? પણ તું હજી અસ્વસ્થ અને વિચારશીલ કેમ લાગે છે?"

"એનું કારણ નોકરીની મને થયલી માગણીનું છે."

"જો હરકત ન હોય તો મને એ વિષે બધી વિગત કહીશ?"

દિવ્યકુમારે અત્રે પોતાને મોમ્બાસાની પેઢીમાં સેક્રેટરી તરીકે મળેલી જગ્યા વિષે અને પોતે મુંબાઇની શાખાના મેનેજરને રૂબરૂ મળી આવ્યો હતો તે વિષેની વિગત આપી.

નંદકિશોરે કહ્યું: "આમાં તરકટ જેવું કાંઇજ નથી, આ પેઢી કોઇ ખોટી પેઢી હોય એવી તને શંકા ઉપજતી હોય તો સ્ટીમર ભાડા ઉપરાંત પ્રથમ માસના પગારનાં નાણાં પહેલેથીજ તેની પાસેથી માગ. એટલે આફ્રિકા પહોંચ્યા પછી જો તને એમ લાગે કે, આ તરકટ છે, તો તું બેલાશક એ નાણાંથી પાછો આ દેશમાં આવી શકશે. ગમે તેણે તારી ભલામણ કરી હોય તેના ચિંતા કરવાના કશી જરૂર નથી."

"તેં સૂચવેલો માર્ગ ઠીક છે. હવે મારી સર્વ મુંઝવણો દૂર થઈ." આમ કહીને દિવ્યકુમારે આ વિષયની અત્રેથીજ સમાપ્તિ કરી.

---

## પરિચ્છેદ ૧૧.

---

### દિવ્યકુમારનું શું થયું?

"મિ. દિવ્યકુમાર, ઉદાસ કેમ દેખાઓ છો? શું કાંઇ નાણાંની ભીડમાં દબાયા છો? કોઇ દુશ્મન તમારી પાછળ લાગ્યો છે? કોઇ દર્દથી પીડાઓ છો? કોઇ સાંસારિક આફતથી મુંઝાયા છો? કે પછી 'એકઝામિનેશન' ની ચિન્તામાં પડ્યા છો? તમારો ચહેરો એકદમ કેમ ફિક્કો બની ગયેલો છે?"

"કાંઇ નહીં, એ તો અમસ્તુંજ મિ. અબ્દુલ હાફિઝ!"

"નહીં. નહીં. એ તો માન્યામાં ન આવે. કહો ન કહો પણ તમે કોઇક છૂપી મુંઝવણમાં છો. તમારા ધર્મના સોગંદ—જો મને ન કહો તો."

આમ કહેનાર એક મુસલમાન યુવક અને દિવ્યકુમાર એક સુંદર નાની આગબોટ ઉપર ઉભેલા છે. સમય રાત્રિના દશ વાગ્યાનો છે. મનોહારિણી ચન્દ્રિકા, સાગરના પાણીમાં રૂપેરી ચળકાટ પ્રસારી રહી છે. સાગરનાં મોજાં જેમ જેમ નાચે છે અને ચળકાટમાં ઔર ચમક આપે છે તેમ તેમ વિશાળ આકાશમાંથી ચન્દ્રમા તેમનું નૃત્ય જોતો જોતો હાસ્ય કરી રહે છે. શાન્ત રાત્રિ; સર્વત્ર નિરવતા અને કુદરતની અપૂર્વ શોભા.

દિવ્યકુમાર આ સમયે અહીં ક્યાંથી? શું તે આફ્રિકા જવા માટે ઉપડી ચૂક્યો છે? અને શું તેની સાથે તેનો કોઇ ઓળખીતો

મુસલમાન યુવક પણ મુસાફરી કરે છે ? નહીં. આફ્રિકા જવા માટે તો આવતી કાલે તે "કમલાવતિ" સ્ટીમરમાં બેસનાર છે. અત્યારે તો તે "નૂરે આલમ" નામની એક નાની અને સુંદર 'સ્ટીમ લોંચ' માં સહેલગાહે નીકળેલા કેટલાક યુવકોની ટોળીમાં સામેલ થયો છે.

જનવર્ગમાં નહીં ભેળાવાની મનોવૃત્તિવાળો દિવ્યકુમાર સહેલગાહે મિનલપુર ગયો નહીં અને આ જલસફર કરવા કેમ નીકળ્યો છે ?

ગત પરિચ્છેદમાં નંદકિશોર અને દિવ્યકુમાર વચ્ચે કેટલાક ખુલાસા થયા બાદ નંદકિશોર બહાર ફરવા ગયો હતો. ત્યાંથી એક કલાક બાદ પાછા ફરતાં તેણે દિવ્યકુમારને ખબર આપી કે, "જાણીતા શાહ સોદાગર રસુલ હાફિઝનો પુત્ર અબ્દુલ હાફિઝ કે જે આપણી કૉલેજમાં આપણી સાથે ભણે છે તેની આજ સાલગ્રેહ છે તેથી પોતાના દોસ્તઆશનાઓને તે તેના પિતાની સ્ટીમ લોંચમાં આજ રાતના દશ વાગે સફર કરાવવાનો ઇરાદો રાખે છે. તેણે મને ખાસ ઇજન આપ્યું છે અને તને પણ લઇ આવવા ખાસ આગ્રહ કર્યો છે."

દિવ્યકુમારે આ સાંભળીને પ્રથમ તો ના પાડી હતી અને પોતાની તબિયત સારી નહીં હોવાનું જણાવ્યું હતું પણ નંદકિશોર તેને છોડે એવો નહતો. "આવતી કાલે તો તું દૂર દેશાવર ઉપડી જશે. પુનઃ આપણો ભેટો કયારે થશે અને કયારે નહીં તે કોણ જાણે છે! અચાનક કૉલેજના આપણા મિત્રોને મળવાનો લાભ મળે છે તો તે શું કરવા ખુએ છે ? કાલ પછી તને કોઇએ કહેવાનું નથી કે 'ચાલ, અમારી સાથે' સમજ્યો ? તારી આનાકાની નહીં ચાલે. તારે જરૂર આવવું પડશે." આવી રીતે તેના ઉપર દબાણ કરીને નંદકિશોર તેને બળાત્કારે આ સફર માટે અત્યારે લઇ આવ્યો છે. જૂદી જૂદી કોમોના આશરે ૧૫ થી ૨૦ યુવકો આ સફરમાં મિ. અબ્દુલ હાફિઝના નિમંત્રણને માન આપીને આવેલા છે. સફર માત્ર ખાલી સફર નથી. એક સંગીતકારને વાદ્યો સહિત હાજર રાખવામાં આવેલો છે. હિંદુઓને ખપે એવો ઇરાની સુકો મેવો, લીલો મેવો, મિઠાઇ, વગેરેની ગોઠવણ પણ રાખેલી છે. તદુપરાંત પત્તાં, શેતરંજ વગેરે રમતગમતો માટે પણ સાધનો રાખેલાં છે. દરિયામાં બની શકે એટલે દૂર મુસાફરી કરીને રાતના ૧૨ પછી આ મોજશોખ કરવા નીકળી પડેલી ટોળી પાછી ફરનાર છે.

બરાબર ૯ાા ને ટકોરે લોંચે સફર શરૂ કરી છે; અને હવામાં જેમ એક હવાઇ વિમાન સડસડાટ ચાલ્યું જતું હોય; અથવા તો સીદ્ધીસપાટ જમિન ઉપર એક મોટર ગાડી સપાટાબંધ ચાલી જતી હોય તેમ આ નાની 'લોંચ' પાણીમાં માર્ગ કાપે છે. અંદરના બેઠેલાઓને એક આંચકો પણ વાગતો નથી અને જેમ જમિન ઉપરના એક અડોલ અને સુપ્રકાશિત બંગલાના એક હોલમાં આખી મંડળીને બેસીને નિરાંતે ટોળટપ્પા હાંકે તેમ સર્વ કોઇ વાતોચિતો કરતા આનંદમાં નિમગ્ન થઇ ગયા છે.

દિવ્યકુમારને નંદકિશોર બળાત્કારે આ સફરમાં જોડાવા લાગ્યો તો ખરો; પણ 'લોંચ' માં બીજા સમવયસ્ક યુવકોને જોઇને તેઓની સાથે તે આનંદમાં એવો ભળી ગયો કે, દિવ્યકુમાર સંબંધી તેને કાંઇ યાદી રહી નહીં. એક બાજૂ જ્યારે યુવકમંડળમાંથી કોઇ ગંજીફા રમતા; કોઇ સંગીત તરફ ધ્યાન આપતા; કોઈ શેતરંજ ખેલતા અને કોઇ વાતચિત કરતા ત્યારે બીજી બાજૂ શાન્ત એકાન્ત પસંદ કરતો દિવ્યકુમાર તુતક ઉપર જઇને સાગરનાં જલતરંગ જોતો ઉભો રહ્યો. એ વખતે અચાનક 'લોંચ' ના માલિકનો વારસ અને આજના મિજલસનો યજમાન અબ્દુલ હાફિઝ ફરતો ફરતો તેની પાસે આવી લાગ્યો અને દિવ્યકુમારનો ચિંતાતુર સ્થિતિ માટે પૂછપરછ કરવા લાગ્યો. તેણે દિવ્યકુમારને ધર્મના સોગંદ દઇને તેની મુંઝવણ જણાવવા કહ્યું તે સાંભળીને દિવ્યકુમાર ચોંકયો.

તેણે કહ્યું: "મિ. હાફિઝ, આવી હઠ સારી નહીં."

અબ્દુલ હાફિઝે કહ્યું: "મારું ન બગાડશો મિ. દિવ્યકુમાર! પણ જે વખતે અમે સર્વ આનંદમાં વખત ગુજારીએ છીએ તે વખતે તમે ઉદાસ રહો છો, એ શું વાજબી થઈ પડે છે? વિચાર કરો કે, મોતીથી ભરેલી એક થાળમાં વચ્ચોવચ્ચ એક કાળો કોલસો પડયો હોય તો તે થાળ કેવી લાગે? હમારા આજના આનંદમાં આવી રીતે તમે ગમગીન હાલતમાં રહીને ભાગ ન લ્યો, એથી અને કેવું ખરાબ લાગે?"

દિવ્યકુમાર દબાઇ ગયો. ઓસંગાતો અને શિયાવિયા થઇ જતો તે બોલ્યો: "પણ હું શું કરૂં? મારૂં ચિત્ત જ આનંદમાં પ્રવૃત્ત થતું નથી. હું જાણીજોઇને ગમગીન રહેતો નથી."

મુસલમાન યુવકે તેના ખભા ઉપર પ્રેમથી હાથ મુકીને કહ્યું:

"અઝિઝ, ન ગભરાઓ. તમારા જીગરનું દર્દ શું એટલું બધું ઉંડું છે કે તમને બિલકુલ આનંદ કરવો ન ગમે? કદાપિ તે તેવું ઉંડું હોય તો તમારી ખિદમતમાં મારી સેવા રજૂ કરૂં છું. જો એકથી એક હઝાર યાતો એકહઝારથી એકવીસ હઝાર રૂપીઆ ખર્ચતાં પણ તમારૂં દર્દ હું દફે કરાવી શકું તો મને બહુ ખુશાલી ઉપજશે. મારા હિંદુ દોસ્ત! એમ ન સમજશો કે, આ ખોળાઉં મુસલમાન છે, તેથી તમને મદદ નહીં કરે. અરે! હું તમારી કોમનો નથી તેટલા જ ખાતર હું તમારે માટે મારો જાન કુરબાન કરવા તૈયાર છું. મને કહો કે, તમારૂં દર્દ શું છે? મારા જીગરની એક આતશ એ છે કે, તક મળે તો, હિંદુ ભાઈઓનું હરદમ ભલું કરીને તેમને દેખાડી આપવું કે, હિંદુ અને મુસલમાન, એ બે આ દેશની આંખો છે અને તે આંખો એક બીજા વિના જોઈ શકતી નથી. વળી તમે તો કોલેજના મારા સાથી છો, એટલે તમારા તરફ મારૂં દિલ વિશેષે કરીને ખેંચાય, એમાં નવાઈ નથી. બોલો મિ. દિવ્યકુમાર, તમારૂં દુઃખ શું છે?"

અબ્દુલ હાફિઝના ઉદ્‌ગાર તેના હૃદયમાંથી નીકળેલા હોય એમ દિવ્યકુમારને લાગ્યું; કેમકે ઉદ્‌ગાર કાઢીને અબ્દુલ હાફિઝ પોતાનાં નેત્રયુગલમાંથી અપૂર્વ ચમકાર ફેંકતો તેના સામે જોઈ રહ્યો. દિવ્યકુમાર તેની સહૃદયતા જોઈને પોતાનું દુઃખ ક્ષણભર વિસરી ગયો. ઘડીભર શાન્ત રહીને તેણે કહ્યું: "ભાઈ હાફિઝ, તમારા માયાળુ ઉદ્‌ગારો માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. તમે અમારી કોમ પ્રત્યે સહાનુભૂતિ ધરાવો છો એ માટે હું અમારી કોમનું સદ્‌ભાગ્ય સમજું છું. ખરૂં છે કે, ઇશ્વરના દરબારમાં સૌ સરખા છે. ત્યાં કોઈ મોટું કે કોઈ નાનું નથી—"

હાફિઝઃ "બિરાદર, મને દીન દરવેશ નામના એક હિંદી કવિના લીટીઓ આ સંબંધમાં યાદ આવે છે. તેણે લખ્યું છે કેઃ

" હિંદુ કહેતેં હમ બડે, મુસલમાન કહે હમ
એક મુંગકી ફાર દો, કૌન જાદા કૌન કમ?
કૌન જાદા કૌન કમ, કભી કરના નહીં કજિયા
એક ભગત હે રામ, દુજે રહેમાનસેં રજિયા
કહે દીન દરવેશ દોય સરિતા મિલિ સિંધુ
સબકા સાહિબ એક, સલમાન ઓર હિંદુ—"

હાફિઝે આગળ ચાલતાં કહ્યું: "મિ. દિવ્યકુમાર, આ કેવા સુંદર લીંટીઓ છે? હું આવા રસના ટુકડાઓનો હમેશાં સંગ્રહ કરૂં છું; અને તેથી કહું છું કે, બિરાદર, મારાથી જૂદાઈ ન રાખશો અને તમારૂં દિલ મારી આગળ ખોલશો."

દિવ્યકુમારે નિસાસો નાંખીને કહ્યું: "ભાઈ, શું કરૂં? નાણાંથી મારી મુશ્કેલી દૂર થાય તેમ નથી. મારો રોગ કોઈ હકિમ, ડાક્ટર, કે વૈદ દૂર કરી શકે તેમ નથી; એટલુંજ નહીં પણ કોઈ દોસ્ત, સ્નેહી કે શુભેચ્છક પણ એ રોગને ટાળી શકે તેમ નથી. આ વાત સ્પષ્ટ છે. એમ છતાં પણ તમારો આગ્રહ છે અને તે પણ અંતઃકરણ પૂર્વક છે તો હું ટૂંકમાં તે કહીશ."

દિવ્યકુમારે અત્રે ટૂંકમાં પોતાની મુશ્કેલીઓ અબ્દુલ હાફિઝને કહી. તેણે બીજાં નામો દીધાં પરંતુ નંદકિશોર અને રજનીકાન્તનાં નામ જણાવ્યા વિના તેઓના પોતાની સામેના યત્નોનું બ્યાન કર્યું. આ સાંભળીને અબ્દુલ હાફિઝે કહ્યું: "તમારી સામે પડીને જે માણસ રૂા. ૨૦ હઝાર કન્યાનાં માબાપને આપવા તૈયાર થયો છે તેની સામે તમે કેમ પડતા નથી? તેણે ૨૦ હઝાર કહ્યા છે તો તમે ૪૦ હઝાર કહો. આવતી કાલે હું તમને 'ચેક' લખી આપું. એનાં નાણાં લઈને તમે તે કન્યાના બાપના કપાળમાં ડહામ દઈ આવો."

દિવ્યકુમારઃ "નહીં. શું હું ગુલામીનો જમાનો ફરીથી લાવવા સરજાયો છું? ૪૦ હઝાર આપીને હું એ કન્યા ખરીદું એના કરતાં કુંવારો રહીને એટલાં નાણાં પરમાર્થનાં કાર્યો પાછળ ખરચું તો મારૂં પરલોકનું હિત સધાય. એ કન્યાને માટે તેનાં માબાપને ખાવા માટે એક રાતી બદામ આપવી હરામ છે, સમજ્યા મિ. હાફિઝ."

અબ્દુલ હાફિઝઃ "ત્યારે તો તમારા માટે તમામ રસ્તા બંધ જણાય છે—"

"અને તેથીજ આ દિલ મુંઝાય છે—"

"વારૂ. એ ૨૦ હઝાર આપનારને સમજાવી શકાય તેમ નથી? તમે મને તેનું નામ આપો તો હું તેની પાસે જાઉં અને મારી ટોપી તેનાં કદમમાં ઉતારીને તેની પાસેથી માગી લઉં કે 'ભાઈ, આ મામલામાંથી હાથ ઉઠાવ.' કેમ, ધ્યાનમાં ઉતરે છે?"

દિવ્યકુમારે અબ્દુલ હાફિઝના બે હાથ સ્નેહથી ઝાલી લીધા અને કહ્યું: "ભાઈ હાફિઝ, તમારા જેવા લક્ષ્મીવાનને કોઈનાં ચરણ-

માં માથું નમાવવું પડે તેમ નથી છતાં મારી ખાતર તમે મારા હરિફના ચરણમાં તમારૂં—"

"હા. હા. મારૂં સર તેના કદમમાં ઝુકાવવામાં મને લગારે નાનમ નથી કારણઃ

"સર જાઉં માગું નહીં, અપને તનકે કાજ
પરમારથકે કારને, માગું ન રાખું લાજ!"

દિવ્યકુમાર તેના તરફ અજાયબીથી જોઇ રહ્યો. અબ્દુલહાફિઝે આગળ ચલાવ્યું: "જો મારી કોઇપણ જાતની સમજાવટથી બે આશક-માશુક એક થઇ શકતાં હોય તો મારૂં જીવતર ધન્ય થયું એમ હું માનીશ અને તેથી તમને અરજ કરવાની કે, એ આસામીનું મને નામ આપો."

"પણ એ નહીં માને તો?"

"નહીં શું માને? હરકોઇ ઉપાયે હું તેને મનાવીશ."

"વારૂ. તે કદાચ માની જાય એમ ધારી લ્યો; પણ કન્યાનાં માબાપની આડખીલી શી રીતે દૂર થશે?"

"તે લોકો પાસે પણ હું જઇશ. દોસ્ત, તમારી આવી હાલત જોઇને તો એક કસાઇ જેવા કઠોર દિલના આદમીને પણ રહમ ઉપજવી જોઇએ. તેનાં માબાપ કદાપિ તેવા દિલનાં હશે તોપણ હું તેમનામાં રહમ ઉપજાવીશ. મને નામ આપોને? પછી બીજી વાત."

નામ આપવું કે નહીં, એ પ્રશ્નની ગુંચવણ ઉકેલવામાં દિવ્ય-કુમાર ગુંથાયો. એટલામાં લૉંચના કેબિનમાંથી ત્રણ ચાર યુવકો ત્યાં દોડી આવ્યા અને અબ્દુલ હાફિઝને કહેવા લાગ્યા, "અરે, યાર, તમે અહીં કમારના શું કરો છો? ચાલો અંદર. અમારે એક બાબત-માં કજિયો થયો છે. તમે અમારા લવાદ થાઓ અને નિર્ણય આપો."

અબ્દુલ હાફિઝ તેઓને જવાબ આપવા જતો હતો પણ તેઓ તેનું કહેવું સાંભળ્યા વિના જ તેને ધસડીને-ઉંચકીને-તુતક ઉપરથી લઇ ગયા.

યજમાનરાજને સૌનાં મન ખુશ કરવાં રહ્યાં એટલે આ હઠીલા યુવકો આગળ તેનું કાંઇ ચાલ્યું નહીં અને તેઓની બાબતમાં કમને પણ તેને ધ્યાન આપવું પડયું.

દિવ્યકુમાર એકલો પડયો. અબ્દુલ હાફિઝે તેને પોતાના હરિફ-નું નામ આપવા કહ્યું હતું. તે વિચારવા લાગ્યોઃ "એ નંદકિશોરનું

નામ હું તેને આપું પણ નંદકિશોર જેવો કપટી તેનું માને ખરો? નહીં. તે તેને છેતર્યા વિના રહેજ નહીં. મોઢેથી હા કહે પણ અંદર-ખાનેથી કાંઇક જૂદીજ દોરીઓ તે જરૂર ખેંચે. મને જ તેણે કેવા ઉત્તર દીધા હતા? મારા અને જ્યોતિના પ્રેમની વાત તે જાણે છે; કાકાની સંપત્તિ મેં જ્યોતિને ખાતર તજી દીધી છે એ વાતથી તે વાકેફ છે; એમ છતાં પણ તેણે ખટપટ કરીને જ્યોતિ સાથે પોતાનાં લગ્ન કરવાનું નક્કી કર્યું અને મારી આગળ 'ઉલ્ટો ચોર કોટવાળને દંડે' તેમ કહેવા લાગ્યો કે: "એમ કરવામાં મેં કાંઇ તારો કે આર્યરૂઢિનો ગુન્હો કર્યો નથી!" અરેરે! આ કઠણ હૃદયના માણસ-ને શું કહેવું? શું મારો ગુન્હો તેણે કર્યો નથી? મિત્રની પ્રેમિકા પર તરાપ મારવી, એ શું મિત્રદ્રોહ નથી? પણ...હું ભૂલ્યો તે ક્યાં મારો સાચો મિત્ર છે? અનેક તાલીમિત્રો જેવો તે એક, મારૂં દિલ દૂભાય કે નહીં, તેની પરવા ક્યાંથી રાખી શકે? હા! જગત્ પરથી જો વૈરાગ્ય આવે તો આવાઓને લીધે જ આવે! પ્રભો! મારૂં શું થશે?—"

તે ઉંચે આકાશ તરફ જોઇ રહ્યો. જાણે ચન્દ્ર તેનાં દુઃખની પરવા ન કરતાં તિરસ્કારથી હાસ્ય કરી રહ્યો હોય, એમ તેને લાગ્યું. તે બોલ્યો: "શું નિશાકર મારૂં હાસ્ય કરે છે? અરે! ભૂંડા! તને ગુરૂપત્નીના પ્રેમની ખબર છે, એમ છતાં પણ તું મારૂં હાસ્ય કરે છે? તારી ફજેતી થવાથી તું અન્યની પણ ફજેતી કરાવવા તલપે છે? ક્રૂર! ક્રૂર! મારા સામું ન જો. મારૂં હૃદય તું નહીં પિછાની શકે. ઘડીભર તે ચીરીને જો તો ખરો કે તેમાં કોની મૂર્તિ વિરાજે છે? એ મૂર્તિ સિવાય આ હૃદયમાં કોઇનું સ્થાન નથી. હૃદય શું, અંગેઅંગમાં, રોમેરોમમાં, અણુંઅણુંમાં તેજ મૂર્ત્તિ–જ્યોતિની મૂર્ત્તિ વિરાજિત છે!—પણ અહો! આ શું? જ્યોતિ! જ્યોતિ! તું આકાશમાં ચન્દ્રની જગ્યાએ ક્યાંથી? શું સમસ્ત જગત્ પર તું પ્રકાશ પાડે છે? મારા હૃદયમાં–બહાર–જ્યાં જોઉં ત્યાં તુંજ છે, એમાં તો શક નથી...ઓ...હો! ઉતરી! ઉતરી! પ્રથમ ચન્દ્રવદન એકલું દેખાડયું–હવે તારૂં આખું શરીર!—અને તું? નીચે ઉતરે છે? – હસતી, મલપતી, સાન કરતી...શું મને બોલાવે છે?...આવું? તારી સમિપે? ...હા, ગિરિ, ગુફાઓ, મહાસાગરો–સર્વ ઉલ્લંઘીને હું તારી પાસેજ આવીશ. આપણે બે અનન્ત સુખોમાં મ્હાલીશું. જગત્ જોશે કે, હું દિવ્ય અને તું જ્યોતિ–એ બે એકઠાં થતાં દિવ્યજ્યોતિ પ્રકટશે!

...સમિપે? મારી સામેજ!...આ હું શું જાઉં છું? શેષશાયી ભગવાન્ વિષ્ણુની પેઠે તું મહાસાગરનાં તરંગોમાં સિંહાસને વિરાજિત! શું તારી નિકટમાં મારૂં આસન ખાલી છે? મને સાન કરે છે! બોલાવે છે? લે, હું આવ્યો...મને બીજા કોઇની પરવા નથી..મને બીજું કાંઈ જ જોઇતું નથી......તું...તું અને તું જ......પ્રિયે! આ આવ્યો!—"

આ શબ્દો સમેત તે સાગરનાં જળમાં ટગરટગર જોતો લૉંચના કઠેરા ઉપર ચઢયો...અર્ધો બહાર અને અર્ધો અંદર રહીને તે કહેવા લાગ્યો: "શું તું મને જ—એકલાને જ—ચાહે છે? અહા! મારૂં ભાગ્ય ખુલ્યું!...બસ...હવે નવેનિધિ અને અષ્ટમાસિદ્ધિ મળ્યાં! પ્રિયે ખરૂં છે કે "સોઽહં સોઽહં" તું રટે અને સોઽહં સોઽહં હું રટું, એ સુભાગી દિન કયાંથી?...આવ, આપણે ભેટીએ..." આટલું કહેતાં કહેતાં તો તેણે લૉંચનો કઠેરો, હાથથી મૂકી દીધો અને દરિયાના પાણીમાં ઝંપલાવ્યું!

લૉંચના કેબિનમાંથી તે વખતે મોટો શોરબકોર થયો: "થ્રી ચીઅર્સ ફોર મિ. હાફિઝ, હિપ હિપ્ હુર્રે!"

શોરબકોર શમી ગયો. તુતક પર આ વખતે કોઇ ન હતું. લૉંચ સડસડાટ ચાલી જતી હતી. દિવ્યકુમારે પાણીમાં ભૂસકો માર્યો, તે વખતે તેને કોઇએ જોયો નહતો. કેબિનમાંના શોરબકોરમાં કદાચ પાણીમાંનો ધબકારો કોઇએ સાંભળ્યો નહીં હોય! ત્યારે શું દિવ્યકુમાર ડુબી ગયો? શું તેને કોઇએ બચાવ્યો નહીં? દિવ્યકુમારનું શું થયું?

---

## પરિચ્છેદ ૧૨.

### આઘાતપરંપરા!

દિવ્યકુમારે જે વખતે દરિયામાં ભૂસકો માર્યો તે વખતે લૉંચના કેબિનમાંથી જે શોરબકોર થયો હતો તે મિ. અબ્દુલ હાફિઝની લેવાયલી સલામતિનો શોરબકોર હતો. ગત પરિચ્છેદમાં આપણે જોયું છે કે, તેને તુતક ઉપરથી તેના મિત્રો લગભગ ઉંચકીને કેબિનમાં લઇ ગયા હતા. અંદર લઇ જવા બાદ એક યુવકે પ્રશ્ન કર્યો: "મિ. હાફિઝ. અમારામાં ટંટો ઉભો થયો છે કે, તમારી ૨૩મી સાલગ્રેહ કે ૨૪ મી? એક પક્ષ કહે છે કે ૨૩ મી અને બીજો પક્ષ કહે છે કે ૨૪ મી."

હાફિઝે કહ્યું: "એટલા માટેજ તમે મને અહીં ઘસડી લાવ્યા ? મને ૨૩ વર્ષ પૂરાં થઇને આજ ૨૪ મું વર્ષ બેઠું છે."

આ સાંભળીને કેટલાક બોલી ઉઠયા: "ગ્રેટસ ઇટ્ ! અમે ૨૩ મી કહી તે બરાબર છે—"

બીજા કેટલાક બોલ્યા: "નહીં. નવા વર્ષ માટેજ ઉત્સવ ગણાય. અમારૂં કહેવું જ સાચું છે."

એક જણે કહ્યું: "ભાઇઓ, રકઝક છોડી દો. મિ. હાફિઝની ૨૩–૨૪ મી સાલગ્રેહ માટે આપણે આજ એકઠા થયા છીએ, એમ કહેવામાં હરકત નથી."

બીજાએ કહ્યું: "નહીં. એમ કાંઇ અધકચરૂં સમાધાન ના ચાલે. કાંતો ૨૩ મી માટે કહો કે કાંતો ૨૪ મી માટે કહો."

આ પ્રમાણે ખૂબ સવાલ જવાબ બન્ને પક્ષોએ કેટલીક વાર સુધી કર્યા પછી એક યુવકે કહ્યું: "મહેરબાની કરીને વાદવિવાદ છોડો. આપણે એટલુંજ કહીશું કે, મિ. અબ્દુલ હાફિઝને સાલ મુબારક ઇચ્છવા આજે આપણે એકઠા થયા છીએ. બોલો, "થ્રી ચીઅર્સ ફોર મિ. હાફિઝ, હિપ્ હિપ્ હુર્રેરે."

સૌએ એકે અવાજે એ હર્ષનિનાદ ઝીલી લીધો. એજ વખતે હાફિઝનું ધ્યાન યુવકોના ચ્હેરાઓ તરફ ગયું અને તે બોલ્યો: "અરે, પણ મિ. દિવ્યકુમાર કેમ અહીં જણાતા નથી ? મારી સાથે તેઓ તુતક ઉપર હતા. ત્યાંથી તમે તેમને પણ અહીં લાવ્યા નથી ? ચાલો, એમને બોલાવી લાવીએ."

આમ કહીને તે ધસારાબંધ કેબિનમાંથી નીકળીને તુતક ઉપર આવ્યો. તેની પાછળ બે ચાર યુવકો આવ્યા. જ્યાં પ્રથમ દિવ્યકુમાર ઉભો હતો ત્યાં જોતાં તે નજરે પડયો નહીં. તે બીજે ક્યાંક ઉભો હશે, એમ ધારીને બીજે સ્થળે તપાસ કરવામાં આવી. પણ તે દેખાયો નહીં !

"અરે, હમણાંજ અહીં તેઓ ઉભા હતા અને ગયા ક્યાં ?"

"કેબિનમાં હશે" એક યુવકે કહ્યું.

અહીં તહીં, કેબિનમાં, તેમજ લૉંચના બધા ભાગોમાં તપાસ કરવામાં આવી પરંતુ તે જડયો નહીં.

હવે અબ્દુલ હાફિઝનો ચહેરો ફિક્કો બની ગયો. તે ગળગળા સાદે બોલ્યો: "દોસ્તો, કાંઇ ગમગીન બનાવ બન્યો હોય એવી શંકા મને ઉપજે છે."

એક જણે કહ્યું: "પણ તેઓ આપણી સાથે આવ્યા હતા ખરા?"

હાફિઝે જવાબ દીધો: "હા. હા. મેંજ તેમની સાથે અહીં વાતચિત કરેલી છે ને? મિ. નંદકિશોર સાથે તેઓ આવ્યા હતા એમાં તો શંકાજ નથી."

નંદકિશોરે કહ્યું: "હા હુંજ તેને અહીં લાવ્યો હતો. પણ તે આપણી સાથે આનંદમાં ભાગ લે છે કે નહીં, એ બાબતમાં મેં ધ્યાન આપ્યું નહોતું."

ઉદાસ ચહેરાથી હાફિઝે કહ્યું: "ભાઇઓ, મિ. દિવ્યકુમાર ખૂબ ગમગીનીમાં હતા, એની મને ખાત્રી છે. મારી હસ્તી માટે જેટલી મને ખાત્રી છે, તેટલીજ ખાત્રી તેઓની સાથે મેં લૉંચના તુતક ઉપર વાતચિત કર્યાની છે. આપણે આપણી ગમ્મતમાં પડયા એ ખૂરૂં થયું છે. લૉંચ એકદમ ઉભી રખાવો. કદાચ તેઓએ દરિયામાં પડતું મૂકયું હશે તો? નક્કી એમજ થયું હશે. અહીં નથી એટલે તેમણે દરિયામાં ભૂસ્કો માર્યો હોય એમાં લગારે શંકા નથી."

ચારે પાસ આ ઉદ્‌ગારો સાંભળીને ખેદ પ્રસરી રહ્યો. સૌનાં મોઢાં વ્હીલાં પડી ગયાં. આ આનંદપ્રસંગમાં આ ગમગીની ઉત્પન્ન થવાથી સૌને ખરાબ લાગ્યું. લૉંચ ઉભી રાખવામાં આવી. જ્યાં દિવ્ય-કુમાર ઉભો હતો ત્યાંથી તે દરિયામાં કુદી પડયો હોય એવાં કાંઇ ચિહ્ન જણાયાં નહીં. તેનો એકાદ રૂમાલ કે કપડાનો એકાદ ફાટેલો કકડો કે એવી કાંઇ બીજી નિશાની એ સ્થળે પડેલી નહતી. તે લૉંચમાં નથી એટલે તેણે દરિયામાંજ ઝંપલાવ્યું છે એમાં તો લગારે શંકા નથી, એમ હાફિઝ વારંવાર કહેવા લાગ્યો અને કલ્પાંત કરવા લાગ્યો: "દુનિયા મને શું કહેશે? આપણા જેવા સ્વાર્થીઓ પર દુનિયા લ્યાનત વરસાવશે! આપણે આનંદમાં મશગુલ રહ્યા અને એ દુર્ભાગી, દુ:ખી જીવની લેશપણ દરકાર ન રાખી! એક નજીવી તકરારને સારૂ તમે મને કેબિનમાં ઉઠાવી ગયા? તમે તમારા સ્વાર્થમાં ભળ્યા પણ મારી તો આ બનાવથી આબરૂ જશે! લ્યાનત! લ્યાનત હોજો આપણા સ્વાર્થ ઉપર!—આપણી મોજશોખો ઉપર!"

લૉંચના કામદારોએ આ વખતે દરિયામાં ઉતરવાની તૈયારીઓ શરૂ કરી દીધી. તેઓએ હાફિઝના કહેવા ઉપરથી ગણત્રી કરી કે ૦ા કલાક ઉપર તેઓ બન્ને વાતચિત કરતા હતા. તે પછી દિવ્ય-કુમાર એકલો પડતાં કદાચ દરિયામાં પડયો હોય. લૉંચ તે દરમ્યાન

પૂરપાટ જતી હતી એટલે લગભગ એ અઢી માઈલ ગઈ હશે જેથી એટલા વિસ્તારમાં તપાસ ચલાવવી જોઇએ. આ કામ મુશ્કેલ હતું. લૉંચપર કામદારો પાંચ જ હતા અને એ—અઢી માઇલના વિસ્તાર માં દરિયો ખૂંદવો એ કામ માટે ઘણાં માણસો જોઇએ. કામદારોએ લોંચના એંજીનમાંથી ભયની સિસોટીઓ ઉપરાઉપરી વગાડવા માંડી. તરતજ બંદર ઉપરની સરકારી માણસોની લોંચે સામો જવાબ વાળ્યો. સરકારી માણસો હમણાંજ આવી પહોંચશે અને તપાસ ચાલુ કરી દઈશું, એવું આશ્વાસન લોંચના ઉપરી કામદારે પોતાના માલિકને આપ્યું પણ તે તો અધીરોજ થઇ ગયો હતો. તેની ગમગીની અપાર હતી. પોતાના બાલ પીંખતો અને ખૂબ કલ્પાંતના ઉદ્દગાર કાઢતો તે આજના દિવસને અશુભ દિવસ માનવા લાગ્યો; અને કોઇનું પણ કહેવું લક્ષમાં ન લેતાં "બસ, તેને શોધી કાઢો. ચાહે તે ખર્ચ થાય તેની ફિકર નહીં. ચાહે તેટલાં માણસો કામે લગાડવામાં આવે તેની ચિન્તા નહીં; પણ તેને શોધીજ કાઢો." એમ તે કહેવા લાગ્યો.

નંદકિશોરને પ્રથમ તો કાંઇ ખાસ દરકારની લાગણી ઉત્પન્ન થઇ નહતી; પણ હાફિઝના હૃદયભેદક કલ્પાંતે તેના દિલને પણ ડગમગાવ્યું. તેણે કહ્યું: "દિવ્યકુમારના મનની હાલત હમણાં હમણાં ઘણીજ ખરાબ હોવાથી હું પણ માનું છું કે નક્કી તેણે ચિત્તભ્રમમાં આપઘાત કર્યો હશે. તેના જીવનપ્રસંગોથી હું માહિત છું; કેમકે હું તેની રૂમનો સાથી છું."

હાફિઝે કહ્યું: "બસ. મારા કહેવાને સાબિતી મળી ચૂકી. મિ. નંદકિશોર, તમે મારી પાસેજ રહો. આ તપાસ પૂરી થાય અને મિ. દિવ્યકુમાર મળે તો તો ઘણું સારૂં થાય પણ જો નહીં મળે તો મને તમારી મદદ અને સલાહ જોઇશે."

લૉંચ પાછી ફેરવવામાં આવી; અને બે કામદારોને દોરડાં બાંધીને નીચે ઉતારવામાં આવ્યા. દોરડાં ઝાલવામાં વિદ્યાર્થીઓ પણ મદદ કરી રહ્યા. થોડીકવારમાં સરકારી માણસોની લૉંચ આવી પહોંચી. તેઓને આ બનાવથી વાકેફ કરવામાં આવ્યા સરકારી માણસોની સંખ્યા લગભગ ડઝનેકની હતી. તેઓમાંના ચાર માણસોને પુરતાં સાધનો સાથે દરિયામાં ઉતારવામાં આવ્યા. તપાસનું કામ ચાલુ થયું. જે સ્થળેથી આ બનાવની ખબર પડી તે સ્થળેથી લૉંચ પાછી ફેરવીને અઢી માઇલના વિસ્તારમાં આ તપાસ ચલાવવા માંડી. દરમ્યાન હાફિઝની લૉંચમાંના યુવકો હવેરા બનીને એક બીજાનાં મ્હોં સામું

જોઇ રહ્યા. સર્વના હૃદયમાં એક સરખી ગમગીની હતી. આવા બનાવથી કોને ખેદ ન ઉપજે? હૃદયવિદારક પ્રસંગોમાં જ્યાં જ્યાં મૃત્યુ થાય છે ત્યાં ત્યાં તટસ્થ માણસોના દિલમાં પણ ગમગીની પ્રસરી રહે છે. પરંતુ અહીં તો કૉલેજના એક સાથીએ આપઘાત કર્યો હતો અને જે વખતે સર્વે ખુશાલીમાં મસ્ત હતા તે વખતે આ બનાવ બન્યો હતો તેથી વિદ્યાર્થીઓની ગમગીનીમાં વધારો થયો હતો.

લગભગ બે કલાક સુધી તપાસ કરવામાં આવી. બાહોશ તરનારાઓ અને પાણીમાં બચાવનાં કામોમાં પ્રવીણતા મેળવેલાઓ દરિયામાં ઉતર્યા હતા; પરંતુ હા! બધી મહેનત ફોકટ ગઇ! બંદરથી થોડેક નજદિક તેઓ પહોંચ્યા ત્યાં સુધી માણસોએ બારિક તપાસ કરી; પરંતુ દિવ્યકુમારની લાશનો પત્તો લાગ્યો નહીં! જ્યારે નિરાશાનું પરિણામ જાહેર કરવામાં આવ્યુ ત્યારે હાફિઝના હૃદય ઉપર આઘાત થયો. તે બેશુદ્ધ બની ગયો. વિદ્યાર્થીઓએ તેની સારવાર કરી અને તેને આશ્વાસન આપ્યું. સરકારી અમલદારોએ પૂછપરછ કરીને પોતાની ચોપડીમાં આ બનાવની નોંધ કરી લીધી; અને લૉંચ બંદરને કિનારે આવી પહોંચી.

એ વખતે રાત્રિના લગભગ રહાડાબાર થયા હતા તોપણ વાયુ વેગે પ્રસરી ગયેલી આ હોનારતની બિનાને લીધે લોકોનાં ટોળાં બંદરે એકઠાં થયાં હતાં. લોકોને પણ જ્યારે ખબર પડી કે, દરિયામાં પડેલા યુવકનો પત્તો લાગ્યો નથી ત્યારે તેઓને પણ ગ્લાનિ થઇ. કોઇક કાંઇક કહેવા લાગ્યા અને કોઇક કાંઇક અભિપ્રાય આપવા લાગ્યા.

હાફિઝ બંદરને કિનારે આવ્યો ત્યારે જરાક સ્વસ્થ થયો હતો. નંદકિશોર તેની સમિપજ રહ્યો હતો. તેને હાફિઝે પૂછ્યું. "મરનારનાં કુટુંબીઓ ક્યાં રહે છે? મિ. નંદકિશોર, આપણી પહેલી ફરજ એ છે કે, આપણે એ લોકોને આ સમાચારથી વાકેફ કરવા. આપણા ઉપર નૈતિક જોખમદારી ઓછી નથી. અરેરે! મારો એ દુઃખી બિરાદર, મારી મદદની ઇન્તેજારી છતાં પણ મારા હાથમાંજ જાણે ગુજરી ગયો હોય, એવું મને દુઃખ થાય છે."

નંદકિશોરે કહ્યુંઃ "મિ. હાફિઝ, મજબુત મન રાખો. મિ. દિવ્યકુમારના કાકા બૅરોનેટ મધુસુદનરાય મલાડમાં રહે છે. જો તેમને ખબર આપવી ઉચિત લાગતી હોય તો તમે કહો તેમ કરીએ. લોકલ તો અત્યારે મળી શકે તેમ નથી."

"આપણે મોટરમાં જઇશું. પણ અત્યારે જવુંજ જોઇએ, એમાં તો સંદેહ નથી." બીજા યુવકો તરફ ફરીને હાફિઝે કહ્યું: "ભાઇઓ, આપણી મિજલસ અહીં વિખરાય છે. આપણે સફર શરૂ કરી ત્યારે હસ્તા ચહેરાઓથી કરી હતી પણ સફર પૂરી થતાં આપણાં હૃદય ચીરાઇ જાય એવી હોનારતથી ગમગીન ચહેરે આપણે પાછા ફર્યા છીએ. જેવી માલિકની મરજી! બિરાદરો, તમે સૌ તમારે ઘેર જાઓ. હું અને મિ. નંદકિશોર મોટરમાં મલાડ જઇશું."

નંદકિશોર પોતાની સાથે આવવા રાજી છે કે નહીં તેની પૂછપરછ કે પરવા કર્યા વિના, હાફિઝ તેનો હાથ ઝાલીને લોકોની ગીર્દીમાંથી બહાર પડયો; અને સરિયામ રસ્તાપર જઇને એક મોટર ભાડે કરીને મલાડને પંથે તે મોટર હંકારાવી.

માર્ગમાં તેણે નંદકિશોરને અનેક પ્રશ્નો કરીને દિવ્યકુમારના કુટુંબની હકિકત પૂછી લીધી; દિવ્યકુમારના સ્વભાવ વિષે અને તેના જીવન વિષે પણ પ્રશ્નો કર્યા. નંદકિશોરે મરનારને તરંગી સ્વભાવનો અને અવ્યાવહારિક જણાવ્યો. જ્યોતિની બાબતમાં મરનાર હઠિલાઇથી પોતાનો કક્કો ખરો કરવા મથતો હતો અને જ્યોતિનાં માબાપ તેની વિરૂદ્ધ હતાં છતાં પણ તે તેની આશા છોડતો નહોતો એમ તેણે જણાવ્યું. હાફિઝે આ ઉપરથી કહ્યું: "મિ. નંદકિશોર, મારે કહેવું જોઇએ કે, તમે તમારા મરનાર સાથીને તરંગી અને બિનવહેવારૂ કહીને અન્યાય કરો છો. એમણે મને જે હકિકત કહી હતી તે ઉપરથી મને લાગે છે કે, તેઓ તરંગી નહતા. તેમનો પ્રેમ અસ્થાને નહતો. તેમના પ્રેમનો જવાબ પણ તેમની પ્રિયા તરફથી દિલસોજીભરેલો મળેલો હતો. હવે તો એ બાબતની ચર્ચા નકામી છે; પણ તેમના પ્રેમમાં કાંટા રૂપ તેમનો કોઇ ઓળખીતો થઇ પડયો હતો, એમ તેમનું કહેવું હતું. કોઇક માણસ રૂ. ૨૦ હઝાર આપીને તેમની ઇચ્છિત સ્ત્રીને પરણી જનાર છે, એમ તેમણે મને કહ્યું હતું. એ માણસ કોણ છે, એની તમને ખબર છે?"

નંદકિશોરના ગળામાં આ વખતે ઘોઘરી બાઝી. જરાક ખુંખારો કરીને તે બોલ્યો: "ના. હું એ વિષે કાંઇ જાણતો નથી."

હાફિઝ: "મેં એ માણસનું નામ મરનાર પાસે માગ્યું હતું. તેઓ તે નામ કહેવાની તૈયારીમાં હતા ત્યાં તો આપણા મસ્તીખોર દોસ્તો મને કેબિનમાં ખેંચી ગયા. જો મને એ માણસનું નામ મળ્યું હોત તો હું તેને સમજાવવા જવાનો હતો. જરૂર પડત તો તેને

રૂપીઆ આપીને પણ આ બાબતમાંથી હાથ ઉઠાવવા સમજાવવાનો હતો; પણ હવે એ નકામું છે. પાક પરવરદિગારની મરજી મારી કોશિષોની તરફેણમાં નહીં હોય! જેવું કિસ્મત!"

નંદકિશોરઃ "હાસ્તો. હું કે તમે હવે આમાં વિશેષ શું કરી શકીએ તેમ છીએ?"

તેઓ બીજી પ્રકીર્ણ વાતચિત કરવા લાગ્યા અને એટલામાં મધુસૂદનરાયનો બંગલો આવી પહોંચ્યો.

નંદકિશોર કિંવા અબ્દુલ હાફિઝને મધુસૂદનરાયનો બંગલો મલાડમાં કયાં આવેલો છે, તેની ખબર ન હતી; પરંતુ જે ભાડુતી મોટરમાં તેઓ આવ્યા હતા તેના હાંકનારને એ બંગલાની ખબર હતી; કારણ કે, અગાઉ ઘણીવાર બેરોનેટ સાહેબના કેટલાક મહેમાનોને અથવા મુંબાઇથી મળવા આવનારાઓને તે અહીં લાવ્યો હતો. બંગલાના દરવાજા આગળ મોટર ઉભી રાખીને હાંકનારે મોટરનું ભૂંગળું બે ત્રણવાર વગાડયું; એટલે દરવાજા પાસેની ઓરડીમાંથી ફાનસ લઇને માળી બહાર નીકળ્યો; અને બોલ્યોઃ "કોનું કામ છે?"

મોટર હાંકનારે કહ્યુંઃ "બેરોનેટ સાહેબનું કામ છે."

"વાહ! આટલી મોડી રાત્રે કાંઇ શેઠ સાહેબ મળે ખરા? સહવારે આવજો."

અબ્દુલ હાફિઝ અને નંદકિશોર મોટરમાંથી નીચે ઉતર્યા અને દરવાજા પાસે ગયા. અબ્દુલ હાફિઝે માળીને કહ્યુંઃ "ભલા માણસ, એક બહુજ ગમગીન સમાચાર બેરોનેટ સાહેબને કહેવા સારૂ અમે આવેલા છીએ. એ સમાચાર સાંભળવાની તારી હિમ્મત હોય તો હું તને કહું અને તે સાંભળ્યા બાદ આટલી મોડી રાત્રે અહીં આવવામાં અમે વાજબી કામ કર્યું છે કે નહીં, તે તુંજ વિચારી જોજે."

અબ્દુલ હાફિઝની નમ્ર વાણી, તેનો અમીરી પોષાક અને 'બહુજ ગમગીની ભરેલા સમાચાર' એ વાક્ય સાંભળીને માળીએ કહ્યુંઃ "સાહેબ, શા સમાચાર છે, એ કહો તો બરાબર સમજ પડે."

"બેરોનેટના સાહેબના ભત્રીજા દિવ્યકુમાર દરિયામાં ડૂબી ગયા છે."

"હેં?! શું કહો છો, બાપજી! અમારા કુમારભાઇ ડૂબી ગયા?" માળી આશ્ચર્ય સહિત એવો ગભરાઇ ગયો કે, ઉપલું વાક્ય બોલતાં

બોલતાં તેના હાથમાંથી ફાનસ પડી ગયું. "બાપજી! આ વાત ખરી છે?"

"ખુદાના કસમ જો આ વાત ખોટી હોય તો! ભાઇ, ગભરાયે કાંઇ વળશે નહીં. ફાનસ હાથમાં લઇ લે. જો, તેમાંથી ભડકા થવા માંડયા." અબ્દુલ હાફિઝે કહ્યું.

માળીએ ફાનસ પાછું ઉઠાવી લીધું. તેની ચીમની ભાંગી ગઇ હતી. ધાસતેલના રેલા ફાનસના નીચેના ભાગની આસપાસ ફરી વળ્યાથી તે ભાગ સળગતો હતો. માળીએ તેના ઉપર ધુળ નાંખી દીધી અને પોતાની ઓરડીમાં તે પાછું લઇ જઇને બીજું ફાનસ સળગાવી લાગ્યો. તેણે કહ્યું:"ગોપાળદાસ કાકાને હું જગાડી લાવું છું."

તે બંગલાના ચોગાનમાં થઇને અંદરના ભાગમાં ગયો. થોડી-કજ વારમાં નોકરો જેવા જણાતા ત્રણ માણસો અને એક વૃદ્ધ ગૃહસ્થ સાથે તે પાછો ફર્યો. વૃદ્ધ ગૃહસ્થે દરવાજાની અંદરથી પુછયું: "સાહેબો, માળીને ખબર આપનાર આપ જ છો કે? હું બેરોનેટ સાહેબનો મુનિમ છું."

અબ્દુલ હાફિઝે કહ્યું: "મુંબાઇના વેપારી સર રસુલ હાફિઝનું નામ તમે સાંભળ્યું હશે. હું તેમનો પુત્ર થાઉં છું. આજ મારી સાલગ્રેહ હોવાથી દરિયાની સહેલગાહે મારા કેટલાક મિત્રો સાથે હું ગયો હતો. દિવ્યકુમાર અમારી સાથે હતા; અને એ સહેલગાહ દરમ્યાન અમારી અજાણમાં તેમણે દરિયામાં પડીને આપઘાત કર્યો."

વૃદ્ધ મુનિમે કહ્યું: "બહુ ખોટું થયું, અંદર પધારો. શેઠ સાહેબને આ વાત અત્યારે કહેવીજ પડશે."

માળીએ દરવાજો ઉઘાડયો. મોટર હાંકનારે પૂછયું: "સાહેબ, હું જાઉં?"

અબ્દુલ હાફિઝે કહ્યું: "નહીં. અમારે પાછા જવાનું છે."

તેઓ બંગલામાં પેઠા. મુનિમે પૂછયું: "સાહેબ, આપની અજાણમાં આ બનાવ કેવી રીતે બન્યો?"

અબ્દુલ હાફિઝે અથેતિ સર્વ વિગત મુનિમને કહી સંભળાવી. આ વાત સાંભળી રહ્યા પછી મુનિમે પોતાના ધોતીઆના છેડાથી આંખો લ્હોઇ અને ગળગળે સાદે કહ્યું: "સાહેબ, આ કુટુંબનો હીરો ગયો! અરેરે, કુમારભાઇને આ શું સુઝયું? એમના જેવા લાખ રૂપીઆના માણસની જોડ મળવી મુશ્કેલ છે. ઘોડીઆમાંથી

મેં તેમને રમાડેલા હતા. મને તો શું; પણ આ નોકરોમાંથી કોઇનેયે કદી ઉંચા સ્વરે તેમણે હૂંકાર સરખો કર્યો નહતો. અરે પ્રભુ ! આવા દેવ જેવા જુવાનનું આવું મોત!"

"મિ. ગોપાળદાસ, મને એમનો પરિચય આજ પહેલાં બહુ નહોતો" અબ્દુલ હાફિઝે કહ્યું: "પણ મરતા પહેલાં ાા કલાક અગાઉજ તેમણે મારી સાથે જે વાતચિત કરી તે ઉપરથી મારી તેમના તરફ દિલસોજી થઇ. તમે કહો છો તેવાજ ઉત્તમ સ્વભાવના તેઓ હોવા જોઇએ, એવી મને ખાત્રી થઇ ચૂકી હતી અને તેથીજ આટલી મોડી રાત્રે પણ આ સમાચાર તેમના વડીલને કહેવા માટે હું આવ્યો છું. છેલ્લા થોડાક વખતથી કાકા ભત્રીજા વચ્ચે ઉંચા મન થયાં હતાં એમ મેં તેમના મુખેથી સાંભળ્યું હતું પરંતુ મોતના સમાચારથી તેમના કાકાને દુઃખ થશેજ, એમ હું માનું છું."

"સાહેબ," ગોપાળદાસે કહ્યું: "દુઃખ કેમ ન થાય? બેરોનેટ સાહેબને આ સમાચાર હું કહીશ તે વખતે ધરતી ઉથલપાથલ થઇ જશે, એમ કહું તો ચાલે. ચાહે તેવા તેઓ સાહેબ કડક છે; પણ તેમનું દિલ અંદરખાનેથી એવું કુંમળું છે કે તે બે વચ્ચે ઉંચાં મન થયા પછી કુમારભાઇની ઝંખના તેઓ સાહેબ કરતા રહ્યા છે. કાંઇ નહીં તો હઝારવાર તેઓ સાહેબે મને કુમારભાઇ માટે આજ સુધીમાં સવાલો કરેલા હશે. આજે જ સુતા પહેલા રહાડા દશ વાગે તેઓ સાહેબે મને પૂછ્યું હતું કે, 'મુનિમ! કુમાર આફ્રિકા જવા ઉપડી ગયો કે?' મને ખબર મળી હતી કે, તેઓ કાલે જવાના હતા તેથી મેં તે મુજબ જવાબ દીધો હતો. આવી તો ઝંખના અમારા શેઠ સાહેબે કેટલીયે વાર કરેલી છે. પણ અરેરે! હવે એમને હું કયે મોઢે આ વાત કહી શકીશ? સાહેબો, શું કરવું એની મને સમજણ પડતી નથી. અચાનક આ ખબર આપું અને એ બિચારા શેઠના હૃદય ઉપર આઘાત થાય તો કાંઇ નવી આફત ઉભી થવાનો ભય છે. આથી મારી મુંઝવણ વધે છે."

અબ્દુલ હાફિઝે કહ્યું: "અમારે શેઠ સાહેબ સાથે કાંઇ પરિચય નથી. એટલે તમારેજ તે ખબર ધીમે રહીને તેમના સ્વભાવને અનુકૂળ રીતે તેમને કહેવી જોઇએ."

મુનિમ થોડોક વખત વિચારમાં પડી ગયો. પછી બોલ્યો: "તમારૂં કહેવું ખરૂં છે. તમો બન્ને અહીં બેસો. હું પ્રથમ શેઠ

સાહેબનાં બ્હેનને ખબર કરૂં છું અને તે પછી વિચાર કરીને કેવી રીતે કામ કરવું તે નક્કી કરૂં છું."

આમ કહીને મુનિમ બંગલાના અંદરના ભાગમાં ગયો અને અબ્દુલ હાફિઝ તથા નંદકિશોર દિવાનખાનામાં બેઠા. નોકરો દિવાનખાનાના બારણા આગળજ ઉભા રહીને માંહોમાંહે ધીમેથી વાતચિત કરતા રહ્યા.

આશરે ૦। કલાક બાદ મુનિમ દિવાનખાનામાં પાછો આવ્યો. તેણે કહ્યું: "સાહેબો, શેઠ સાહેબને જગાડીને આ વાત અમે કહી છે. તેમનાં બહેને જ એ ખબર કહેવાનું કામ માથે લીધું એટલે એ વિષેની મારી મુંઝવણ ટળી ગઇ છે. તમે હવે શેઠ સાહેબની પાસે ચાલો. તેઓ તમારા મ્હોંથી જ આ બનાવની વિગત સાંભળવા માગે છે."

મુનિમે પહેલાં અબ્દુલ હાફિઝને કહ્યું હતું કે, આ ખબર બૅરોનેટ સાહેબ સાંભળશે એટલે કદાચ ધરતી ઉથલપાથલ થઇ જશે. અબ્દુલ હાફિઝને તે સાંભળ્યા પછી ખૂબ ચિન્તા થતી હતી કે, વખતે આ સમાચાર સાંભળીને મરનારના કાકાનું હૃદય ધાસ્તીથી એકાએક બંધ પડી જશે તો પોતાને માથે વળી વધુ કાળી ટીલી આવશે; પરંતુ મુનિમે પાછા ફરીને જ્યારે કહ્યું કે, 'તેઓ તમારા મ્હોંથી જ આ બનાવની વિગત સાંભળવા માગે છે' ત્યારે અબ્દુલ હાફિઝને એક રીતે નિરાંત વળી. મરનારના કાકાએ કઠણ હૈયું રાખીને આ સમાચાર સાંભળ્યા છે એટલે હવે તેની તબિયત માટે ભય રાખવા જેવું નથી, એમ ધારીને તે તેની પાસે હિમ્મતથી જવાને તૈયાર થયો. તે ખુરશીમાંથી ઉઠયો. પણ નંદકિશોર બેસીજ રહ્યો તે જોઇને તેણે કહ્યું: "ચાલો, આવો છો ને?"

નંદકિશોર: "ના. તમે એકલા જ જાઓને? હું અહીં બેઠો છું."

તે કેમ ના પાડે છે, એ વિષે કાંઇ સવાલ જવાબ કરવા જેવો આ વખત ન હોવાથી તેને વિશેષ આગ્રહ કર્યા વિના અબ્દુલ હાફિઝ એકલો મુનિમની પાછળ પાછળ ગયો.

મધુસૂદનરાયના ઓરડામાં તે પેઠો એટલે એક આરામ ખુરશીમાં બેઠેલા તે વૃદ્ધ જને તેને ઉદ્દેશીને કહ્યું: "તમે જ સર રસુલ હાફિઝના પુત્ર કે? બેસો. તમારા પિતાને હું સારી પેઠે ઓળખું

છું અને તેઓ પણ મને સારી પેઠે ઓળખે છે. મારા જુવાન મિત્ર ! મારા માટે તમે બહુ જ ખરાબ સમાચાર લાવ્યા છો. મારાં બહેને મને બધી વાત કહી છે. બેશક, અમારાં અંતઃકરણ ઉપર આ ખબર સાંભળીને આઘાત થયો છે; પણ આ ખબર અત્યારે જ કહેવા સારૂ ખાસ અહીં આવવાની તમે તસ્દી લીધી, એ માટે હું તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. મને પહેલેથી તે છેલ્લે સુધી આ બનાવની હકિકત અક્ષરે અક્ષર કહી સંભળાવશો ?"

અબ્દુલ હાફિઝે એકવાર ફરીથી આ બનાવની વિગત કહી સંભળાવી. વૃદ્ધ બૅરોનેટે અંતિમ ભાગ સાંભળ્યા બાદ નિસાસા સાથે "હરિ ! હરિ !" એટલા જ ઉદ્ગાર કાઢ્યા અને તે બાદ કહ્યું:

"તમે દરિયામાં પુષ્કળ શોધ કરાવી છે, એમ કહ્યુંને ?"

"હાજી. છ માણસો શક પડતા વિસ્તારમાં લગભગ અઢી કલાક સુધી મહેનત કરી ચૂક્યા છે. પોલિસ સતાવાળાઓએ મને જણાવ્યું છે કે, 'લાશ એક બે દિનમાં જરૂર પાણી ઉપર તરી આવશે. અમે તે વિશે બારિક ચોકસાઇ રાખીશું અને જો તે મળી આવશે તો તુર્તજ ખબર આપીશું.'"

"બહુ જ ખેદજનક સમાચાર !"

"સાહેબ, મેં આમાં ખર્ચની જરાકે કચાશ રાખી નથી અને હજી પણ હું તપાસ કરાવવામાં મેર કાળજી રાખવાનો નથી."

"તમારૂં એ સૌજન્ય છે. મારા તરફથી પણ હું તમને આ તપાસની પરવાનગી આપું છું. હું પોતે તો માંદો અને અશક્ત હોવાથી જાતે આવી શકું તેમ નથી પરંતુ મારો મુનિમ તમારે ત્યાં આવતી કાલે સહવારે આવશે. તમે પુનઃ એ શક પડતા વિસ્તારમાં કાલે તપાસ કરાવશો. મરનારનું શબ જાય ક્યાં ? તે ત્યાં જ હોવું જોઇએ."

"હું પણ એજ સવાલ ક્યારનો મારા મનને પૂછી રહ્યો છું. આવતી કાલે સહવારથી જ હું જાતે ફરી તપાસ માટે જઇશ, એની હું આપને ખાત્રી આપું છું. આપના મુનિમને મોકલશો તોયે વાંધો નથી અને નહીં મોકલો તોયે ચાલશે."

"હું તમારો અત્યંત આભાર માનું છું. વારૂ, એક પ્રશ્ન કરવાનો રહ્યો. મારા મરનાર ભત્રિજાએ પોતાના મરણ પહેલાં તમારી સાથે જે વાતચિત કરી એમ તમે કહ્યું તેમાં મારે અને તેને થયલા કમનસિબ ઝઘડા વિષે તેણે કાંઇ કહ્યું હોવું જોઇએ."

"બૅરોનેટ સાહેબ, મરનારે એ બાબતને માટે 'ઝઘડો' શબ્દ વાપર્યો ન હતો. તેમણે 'મતભેદ' શબ્દ વાપર્યો હતો. સિદ્ધાન્તોને ખાતર આપની સાથે પોતાને મતભેદ પડયો હતો એમ જણાવીને મરનારે આપના માટે તો અત્યંત માન ભરેલાં વાકયો કહ્યાં હતાં."

બૅરોનેટઃ "મારું ધારવું જ હતું કે, તે કદી મારા પ્રત્યેનું અંગત માન વિસારી દેશે નહીં. હા ! પણ હવે એ વિષે વધુ વાત કર્યાથી શું વળે ? મુનિમ, મિ. હાફિઝને માટે એક છલાયદા ઓરડા માં બિછાનાની ગોઠવણ કરાવો."

અબ્દુલ હાફિઝે કહ્યું: "નહીંજી. એવી તસ્દીની જરૂર નથી. મારે ઘેર મારે પાછા ફરવું જ જોઇએ. હું પાછો ન જાઉં તો મારા પિતાને ચિન્તા થાય."

"તો પછી હું વધુ આગ્રહ કરી શકું તેમ નથી. તમારા પિતાને મારા સલામ કહેજો."

અબ્દુલ હાફિઝ એ બાદ બૅરોનેટ પાસેથી જવાની પરવાનગી માગીને દિવાનખાનામાં પાછો આવ્યો અને નંદકિશોરને સાથે લઇને બંગલા બહાર ઉભી રહેલી મોટરમાં બેસીને તે પોતાના ઘર તરફ વિદાય થયો.

અબ્દુલ હાફિઝના જવા પછી વૃદ્ધ બૅરોનેટે પોતાના મહુંમ ભત્રિજાની છેલ્લામાં છેલ્લી તસ્વીર દિવાનખાનામાંથી મંગાવી; અને કેટલીયે વાર સુધી તે તસ્વીર પોતાના હાથમાં રાખીને તે તેના તરફ એકી ટશે જોઇ રહ્યો.

અબ્દુલ હાફિઝ તેની પાસેથી ગયો તે વખતે પાછલી રાતના સ્હાડા ત્રણ થયા હતા. અર્ધો કલાક પછી એટલે ચાર વાગે મુનિમ આ વૃદ્ધ બૅરોનેટને દવા આપવા માટે તેના ઓરડામાં આવ્યો ત્યારે તે ઓરડામાંનો દેખાવ જોઇને તે આભો જ બની ગયો. વૃદ્ધ બૅરોનેટના બન્ને હાથ તેની છાતી ઉપર અદબ વાળેલી સ્થિતિમાં પડયા હતા અને તે અદબ વચ્ચે હિમ્મકુમારની છબી વૃદ્ધ જને મજબુતપણે છાતી સરસી દબાવી રાખી હતી. મુનિમે પાસે જતાં જોયું કે, બૅરોનેટનો શ્વાસોશ્વાસ ચાલતો ન હતો ! તેણે આંખો ફટારી દીધેલી હતી અને તેના પગ આરામખુરશી નીચે લબકતા પડયા હતા !

આ ભયંકર દશ્ય જોઇને મુનિમ ગભરાઇ ગયો. "શેઠ સાહેબ ! શેઠ સાહેબ !" એવી બૂમો તેણે પાડી પણ શેઠ સાહેબના દેહ

પિંજરમાં તેમનો આત્મારૂપ પંખી વસતો ન હોવાથી જવાબ ન મળ્યો ! શેઠનો આત્મા ઉડી ગયો હતો ! ભત્રિજાની ખોટ, બીજાં સર્વ કરતાં તેને વિશેષપણે સાલી હતી. પોતાના આત્માનું કકળાણ બાજાના દેખતાં તે દબાવી શકયો હતો પણ એકાન્ત મળતાં તેનું હૃદય ભાંગી ને ભૂકો થઇ ગયું હતું ! તેના હૃદયની ગતિ એકાએક બંધ થઇ ગઇ હતી !

મધુસૂદનરાયના કુટુંબ ઉપર આઘાત પર આઘાત થવાથી સર્વેએ રોકકળ કરી મૂકી.

---

## પરિચ્છેદ ૧૩

---

### અંતરના ઉભરા.

" જ્યોત, તારા બાપે આ ઘરેણાં તારે સારૂ મોકલ્યાં છે. તે લે "

" મારા પિતાજીએ મોકલ્યાં છે ? મારે ઘરેણાં શું કરવાં છે ? બહારનાં આભૂષણો કરતાં અંદરનાં આભૂષણ હું વધારે પસંદ કરૂં છું. "

" પણ આ તો તારા વરને ત્યાંથી આવ્યાં છે. જોને, તદ્દન નવાં જ ઘડાવેલાં છે. એ તો તારે પહેરવાં જોઇએ. "

" કોને ત્યાંથી આવ્યાં છે, એમ તમે કહ્યું ? "

" નંદકિશોરને ત્યાંથી સ્તો. " જ્યોતિની મામી વિજયાલક્ષ્મી આમ કહીને જ્યોતિ સામે જોઇ રહી.

સુરતના પ્રતિષ્ઠિત વકીલ, જ્યોતિના મામા અમુલખરાયના મકાનના એક ઓરડામાં બેઠાં બેઠાં આ બન્ને આ પ્રમાણે વાતચિત કરી રહ્યાં છે.

" મામી, મને શંકા જ હતી કે, મારા અહીં આવ્યા પછી ત્યાં બધી ખટપટ શરૂ થશે. પણ આટલી બધી વહેલી થશે, એમ હું ધારતી ન હતી. હજી તો મારે આવ્યે દશ દિવસ પણ પૂરા થયા નથી એટલામાં પિતાજીએ મુંબાઇમાં પોતાનું ધાર્યું જ આખરે કર્યું ખરૂં ! આ ઘરેણાં કોની સાથે આવ્યાં, મામી ? " જ્યોતિએ કહ્યું.

" તારા મામા મુંબાઇ ગયા હતા તેમની સાથે. "

" મામી, હવે મારાથી અહીં રહેવાય તેમ નથી. હું પાછી મુંબાઇ જવા માગું છું, પિતાજીએ જ્યારે મને અહીં મોકલવાનું

ઠરાવ્યું ત્યારે મને સ્પષ્ટ કહ્યું હતું કે, 'બેટા, તારી મરજી વિરૂદ્ધ હું કાંઇ જ નહીં કરૂં. માટે થોડાક દિવસ સુરત જઈ આવ' આ શબ્દો ઉપર વિશ્વાસ મૂકીને હું તેમની સાથે અહીં આવી. મારી બા સાથે તે રાત્રે મારે ખૂબ રકઝક થઇ હતી. બાએ ક્રોધમાં મને ચાર–પાંચ સોટીઓ લગાવી દીધી હતી પણ પિતાજીની સમજાવટથી હું અહીં આવવા તૈયાર થઇ અને એ બાદ એક અઠવાડીઆમાં હું શું જોઉં છું ? મને દગો દેવાયો છે ! મારા પિતાએ મારી સાથે વિશ્વાસઘાત કર્યો છે ! રક્ષકે ભક્ષકની ગરજ સારી છે ! પિતાએ પુત્રીને અંધારા કુવામાં ગબડાવી છે ! મામી, હું એ સ્થિતિ સહન નહીં કરૂં. હવે જે મેં આદર્યું તે પાર પાડવાની જ. માટે કૃપા કરીને મને હવે મુંબાઇ મોકલો.'

થોડીકવાર સુધી વિજયાલક્ષ્મી શાન્ત રહી. જ્યોતિએ પુનઃ કહ્યું: " મામી, કૃપા કરીને મને હવે મુંબાઇ મોકલો."

વિજયાલક્ષ્મીએ કહ્યું: " ભાણી, મુંબાઇ જઇને તું શું કરીશ ? હવે જે બધું નક્કી થઇ ચુક્યું છે, તેમાં તું ફેરફાર શી રીતે કરાવી શકીશ ?"

જ્યોતિ: " મામી, પ્રથમની ગોઠવણમાં શી રીતે ફેરફાર થઇ શક્યો ? જેમ પહેલી ગોઠવણ માતા પિતાએ રદ કરી તેમ આ રદ કરે. હું એમ કરવા એમને એકવાર ફરીથી આગ્રહ કરીશ."

" ગાંડી, આ તો હવે ન જ ફરે. તારા મામા કહેતા હતા કે, કે, ગઇ કાલે વાજતે ગાજતે નંદાકશોરને ચાંલ્લો કરી દીધો છે અને આ ઘરેણાં તેના તરફથી તારે સારૂ મોકલવામાં આવ્યાં છે."

" એમ ?" જ્યોતિ ઘડીભર તેની મામી સામું જોઇ રહી અને પછી ક્રોધથી લાલચોળ આંખ કરીને બોલી: " ત્યારે માતા પિતાને મન અને તમારે બધાંને મન હું તો પત્થરનું કે લાકડાનું એક જડ પૂતળુંજ છું ને ? શું તમે બધાં મળીને મને જ્યાં ફેંકો ત્યાં મારે ફેંકાવું ? બુદ્ધિ, જ્ઞાન, વિચાર, વિવેક અને અંતઃકરણ ઇત્યાદિ કાંઇજ જાણે મારામાં ન હોય તેમ, તમે બધાં મને ગંદા કિચ્ચડમાં રગદોળો; અથવા તો ઉંડા પાણીમાં ઝબકોળો; અથવા કાંટાની વાડમાં નાંખો કે પછી એકાદ ઝાડ પર ગળામાં ફાંસો નાંખીને લટકાવો તોપણ મારે મંજુર જ કરવું. ખરૂં ને ?"

" બહેન, આકળી શું કરવા થાય છે ? આવું બધું તને કોઇએ

ક્યારે કહ્યું ? તારા અહિતમાં શું તારાં વડિલો રાજી હશે ? કોઇ સ્થળે એવું બન્યું છે ખરૂં કે, માબાપ પોતાનાં છોકરાંને દુઃખી સ્થળે જાણી જોઇને પરણાવે ? ”

“ શું આ સુખી સ્થળ જોયું છે ? ”

“ તારા મામા તો કહે છે કે, નંદકિશોર પૈસેટકે સંપૂર્ણ સુખી છે. વળી રૂપવાન છે, કુળવાન છે અને કૉલેજમાં ભણે છે એટલે વિદ્યાવાન પણ છે. કહે, હવે એનામાં શું બાકી રહ્યું ? ”

“ મામી, મારૂં અંતર કોણ સમજશે ? હા ! સંપત્તિ, રૂપ, કુળ અને વિદ્યા, એ ચાર લગ્ન માટે આવશ્યક ઉત્તમ અંગ તપાસ્યાં એમ તમે કહો છો પણ તે તમારા દૃષ્ટિબિન્દુથી ને ? મને તે સાથે શી નિસ્બત ? એ ચારે બાબતમાં હું કાંઇ વિગત જાણું છું ? ”

“ વાહ ! આવું કેમ બોલે છે ? તારા માબાપે વિગત જાણી અને તારા મામાએ પણ જાણી, એ બધાં ઉપર તને વિશ્વાસ નથી શું ? ”

“ મામી ! વિશ્વાસની વાત જો કરતાં હો તો, હું સાફસાફ કહી દઉં છું કે, મને વિશ્વાસ નથી. ખોટું લાગે તો માફ કરશો; પણ તમો સૌ વડીલો પ્રત્યે સંપૂર્ણ માન સહિત કહું છું કે, મારી આ ઉમરે તો મારે જાતિતપાસ કરવાની જરૂર છે. મને શું અનુકૂળ છે કિંવા શું પ્રતિકુળ છે તે સંબંધી અવલોકનને પરિણામે વિવેક વાપરવો એ હવે મારૂં કામ છે. હા, મને છ કે સાત વર્ષની ઉમ્મરે તમે પરણાવી દીધી હોત તો અત્યારે મારે માત્ર પ્રતિકુળ સંજોગોમાં તમને સૌને છૂપા શ્રાપ દઇનેજ બેસી રહેવાનું હોત—સેંકડો આર્યબાળાઓ એ રીતે મનમાં ને મનમાં મુંઝાઇને સહન કરે છે—હઝારો આર્ય લલનાઓ “ પડયું પાનું નિભાવી લે ” એમ ગણીને પોતાનું જીવન જેમ તેમ પૂરૂં કરે છે. હું પણ દશ વર્ષ અગાઉ પરણી ચૂકી હોત તો તેમ જ કરત. જો પરદેશ પડી હોત તો કોઇની સાથે કહેવરાવત કે:

“ જઇ કહેજો માને બાપ, દીકરી તમારી રે;
મરી ગઇ સાસરીઆં માંહ્ય, પરદેશ નાંખી રે. ”

કદાચ દૂરદેશાવર ન પરણી હોત અને મારા અંતરૂના ઉભરા ખાલી કરવા માટે—મારાં દુઃખ રડવા માટે હું તમારી આગળ આંસુ સારતી આવત ત્યારે તમેજ સહુ મારા પ્રત્યે દયા દાખવત અને ‘ બેટા, હવે ઉપાય નથી. ધીરજ રાખ, પ્રભુ સારૂં કરશે ’ વગેરે

વગેરે આશ્વાસનોનાં વેણુ મને કહેત. મામી, મેં કહ્યું તેમ, એ બધું મારી પરિચ્છિન્ન સ્થિતિમાં ચાલી શકત; પણ એવા દુઃખમાં પડવા પહેલાં જ્યારે મને સંપૂર્ણ વિચાર કરવાની તક મળી છે ત્યારે–મારી અત્યારની સમજણી ઉંમરમાં તો હું મારા ભવિષ્યનાં સુખના વિચારનો અધિકાર જતો કરીશ નહીં "

" ભાણી, આર્ય સંસારની ભાવનાઓમાં ઉછરેલી તું અંગ્રેજોના જેવા નિરંકુશતાના વિચારો કરે છે, એ સારૂં નહીં. હો? આપણા સંસારમાં સ્ત્રીઓને કદી શાસ્ત્રકારે સ્વતંત્રતા આપી નથી–કન્યાને તો ખાસ કરીને નહીં. આનું કારણ એ કે, આપણાથી ભૂલચૂક થવાનો સંભવ છે અને તેવી સ્થિતિમાં પુરુષો આપણને સારે માર્ગે દોરવે છે." વિજયાલક્ષ્મીએ કહ્યું.

" મામી, આર્યસંસારની ભાવનાઓથી વિરૂદ્ધ રીતે હું વર્ત્તતી નથી. મનુભગવાને પોતાની સ્મૃતિમાં અનેક પરસ્પરવિરૂદ્ધ શ્લોકો લખ્યા છે તોપણ તેને કન્યાને લગ્નની છૂટ આપ્યા વિના ચાલ્યું નથી."

" એવું વળી તેં ક્યાં વાંચ્યું? મનુસ્મૃતિમાં તો સાફ લખ્યું છે કે, તેર વર્ષ પહેલાં કન્યાને પરણાવી દેવી. વળી તેમાં લખેલું છે કે, સ્ત્રીઓને કોઇ કાળે સ્વતંત્રતા નથી. આપણે એનાં વાક્યોથી વિરૂદ્ધ વર્ત્તવું ન જોઇએ."

જ્યોતિએ કહ્યું: " મામી, તમે મોઢેથી એમને એમ આ બધું કહો છો, પણ હું તો તમને મનુસ્મૃતિના શ્લોકો ટાંકી બતાવવા તૈયાર છું કે, તેણે સ્ત્રીઓને સારી છૂટ આપવાની હિમાયત કરેલી છે. મનુભગવાન્ એમ નથી કહેતા કે-સ્ત્રીઓ તો રોડાં–ઈંટા માટી–ને પત્થર છે! સાંભળો:—

મનુસ્મૃતિમાં નવમા અધ્યાયમાં કહ્યું છે કે:

> त्रीणि वर्षाण्यु दीक्षेत कुमार्यृतुमती सती
> ऊर्ध्वं तस्मात्तु कालादेर्विदेत सदृशं पतिम् ।

અર્થાત્: કન્યાએ ઋતુમતી થયા પછી ત્રણ વર્ષ પોતાનાથી અધિક ગુણવાળા વરની વાટ જોવી; તેટલામાં તેવો વર ન મળે તો પછી પોતા સરખા ગુણવાળા વરને પરણવું.

વળી કહે છે કે:

> काममामरणात्तिष्ठेद्गृहे कन्यर्तुमत्यपि
> नचैवेनां प्रयच्छेत गुणहीनाय कर्हिचित् ॥

અર્થાત્: કન્યા ઋતુમતી થાય તોપણ ભલે મરણ પર્યંત ઘરમાં રહે, પણ પિતાએ કયારેય પણ ગુણહીનને આપવી નહીં.

**न स्त्री स्वातंत्र्यमर्हति** એમ કહેનાર મનુ ભગવાન્ આવી આજ્ઞા કેમ કરે છે? મામી, એનું કારણ તો હું એમ સમજું છું કે, તે સ્ત્રીઓને ન્યાય આપવા માગે છે. તે કહે છે કે:

**संतुष्टोभार्यया भर्त्ता भर्त्रा भार्या तथैव च**
**यस्मिन्नैव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम्।**

ભાવાર્થ: જે કુળમાં સ્ત્રીથી પુરૂષ અને પુરૂષથી સ્ત્રી સંતુષ્ટ રહે છે અર્થાત બન્નેને પરસ્પરે પ્રીતિ હોય છે તે કુળનું સદા કલ્યાણજ થાય છે.

આનો અર્થ શું તમે બધાં એમ કરો છો કે, લાકડે માંકડું વળગાડી દીધું એટલે નભશે? જો પુરૂષ અને સ્ત્રીમાં પરસ્પર પ્રીતિ ન હોય તો સતુષ્ટ કેમ થાય? અને સંતુષ્ટ ન થાય તો પછી કલ્યાણ કેમ થાય?

મનુ ભગવાન ત્રીજા અધ્યાયમાં તો એટલે સુધી કહે છે કે:

**शोचंति जामयो यत्र विनश्यत्याशुतत्कुलम्**
**न शोचंति तु यत्रैता वर्द्धते तद्धि सर्वदा॥**

ભાવાર્થ: જે કુળમાં સ્ત્રીઓ દુઃખી થતી હોય, તે કુળ તત્કાળ નાશ પામે છે ને જે કુળમાં સ્ત્રીઓ દુઃખ પામતી નથી તે કુળ સદા વૃદ્ધિ પામે છે.

મામી, મને કહેશો કે, આ શ્લોકો શું સાબિત કરે છે? નાનપણથી આપણા આર્ય લોકો અને ખાસ કરીને અજ્ઞાન માતાઓ લગ્નના વરઘોડાના લ્હાવા લેવા માટે પોતાની ટીચકુડી છોકરીઓને પરણાવી દે છે; પછી મોટપણમાં કન્યા દુઃખી થાય છે કે નહીં તે જોતી નથી. છોકરી પૈસેટકે સુખી થાય એટલે બસ-આવીજ આપણાં હિંદુ માબાપોની ઇચ્છા હોય છે; પણ સોનેથી કન્યાને મઢી લવામાં આવે છતાં તેના હૃદયના સંતાપ દૂર કરવામાં ન આવે તો બળ્યું એ સોનું! અને બળ્યું એ જીવતર!

આપણી ભાષાના સુવિખ્યાત નવલકથાકાર સ્વ. ગોવર્દ્ધનરામભાઇએ 'સ્નેહ મુદ્રા' માં કહ્યું છેઃ

"નર જાત સુખી હશે અહિં કદી મ્હાલતી સ્વચ્છંદથી
પણ નારીને રોવા વિના નહિં કર્મમાં બીજું કંઇ!"

*    *    *    *

"શૈશવ વિષે કર પીડીઓ અજ્ઞાત એક શિશુજને
ઉદ્વાહનાજ કરારમાં સહી કીધી મુજ, મુજ ગુરૂજને
તાતે કહ્યું તુજ કાન્ત આ, બહુ ભાવ એ પર રાખજે
પ્રિય પતિ ગણી એ સાથ તારો જીવ જોડી રાખજે."

*    *    *    *

"થઇ ગયાં જીવિત બેય એક,
થયા તથાપિ નહીં જીવ એક!
કંઇ હતા મુજ ઉરે વિલાસો,
કંઇ પતિની હતી ઉર સૃષ્ટિ!"

મામી, આ આપણી હાલની લગ્નપ્રથા અને તેનાં પરિણામ! માબાપો કહે છે કે: "અમે શાસ્ત્રને માનીએ છીએ; શાસ્ત્ર વિરૂદ્ધ અમે ડગલું પણ ભરીશું નહીં," પણ કલિયુગમાં ખાસ જેની આજ્ઞા માનવાની છે તેજ મનુસ્મૃતિની વિરૂદ્ધ તેઓ વર્તે છે અને તેના પરિણામ માં લાખ્ખો માનસિક કજોડાંઓથી આપણો સંસાર ઉભરાઇ ગયો છે!"

"જ્યોતિ, તેં બધા શ્લોકો અને કવિતાઓ ટાંકી બતાવી પણ અમે હાલનીજ રૂઢિમાં પરણ્યાં અને હાલનીજ રૂઢિમાં સુખી છીએ તો પછી તું સુખી નહીં થાય, એવી શંકા શા માટે લાવે છે?"

"મામી, તમારો અંગત દાખલો હું નહીં ગણું; પણ જે અનેક સ્ત્રીઓ સારાં વસ્ત્રાભૂષણ પહેરીને આપણે ફરતી જોઇએ છે તે બધીનાં હૈયાં તપાસ્યાં છે? અરે! એ બળતી સગડીઓ જેવાં ધગધગે છે! "ઘુંધે નાર પાંશરી ને ઘુંધે જાર બાજરી" એ ખેડુતોની કહેવત આપણા ઉંચી કોમના હિંદુ લોકોને રૂચિકર થઇ પડી હોય તેમ તેજ સ્મરણમાં રાખીને ઘણા ભરથાર પોતાની ભામાઓને દમે છે. 'પ્રમદા છે પ્રીતિભાજન મન રંજન ભીડ ભંજન' એ ભાવના ભૂલી જવાય છે. સ્ત્રી એટલે અવિશ્વાસનું પાત્ર—એ તો નબળા મન-નીજ હોય, એને સ્વતંત્રતા નજ ઘટે, એમ ગણીને તેના પર તેઓ ખૂબ દાબોદાબ રાખે છે. પરિણામ કેવું આવે છે? હજારો બાળાઓ પોતાની ખીલતી જુવાનીમાં અકાળે કરમાઇ જાય છે—અરે, કેટલીકને તો આત્મહત્યા કરવી પડે છે! "પરદેશી સજ્જન! હિંદુઓ માળે જ જીવન ક્લેશમાં" એ સ્વ. ગોવર્દ્ધનરામભાઇનું વાક્ય ખરૂં

છે. કોઇ બાળાને કાંઇ દુઃખ તો કોઇને કાંઇ દુઃખ ! પણ મામી, જેમ તમે આર્ય સંસારના ભૂષણરૂપ છો તેમ અન્ય ભૂષણ સમી બાળાઓ, સહિષ્ણુતા ધારણ કરે છે અને પતિનું કે સાસરીઆંનું ભૂંડું પ્રકાશમાં કદી પણ બોલતી ન હોવાથી, કમને પણ મનને મનાવીને નિભાવી લેતી હોવાથી, ઉપરથી ઉપરથી આપણને સૌ સુખી હોય, એમ લાગે છે. હું ખાત્રીથી કહું છું કે, હિંદુ સ્ત્રીઓ સુખી નથીજ અને તેનું મોટું કારણ માબાપો વગર વિચાર્યે નાનપણમાંજ તેમને પરણાવી દે છે, તે છે. માબાપોમાં પણ આધેડ વયની અજ્ઞાન માતાઓને કલાટે આ કલંક વધારે પડતું ચોંટેલું છે, પુત્રોની માતાઓમાં વિવાહોત્સવો ઉજવવાની ખોટી હોંશ; પુત્રવધૂ ઘરમાં લાવવાની એક જાતની ઘેલછા; હુકમ બજાવવા માટે અને તાબેદારી ઉઠાવરાવવા માટે એક ગુલામડી ખરીદવાની તેમની માનસિક વૃત્તિ—આ બધાં કારણોને લીધે નાનપણમાંજ કન્યાઓનાં માગાં થાય છે અને રખેને આ વર બીજે ઝડપાઇ જશે તો કન્યાને વર નહીં મળે, આવી ખોટી ધાસ્તીથી કન્યાઓનાં માબાપ તરતજ વિવાહ અને પછી લગ્ન કરી નાંખે છે. જ્યાં સુધી આ પદ્ધતિ દૂર થશે નહીં ત્યાં સુધી—

"આપણે સહન કરવું જોઇએ" વિજયાલક્ષ્મીએ અધવચ ટાપશી પૂરી.

"નહીં. આ પદ્ધતિ દૂર કરાવવી જોઇએ અને તે દૂર ન થાય ત્યાં સુધી આપણે હિંદુઓ દુઃખીજ રહેવાના."

"પણ બધા ન સુધરે ત્યાં સુધી તો આવી સ્થિતિ ચાલુ રહેવાની જ ને ?" વિજયાલક્ષ્મીએ પ્રશ્ન કર્યો.

"કોઇ શરૂઆત ન કરે અને બધા સુધરે ત્યાં સુધી વાટ જોવાનું કહે, તો સુધારણા શી રીતે થાય ? જેનું અંતઃકરણ ડંખવા માંડે તેણે હિમ્મતથી શરૂઆત કરવી જોઇએ. મને એમ લાગે કે, બાળલગ્ન ન જોઇએ તો હું તેને સંમતિ ન આપું. મને એમ લાગે કે, પતિ—પસંદગીની આપણી પ્રથા ખોટી છે અને એ અવિચારી પ્રથાને પરિણામે પ્રમદાઓનો આખો ભવ બગડે છે તો હું એ પ્રથા દૂર કરાવવાનું શાને કરું જ."

"ત્યારે તું આ કારણોથી નંદકિશોર સાથે પરણવાની ના પાડે છે ?"

"હા. કન્યાઓનો અવાજ વરની પસંદગીમાં હોવો જોઇએ, એવી મારી દઢ માન્યતા છે. હું એમ નથી કહેતી કે, માબાપે સલાહ ન આપવી. માબાપ તો પુત્રીને મન દેવ તરીકે આદર્શ અને પુજ્ય હોવાં જોઇએ. હું તેમ ગણું છું; પણ એટલું કહી દઉં છું કે, એ દેવ, પોતાનાં દૈવીપણું ન જાળવે તો પછી—"

"તો પછી શું? તેમની સામે થવું? તેમની આજ્ઞા ન માનવી? આજ્ઞાધીનતાની પોતાની ફરજ પુત્રીએ ભૂલી જવી?"

"વડીલોની સાચી ભૂલ બતાવી આપવી એમાં આજ્ઞાઉલ્લંઘન કરતું નથી. મામી, મારાં માબાપની અને તમારી સૌની આજ્ઞા પ્રમાણે વર્ત્તવા મારૂં દિલ ખૂબ તલસે છે. તમે કહો તો, તમારી પાસે સદાયે કૌમારવ્રત ગ્રહણ કરીને તમારી સર્વ સેવાઓ ઉઠાવું; તમારા ગૃહનાં સર્વ કામકાજ પૂર્ણ ઉત્સાહથી બજાવું; તમારા માટે દોઢ–બે ગાઉ ઉપરથી, કહો તે જગ્યાએથી, કુવામાંથી પાણી ભરી લાવું; તમારાં કપડાં ધોઉં; તમારાં ચરણ તળાંસુ; તમે કહો તેવી સુંદર રસોઇ બનાવી આપું–આમ તમે જે કાંઇ કહો તે તમારા, સુખ માટે મારા દેહની લેશપણ પરવા રાખ્યા વિના કરવા હું તત્પર છું. હું તે પ્રમાણે આજ સુધી વર્ત્તતી આવેલી છું પણ તે માત્ર દેહધર્મ બજાવવા પુરતું જ–મારા આત્માનું સ્વાતંત્ર્ય તમે છીનવી લેવા માગો તે હું શી રીતે આપી શકું?"

"પણ આ દાખલામાં તારા આત્માની સ્વતંત્રતા ક્યાં છીનવાઇ છે? તને રૂચે એવું જ સ્થળ જોવામાં આવ્યું છે."

"મામી, એમ કહો કે, રૂચે એવું સ્થળ તો ફેરવી નાંખવામાં આવ્યું છે. એવું સ્થળ મને એકવાર આપીને પાછું છીનવી લેવામાં આવ્યું છે. બાલ્યકાળમાં માતપિતા બાલિકાને મનગમતાં રમકડાં લાવી આપે છે; તેની મનગમતી હોંશો પૂરે છે; સારૂં સારૂં ખાવાનું વસ્ત્રાભુષણ વગેરે આપે છે; પરંતુ એ બાલિકા મોટી વયે પહોંચતાં જ્યારે તેનું મનગમતું રમકડું–મનગમતો પતિ–આપવામાં આવતો નથી ત્યારે ધુળ પડી, એ આગલી પૂર્ણ કરેલી હોંશોમાં! હમ પછી જીવતી જાગતી હૈયા–હોળી સળગતી રાખવાનું જો માબાપોને રૂચે છે, તો બ્હેતર છે કે જન્મતાં વેંત કન્યાઓને દૂધ પીતી કરી નાંખવી; કે જેથી દેખવુંયે નહીં અને દાઝવુંયે નહીં! મામી, પ્રત્યેક હિંદુ માબાપને હું એટલી જ પ્રાર્થના કરૂં છું કે, નાનપણમાં તમે બાલિકાની મનમાનતી હોંશો નહીં પૂરો તો ચાલશે–ફક્ત મોટપણમાં

તેને રૂચે તેવો લાયક ભરથાર શોધી આપજો. પરિણામે તમે નાન-પણુમાં ન આપેલાં રમકડાં, ન પૂરેલી હોંશો વગેરેને ન સંભારતાં, તે બાલિકા તમને હજારો આશિર્વાદ આપશે. "

વિજયાલક્ષ્મી; " સમજુ માબાપોએ પુત્રીને માટે સારૂં ઘર ખોળવું જ જોઇએ એ તારૂં કહેવું મને ખરૂં લાગે છે; પણુ જ્યોતિ, દિવ્ય-કુમાર માટે તારો આટલો બધો આગ્રહ કેમ છે, એ હું સમજી શકતી નથી. "

જ્યોતિએ કહ્યું: " મારા માટે એ સ્થળ આજથી બે વર્ષ ઉપર જોવામાં આવ્યું હતું. તેમાં ફેરફાર કરવાનું કોઇજ સંગીન કારણુ મારા પિતા પાસે નથી, એમ હું ચોક્કસ માનું છું. આ ફેર-ફારથી તો મારા પિતા મને મારો ધર્મ ચૂકાવે છે. મારા પિતાનો મોટો અને માફ ન થઇ શકે એવો વાંક એ કે, તેઓ માનસિક નબળાઇવાળા છે. મુંબાઇના વાતાવરણુમાં રહીને તેમણે પ્રથમ ઉદાર વિચારો પોષ્યા. આપણા આર્યસંસારમાં ૧૧ વર્ષ ઉપરાંતની કન્યા પરણ્યા વગરની રહે છે તો લોકો કાંઇને કાંઇ કુથલીઓ કરે છે—મેં આગળ જ કહ્યું તેમ, મનુ સ્મૃતિમાં શું લખ્યું છે, તે જોવાની દરકાર રાખતા નથી; અને કન્યાનાં માબાપને વગોવે છે. મારા પિતાએ એવી વગોવણીની દરકાર ન કરી; એટલું જ નહીં પણુ જેની સાથે મારાં લગ્ન કરવાનાં હતાં તેને મોઢે તે લગ્નની વાત કરી; અમને બેને નિર્દોષપણે એકઠાં ફરવાહરવા દીધાં અને હવે મારા પિતાએ એકદમ પોતાનો વિચાર ફેરવી દીધો ! કેવી નબળાઇ ! શરૂ-આતમાં ઉંચે આસ્માન સુધી જવા યત્ન કર્યો અને પછીથી એકદમ જમિનપર પડતું નાંખી દીધું ! પિતાજીની એ માનસિક નબળાઇનો ભોગ શું મારે થવું ? મેં પિતાજીને કહ્યું હતું તેમ, તમને પણુ કહું છું કે, જેને મેં એકવાર પતિ માન્યો તેના પ્રત્યેનો મારો ધર્મ શું મારે હવે ચૂકી જવો ? "

વિજયાલક્ષ્મી: " વિવાહનો તું ઘણો વધારે પડતો અર્થ કરી દે છે તેથી તને એમ લાગે છે કે, ધર્મ ચૂકાવવાની આમાં વાત થાય છે; પણુ ખરી રીતે જોવા જઇએ તો તેવું નથી. વિવાહની પદ્ધતિ આપણામાં એટલા માટે રાખેલી છે કે, બીજી કોઇ કન્યાનો બાપ એ વિવાહિત વરને પોતાની કન્યા દેવાનો વિચાર કરી શકે નહીં. અર્થાત અગાઉથી સાવચેતી તરીકે અમુક વ્યક્તિને ઝડપી લેવી અને

તેને ખરાં લગ્ન માટે તૈયાર રાખવી, એજ વિવાહનો હેતુ છે. વિવાહ જ જો લગ્ન હોય તો પછી, દેવો અને અગ્નિની સમક્ષ ચોરીમાં વર કન્યાના હસ્ત મેળવીને લગ્નવિધિ શા સારૂ કરવી પડે ? વિવાહ એટલે વાગ્દાન; પણ લગ્ન એટલે કન્યાનું પ્રત્યક્ષ દાન. લગ્ન પહેલાં છોકરીને કન્યા અને છોકરાને વર અથવા મુહૂર્તિઓ કહેવામાં આવે છે. પણ લગ્ન થતાં તો છોકરી, કન્યાને બદલે પત્ની બને છે અને છોકરો, વરને બદલે પતિ-ભર્ત્તા-બને છે. વર એટલે (ઇચ્છાથી) પસંદ કરેલ તે અને ભર્ત્તા એટલે જે પતિ, પત્નીનું પોષણ કરે તે. આ બે શબ્દોનો જો આવો સૂક્ષ્મ તફાવત ધ્યાનમાં લઇએ તો વિવાહના ફેરફારથી તું તારો ધર્મ ચૂકે છે, એમ ગણી શકાય નહીં. વિવાહ ફરી શકે છે એનું પ્રત્યક્ષ પ્રમાણ એ છે કે, લગ્નની ચોરામાં મંગળફેરા ફર્યાં પહેલાં જો એક વર ગુજરી જાય છે તો કન્યાને માટે ફરીથી બીજો વર શોધવામાં આવે છે; પણ મંગળફેરા ફર્યા પછી લગ્નિત થયેલીને માટે મરનારને બદલે બીજો પતિ શોધાતો નથી. ”

જ્યોતિઃ “ મામી, તમે રૂઢિની વાત કરી તે માટે હું અત્રે કાંઇ કહેતી નથી પણ એ બે શબ્દોના જે અર્થ તમે કર્યા તે મને માન્ય નથી. વર તેજ પતિ કે ભર્ત્તા અને પતિ કે ભર્ત્તા તેજ વર. શબ્દ ભલે બે છે-એમ તો ભાષામાં અનેક શબ્દો એ માટે છે; પણ તે સર્વના અર્થ એકના એક છે. વિવાહનો કે લગ્નનો અર્થ પણ હું એક જ કરૂં છું. વાગ્દાનનું મહત્વ કન્યાદાન જેટલું જ માનવું જોઇએ, એવો મારો નમ્ર મત છે. આ મહત્વ સ્વીકારવું કે નહીં એ તો પરસ્પર દિલ અર્પનારની માનસિક રૂચિ ઉપર આધાર રાખે છે. જેને દિલ અર્પવાનું છે તેને લગ્ન-વિધિના બાધ શા ? લગ્ન-વિધિ, એ દેહ-ધર્મ છે; પણ દિલ અર્પવું એ આત્માનો ધર્મ છે. એક જણ બીજાને હૃદયથી ચાહે છે, તેમાં કોઇ લગ્ન-વિધિ હો વા ન હો પણ તેથી કાંઇ ફરક પડતો નથી. મારા દાખલામાં હું એમ જ ગણું છું. જેને મેં દિલ અર્પ્યું અને પતિ માન્યો તેજ પતિ-એમાં હવે કાળાન્તરે પણ ફેરફાર કરવા મારૂં હૃદય ના પાડે છે. છતાં પણ દલિલને ખાતર હું કહું છું કે, ફેરફાર થઇ શકે એવો જો તમારો મત છે તો, મામી, આ નવો વિવાહ મારા મારા પિતાએ કર્યો છે તે પણ ફરી શકે ખરોને ? તમારા કહેવા પ્રમાણે, ચોરીમાં મંગળફેરા ફર-

વામાં આવ્યા નથી. ત્યાં સુધી ફેરફાર થઇ શકે ને ? કૃપા કરીને આવો ફેરફાર કરાવશો ? ”

વિજયાલક્ષ્મીએ હસીને કહ્યું: “ તું જબરી ! મામીને તેં બાંધી લીધી ખરી ! આખરે, આ વિવાહ ફેરવી શકાય તેમ છે, એવું તેં મારી પાસે કબુલ કરાવ્યું. ” તેણે જ્યોતિને પોતાની પાસે વ્હાલથી ખેંચી અને જોડાજોડ બેસાડીને તેની પીઠ ઉપર હાથ ફેરવતી તે બોલી: “ પણ બહેન, આપણા કુટુંબનો કંકાસ હોલવવા ખાતર તું માની જાય તો સારૂં. ”

“ જુઓ, મામી, વળી તમે નવી વાત લાવ્યાં. મને જેવું કહો છો તેવું મારાં માતાપિતાને કેમ કહેતાં નથી ? ”

“ એ હઠીલાં છે. ”

“ હું પણ તેવી જ છું. મોટાં તો તેઓ છે, હું બાળક ગણાઉં. ઉદાર દિલ તેમણે રાખવું જોઇએ. દીર્ઘદૃષ્ટિ તેમણે વાપરવી જોઇએ; પણ મામી, જેમને સ્વાર્થનાં પડળ હોય તેમનામાં એ મહાન્ ગુણો ક્યાંથી સંભવે ? આ ઘરેણાં કેવી રીતે આવ્યાં છે, એ તમે જાણો છો ? ”

“ કેવી રીતે આવ્યાં છે ? ”

“ કન્યાના વેચાણમાંથી એ ઘરેણાં ઘડાયાં છે. આ સોનાના દાગીના મારે મન ધગધગતા અંગારા જેવા છે. ”

“ તારૂં કહેવું હું સમજી નહીં. ”

“ તમે અંદરખાનેની વાત જાણતાં નથી. મને પકકે પાયે ખબર મળેલી છે કે, મારા પિતાજીએ આ નંદકિશોર પાસેથી પુષ્કળ રૂપીયા પડાવ્યા છે. દીકરીને વેચીને માબાપ તાલેવંત થવાના લોભમાં ફસાયાં છે. ”

“ શું આ ખરી વાત છે ? ”

“ હા. મામા કદાચ જાણતા હશે. પૂછી જો જો એમને ”

“ તારા મામા જાણતા હોય તો મને કહ્યા વિના રહે નહીં. જરૂર એમને આ વાતની—

“ ખબર નથી ” એમ બોલતો અમુલખરાય—જ્યોતિનો મામો તે ઓરડામાં દાખલ થયો. તેને જોઇને મામી ભાણેજ ઉભાં થયાં. એટલે તે બોલ્યો: “ બેસી રહો. બેસી રહો. હું આ ખુરશી ઉપર બેસું છું. ”

તે ત્રણેયે પોત પોતાનાં સ્થાન લીધા બાદ અમુલખરાયે કહ્યું: "ભાણી, તમારી બન્નેની વાતચિત મેં અથેતિ સાંભળી છે. તારા હૃદયના ઉભરા મને સાચા લાગ્યા છે. હું પરમ દિવસે રાત્રે કામ પ્રસંગે મુંબાઇ ગયો ત્યારે તારા પિતાએ અને તારી બાયે મને એમ કહ્યું કે, દિવ્યકુમાર તો દારૂડીઓ, ઉખડેલ અને જુગારી છે. ઘોડદોડની શરતમાં તેણે પુષ્કળ રૂપીઆ ગુમાવેલા છે. જુગારમાં તે રૂ. ૩૦૦૦ હારી ગયો હતો. તે રૂપીઆ નંદકિશોરે તેને ધીર્યા હતા. તેમાંથી ૨૬૦૦) રૂપીઆ તે હજી નંદકિશોરને ભરી શકયો નથી. નંદકિશોરે આ રૂપીઆનું ખાતું દિવ્યકુમાર પાસે પડાવી લીધેલું છે. તે અસલ ખાતાનો દસ્તાવેજ કમળનયનને તેણે સાચવી રાખવા આપેલો છે. એ બતાવીને કમળનયને મને કહ્યું કે, આવા એક ખરાબ રસ્તે ચઢી ગયેલા યુવકને જ્યોતિ પરણાવવી, એ સારૂં નહીં. તેથી તેનો વિવાહ ફોક કર્યો છે."

"તદ્દન જુઠું બહાનું!" જ્યોતિએ અધવચ કહ્યું.

"તેં તારી મામીને વાતચિત દરમ્યાન કહ્યું કે, તારા પિતા પાસે એ વિવાહ રદ્દ કરાવવાનું કાંઇ સંગીન કારણ નથી. એ ઉપરથી મેં તને આ હકિકત કહી."

જ્યોતિ: "મને ખેદ થાય છે કે, મારા પિતા આ દાખલામાં કોઇકની ખોટી ભંભેરણીથી ભંભેરાઇ ગયા છે."

"દિવ્યકુમારને વારસો કેમ ન મળ્યો, એનું ખરૂં કારણ તું જાણે છે?"

"તમારી સમજ ફેર થાય છે. વારસો તો હજી પણ મળી શકે તેમ છે, માત્ર મારે લીધે એ મળ્યો નથી."

"એમાં તારો સવાલ ક્યાંથી વચ્ચે આવ્યો?"

જ્યોતિ: "મને લાગે છે કે, મારા પિતાએ તમને સાચી હકિકત કહી નથી. તમને શી હકિકત કહેવામાં આવી છે, તે કહો તો હું સમજફેર દૂર કરૂં."

અમુલખરાય: "મને કમળનયને એમ કહ્યું કે, દિવ્યકુમાર દારૂડીઓ, જુગારી અને ઉડાઉ હોવાથી તેના કાકાએ તેને વારસામાંથી રદ્દ કર્યો છે."

જ્યોતિ: "આમાં બેવડું જુઠ્ઠાણું છે. અમારા પાડોશી ચિત્રકાર જગદીશરાય અને મારી સખી નન્દિની ખરી વાતોથી વાકેફ

છે. વારસો નહીં મળવાનું ખરૂં કારણ એ છે કે, મધુસુદનરાયે મારી સાથે લગ્ન કરવાની સંમતિ ન આપી. ”

“ એમ ? મધુસુદનરાયે દિવ્યકુમારને તારી સાથે લગ્ન કરવાની સમ્મતિ ન આપી, ત્યારે દિવ્યકુમારે શું કર્યું ? ”

“ મારી સાથેજ લગ્ન કરવાની હઠ કરી અને એના પરિણામમાં કાકા-ભત્રિજા વચ્ચે મતભેદ થતાં ભત્રિજાએ સંપતિ-ત્યાગ કર્યો. ચિત્રકાર જગદીશ કોઇ ચારિત્ર્યહીન માણુસ નથી. આર્ટ સોસાઇટી તરફથી હમણાંજ ચિત્રકલાપ્રદર્શનમાં તેને સુવર્ણ-ચન્દ્રક મળ્યો છે. એ ચિત્રકાર બધી હકિકત જાણે છે. ”

“ શું એ ચિત્રકાર દિવ્યકુમારનો મિત્ર છે ? ”

“ હા પરમમિત્ર. મારા પિતાએ કરેલા દોષારોપણના રદીઆ એ ચિત્રકાર જરૂર આપી શકશે. તમે તેને પત્ર લખીને પૂછાવો. ”

“ ભાણી, એને પૂછાવવાની કશી જરૂર નથી. તુ કહે છે એ હું પ્રમાણભૂત માનું છુ. દિવ્યકુમારનું ચારિત્ર ખરાબ છે, એવી ખોટી વાત કમળનયને મને કરી હોય, એવું સંભાવત છે; પણ એમ કરવાનું કારણ શું હોય ? ” અમુલખરાયે વધારે ચોકસાઇની ખાતર આ છેલ્લો પ્રશ્ન કર્યો.

“ કારણ દેખીતું છે. મારી માતાની પ્રકૃતિ છે કે, પોતે લક્ષેશ્વરી હોય તો તે બહુજ રાજી રહે. હું તો માનું છું કે, એકાદ લક્ષ રૂપીઆ તેની પાસે હોય તો તે મોટરમાંથી નીચે પગ મૂકે જ નહીં-ખાય, પીયે, સુવે, ઉઠે, બેસે-બધુંજ મોટરમાં ! આવી તેની પ્રકૃતિ હોવાથી જેણે સંપત્તિ-ત્યાગ કર્યો અને જેની પાસે એક કોડી પણ રહી નહીં, એવો કંગાલ-નિર્ધન-જમાઇ તેને પસંદ પડે ખરો ? આ કારણેજ મારા પિતાને તેણે ઉશ્કેર્યા હશે અને પરિણામે મારા હાથની ના પાડવામાં આવી છે. ”

“ મારી બહેનની પ્રકૃતનું તારૂં આ રેખા-ચિત્ર બરાબર છે. અને એ મુજબ, દિવ્યકુમારને લગ્નની ના પાડી હોય, એ સંભવિત છે. તેં જે બીજી હકિકત કહી કે, નંદકિશોર પાસેથી નાણાં પડાવ્યાં હશે, એ વાત કદાચ સાચી હોય એમ હું માનું છું; પણ એ માણસ નાણાં આપનાર કેવો ? તે પોતે જુવાન છે; શ્રીમંત છે; તો પછી તેને કન્યાની શી ખોટ ? શું ચાલુ રિવાજ મુજબ, સ્રી-ધનનાં નાણાં આપીને તે બીજે સ્થળેથી પરણી ન શકે ? ”

"એ અંદરખાનેનો ભેદભરમ હું ઉકેલી શકું તેમ નથી. કયા ખાસ કારણે નંદકિશોર વધારે રૂપીઆ આપવા આકર્ષાયો, એની મને ખબર નથી."

વિજયાલક્ષ્મીએ અત્રે કહ્યું; "જ્યોતિ, અમે આ બાબતમાં સાચું કારણ શોધ્યા વિના જંપીશું નહીં."

અમુલખરાય: "બેશક. છોકરીનું વેચાણ કરવા જેવી અધમ પદ્ધતિ કમળનયને કોઇપણ સંયોગોમાં ગ્રહણ કરવી જોઇતી નહતી. એ કાંઇ ગરીબ નથી. રૂા. ૧૫૦ નો માસિક પગાર મેળવે છે અને મુંબાઇમાં કેટલાયે વર્ષથી તે રહે છે એટલે તેની પાસે મૂડી થઇ હોવી જોઇએ; અને કદાપિ ન થઇ હોય તોપણ જમાઇ થનાર પાસેથી ખાવા માટે નાણાં કેમ લેવાય ? જ્યોતિ, એણે કેટલા રૂપીઆ લીધા છે, એ તું જાણે છે ?"

જ્યોતિ: "મારી સખી નન્દિની એમ કહેતી હતી કે, વીસ હઝાર રૂપીઆ લીધા છે"

"શું ! વીસ હઝાર !!" વિજયાલક્ષ્મી અને અમુલખરાય બન્ને બોલી ઉઠયાં.

થોડીક વાર અત્રે શાન્તિ ફેલાઇ. એ બાદ અમુલખરાયે કહ્યું: "ભાણી, હું તને વચન આપું છું કે, જો આ વાત પુરવાર થશે તો કાયદાની મદદ લઇને પણ હું તારાં આ લગ્ન થવા નહીં દઉં. નિશ્ચિંત રહેજે. તું મારી બહેનની પુત્રી નહીં, પણ મારી જ પુત્રી છે. તારૂં અહિત હું સ્વપ્નમાં પણ નહીં થવા દઉં"

જ્યોતિની આંખમાંથી હર્ષનાં અશ્રુ વહી રહ્યાં. તે પોતાની જગ્યાએથી ઉઠીને પોતાના મામાને પગે પડી. તેના મસ્તક ઉપર આશીર્વાદ દેતાં હાથ મુકીને અમુલખરાયે, વિજયાલક્ષ્મીને કહ્યું: "કમળનયને જુઠી વાતો કહી, એથી મને ઘણો ક્રોધ ચઢે છે. દિવ્યકુમારે ભાણીને ખાતર સંપત્તિ–ત્યાગ કર્યો, એ ઓછું મગરૂર થવા જેવું નથી. એવા માણસો તો લાત મારીને પૈસો પેદા કરી શકે. પૈસાને શું રોવા છે ? ગુણની પહેલી જરૂર છે."

વિજયાલક્ષ્મી: "હું પણ તમારા જેવાજ વિચારની છું. ભાણીને આ સાંભળીને આશ્ચર્ય થશે પણ તેની સાથેની વાતચિતમાં તેને મેં અનેક આડાઅવળા સવાલો કર્યા તેનું ખરૂં કારણ એ હતું કે, મારે તેના વિચારો જાણવા હતા. મેં તેની કસોટી કરી. આખરે તેણે પોતાના દૃઢ વિચારોથી મને હંફાવી અને તે પોતે જીતી."

જ્યોતિ, આ સાંભળીને હસતી હસતી મામી પાસે જઇને કૌચ પર બેસતાં બેસતાં બોલીઃ "ત્યારે તો તમે બેયે જણાં પક્કાં છો ! મામી, જો સરકાર સ્ત્રીઓને વકીલાત કરવાની છૂટ આપે તો મામા કરતાં તમે વધી જાઓ ખરાં !" આ સાંભળીને વકીલ અમુલખરાય હસી પડયા.

વિજયાલક્ષ્મીએ કહ્યુંઃ "પક્કાં તો કેવાં તે જોજે ને ? વકીલાત પણ કેવી કરીશું. તે જોજે ને ? અમારે ઘેર આવી છું ત્યાંથી સંસારના સુખમય પ્રદેશમાં તને મોકલ્યા વિના અમે રહેનારજ નથી."

આ વખતે એક બ્રાહ્મણ ઘર બહાર મધુર સ્વરે સંગીત ગાતો સંભળાયો. તે ત્રણે જણ ઉઠીને તે ગીત સાંભળવા ગયાં. બ્રાહ્મણ સિતારના રણકાર પોતાના સૂર સાથે મિલાવતો નીચેનું પદ ગાતો હતોઃ

કરમ કી રેખા નિયારી,
ઉધોજી, કરમકી રેખા નિયારી
બારબાર નેન દિયો મિર્ગનકુ
બનબન ચરત ઉજારી ! ઉધોજી૦
ઉજવલ બરન દિયો બગલનકુ
કોયલ કર દીની કાલી ! ઉધોજી૦
નિરમલ નીર દિયો કૂપનકુ
સાગર કીની હૈ ખારી ! ઉધોજી૦
જોગ પઢાયો હૈ ગોપિયનકુ
કુબજા કીની હૈ પિયારી ! ઉધોજી૦
તાજ સિંહાસન દિયો મૂર્ખનકુ
પંડિત કીનો હૈ ભિખારી ! ઉધોજી૦
'સૂર' કહે પ્રભૂ તુમ્હારે ચરનકુ
બારબાર જા હોં બલિહારી ! ઉધોજી૦

વિજયાલક્ષ્મીએ આ ગીત સાંભળીને બ્રાહ્મણને એક પૈસો દાન દીધું અને કહ્યુંઃ "જ્યોતિ, આ બાબત પણ વિચારવા જેવી છે. માણસના યત્નો ગમે તેવા હોય તોપણ કર્મ—રેખા મટતી નથી. તારા મામા જે પ્રયત્ન કરનાર છે, તેમાં પણ આવુંજ સમજવાનું છે, એમ હું માનું છુ."

અમુલખરાયઃ "છટ્ ! નસિબમાં હું માનતો નથી. પુરુષાર્થજ કામ આવે છે."

જ્યોતિએ વિચારશીળ મુદ્રાથી કહ્યું: "એક કાર્યની સફળતામાં પ્રારબ્ધ અને પુરુષાર્થ બન્નેની જરૂર છે. પુરુષાર્થ કરવો એ આપણી ફરજ છે અને તેમ છતાં જો આપણું કાંઇ ન વળે તો પછી આપણું પ્રારબ્ધ! પરંતુ પુરુષાર્થમાં કચાશ ન હોય તો સૌ સારાં વાનાં થાય છે."

વિજયાલક્ષ્મીઃ "ભાણી, આપણે જોઇશું કે પરિણામે પુરુષાર્થની કે પ્રારબ્ધની જીત થાય છે."

સુજ્ઞ વાચકવૃંદ! આ વાતચિત કરનારાંઓને ખબર ન હતી કે, જે દિવ્યકુમારને માટે તેઓ પ્રયત્ન કરનાર છે, તે તો દરિયામાં ડૂબી ગયો છે! પુરુષાર્થ લેશપણ કામ ન આવે તેવી રીતે પ્રારબ્ધે અત્યારે તો જીત મેળવી છે!

---

## પરિચ્છેદ ૧૪.

---

### મધુસૂદનરાયનો નવો વારસ.

દિવ્યકુમાર જે રાત્રે ડૂબી ગયો તેને બીજે દિન પ્રાતઃકાળમાં મુંબાઇમાં ભીંડીબજારમાં એક જુની પુરાણી ચાલીમાં એક ઓરડીમાં બેઠેલા એક યુવકની હીલચાલ તરફ આપણે થોડોક વખત ધ્યાન આપવાની જરૂર છે; કારણકે એ યુવક આ કથાના હવે પછીના ભાગમાં અગ્રભાગ ભજવનાર છે. ભાગ્યેજ ૧૮ ફીટથી વધારે લાંબી પહોળી આ ઓરડીમાં અંદરનો ખંડ નથી. એ ઓરડી છેક ભોંય તળીએ આવેલી હોવાથી ઉપલા મજલાઓની ઓરડીઓ કરતાં તેમાં હવા અજવાળું ઓછું છે. આ યુવકના તાબામાં એ એકજ ઓરડી હોવી જોઇએ એમ જણાય છે; કારણકે એક ખુણામાં રાંધવાનાં વાસણોનો ઢગલો જોવામાં આવે છે; તો એક ખૂણામાં તેની પથારી પડેલી છે. વળી એક ખૂણામાં દીવાબત્તીનાં સાધન, બૂટ વગેરે વસ્તુઓ જોવામાં આવે છે; તો ચોથા ખૂણામાં બરવાખરાની કેટલીક વસ્તુઓ પડેલી જોવામાં આવે છે. અર્થાત્ પોતાની બધી મોંઘી પૂંજી—જો તે મોંઘી હોય તો!—આ યુવકે એકજ ઓરડીમાં ભરી છે. ઓરડીમાંની દરેક વસ્તુ તેને પ્રિય હોય, એમ લાગે છે; કારણકે તે બહાર ફેંકી દેતો નથી. જમિન ઉપરનો કચરો કોણ જાણે કેટલાયે

દિનનો ત્યાં પડેલો છે અને તેમાં તેનાં ચરણકમલની છાપ આડી અવળી, ઉલ્ટીસુલ્ટી, કેટલીયે વાર પડેલી જણાય છે. તેની પથારીમાંની ચાદરનો મેલ પણ તેણે જેમનો તેમ રાખેલો છે. ચાદર મેલવાળી હોય અને બીજાં કપડાં સાફ હોય એ તો પરસ્પરવિરૂદ્ધ ગુણ થયો ! યુવક એવા પરસ્પરવિરૂદ્ધ ગુણવાળો જણાતો નથી. તેનાં કપડાં પણ મેલવાળાં જ છે અને મેલવાળાં કપડાં સાફ શરીર ઉપર પણ કેમ પહેરાય ? કદાચ એ વિચારોને લીધેજ યુવકે નાપિકને લાભ આપેલો નથી. પંદરેક દિવસની હજામત તેણે નિરાંતે વધારેલી છે ! આવી સુંદર આદતોવાળા એ દેહીનો દેહ કેવો છે ? સહરાના રણ પાસે વસતા લોકોની હરિફાઇ કરે એવા વર્ણવાળો; ચીનના લોકોના કદની અદેખાઇ કરે એવી ઉંચાઇવાળો; પૂર્વકાળના જીમૂત જેવા મલ્લની બરાબરીમાં ઉતરી શકે એવો ગોળમટોળ; અને શીતળા-દેવીએ તેને બાલપણમાં પોતાની શક્તિનો સ્વાદ ચખાડયો હોય તેની સંપૂર્ણ સાબિતી રૂપ વદનકમળ ઉપર ચાઠાં મોજુદ રાખી રહેલો ! તેણે અત્યારે એક ખમિસ અને ધોતીઉં પહેરેલાં છે. તેનું માથું ઉઘાડું છે. માથાના વાળને હોળીને સાફ રાખનારાઓ મુંબાઇમાં બીજા ઘણા હોવાથી આ યુવકે એ કાર્યપ્રદેશમાં ઝુકાવેલું નથી. 'માથાના વાળને અડકવુંજ શા માટે જોઇએ ? એ વાળ ફાવે તેમ ઉગે, ઉડે, કે ફરફરે' એવા અભિપ્રાયનો આ યુવક હોવો જોઇએ; કેમકે તે વાળને ગમે તેમ વિખરાયલા તેના મસ્તક આસપાસ તેણે રહેવા દીધા છે. તેના હાથમાં એક વર્ત્તમાનપત્ર છે. પથારીમાં તે બેઠો છે અને તેનાથી દોઢ ગજ દૂર સ્ટવ ઉપર એક કીટલીમાં ચ્હા તૈયાર થતી હોય, એમ જણાય છે. વર્ત્તમાનપત્રની ખબર વાંચતાં તે જરાકે હાલતો કે સળવળતો નથી. તેણે બે ત્રણ પાનાં વાંચ્યાં; ઘડીમાં આમ અને ઘડીમાં તેમ ઉથલાવ્યાં અને તે પછી "ઉફ્ ! આજ તો કાંઇજ નવા સમાચાર મારે લાયક નથી." એમ કહીને તેણે વર્ત્તમાનપત્ર એક બાજુ ફેંકી દીધું અને ચ્હાની કીટલી ઉઘા-ડવા હાથ લંબાવ્યો. તેવામાં બહારથી પસાર થતા એક છોકરાએ બૂમ મારીઃ "ટાઇમ્સ !" "દરિયામાં બનેલી હોનારત" "બૅરોનેટનો વારસ ગુમ !"

"હેં ?" છાપું વેચનાર છોકરાની બૂમો સાંભળીને આ યુવક બડબડયોઃ "મેં તો એ ખબર છાપામાં જોઇ જ નહીં !"

તેણે ફરીથી છાપું હાથમાં લીધું; અને બારિકાઇથી જોવા માંડયું. " હં. હં. આ રહ્યાં એ હેડિંગ ! હુંયે કેવો કે, આંખો મીંચીનેજ છાપું વાંચી ગયો !" દરિયાની હોનારતની ખબરને લગતી લગભગ વીસેક લીટીઓ તે છાપામાં હતી. જેમ જેમ આ યુવકે તેની વિગત વાંચી તેમ તેમ તેનો સળવળાટ વધ્યો. એકવાર, બીજીવાર, એમ વારંવાર તે ખબર વાંચીને તે ગણુગણ્યો: " શું દિવ્યકુમાર ડૂબી ગયો ! હું આ શું વાંચું છું ? ! સર રસુલ હાફિઝની નૌકામાં તેના પુત્ર અબ્દુલ હાફિઝ સાથે સહેલગાહે જતાં તે ડૂબી ગયો અને તેની લાશનો પત્તો પણ નથી !"

તેણે ખબર ફરીથી એકવાર વાંચી. જાણે પોતાની ઉપર મહા વિપત્તિ આવી પડી હોય તેમ કે પછી ગમે તે લાગણીને યોગે તે દિગ્મૂઢ જેવો એ ફકરા તરફ જોતો થોડીકવાર સુધી બેસીજ રહ્યો. " શું આ ખરી વાત હશે ? નામમાં તો ભૂલ નહીં થઇ હોય ? છાપાવાળા એવી ઘણીયે ભૂલો કરે છે." તેણે છાપું આઘું નાંખી દીધુ. પથારીમાંથી તે ઉઠીને ઉભો થયો. દોઢગજ દૂર સળગતા સ્ટવને હોલવીને તે પોતાની ઓરડી બહાર આવીને ઉભો રહ્યો. તેના અંતરની લાગણીઓનું યુદ્ધ ચાલી રહ્યું હોય એમ તેના ચહેરા ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું. એ ચહેરો ઘડીકમાં વધારે શ્યામ; ઘડીકમાં ફિક્કો અને ઘડીકમાં બિહામણો જણાવા લાગ્યો. એકવાર તેણે દાંત ભીડીને ખૂબ કચકચાવ્યા. તે બાદ તેની આંખોમાં ચળકાટ જણાયો. તે પાછો ફરીને ઓરડીની અંદર દાખલ થતો હતો એટલામાં કોઇકે બૂમ મારી.

" રજનીકાન્ત ઉદયકાન્ત કોણાચા નાંવ ?"

" શું છે, એ તારવાળા ? અહીં આવ " યુવકે તે બૂમ મારનાર તારવાળાને કહ્યું.

પેલાએ તેના સામે તારનું પરબીડીઉં ધર્યું. આ યુવકે તે લઇને કહ્યું: " હે માઝા આહે " ફોર્મમાં સહી કરી આપીને તેણે તારવાળાને વિદાય કર્યો અને તાર વાંચવા માંડયો. વાંચ્યા બાદ તે એક ઘેલાની માફક કુદકો મારીને બરાડયો: " શું ડોસો મરી ગયો ?" તારમાં લખેલું હતું કે: " કાકા રાતે હૃદય બંધ પડી જવાથી મરણ પામ્યા છે. ઝટ આવો—ગોપાળદાસ."

જે રજનીકાન્તનો ઉલ્લેખ આગલા પ્રકરણોમાં વાચકવૃન્દ સમક્ષ થયલો છે, તેજ આ રજનીકાન્ત ! મધુસૂદનરાયના અવસાનના સમા-

ચાર મળ્યાથી તેને કેમ હર્ષોન્માદ ન થાય? જિંદગીભર તેણે ભીંડીબજારમાં ભામટા જેવું જીવન ગાળ્યું છે. હવે તે બેરોનેટ સાહેબની તમામ સંપત્તિનો એકલો વારસ થયો છે! તે બોલ્યો: "આજનું પ્રાતઃકાળ કોઇક સુભાગી પ્રાતઃકાળ છે. દિવ્યકુમાર ગયો; ડોસો ગયો; મારા માર્ગનાં બન્ને નડતર એકદમ પસાર! કોઇની દરકાર કોને છે? જ્યોત્સ્ના ક્યાં મારી સગી બહેન છે? બસ. હવે કોઇ મારા માર્ગમાં અંતરાય રૂપ નથી. હું હવેથી બેરોનેટનો વારસ! મારી બરોબરી હવે કીર્ત્તિમાં અને સંપત્તિમાં કોણ કરી શકે તેમ છે?"

તે ઓરડીમાં પાછો આવ્યો અને પથારીમાં બેઠો. તે વિચારવા લાગ્યો: "પણ દિવ્યકુમાર ખરેખર ડૂબી નહીં ગયો હોય તો? ગોપાળદાસના તારમાં તેના સંબંધમાં કેમ એકપણ અક્ષર નથી?" આ પ્રશ્ને તેને મુંઝવ્યો. છાપા ઉપર તેને વિશ્વાસ બેઠો નહીં. જાતે ચોક્સાઇ કરવાનું તેને મન થયું. "પોલિસ કમિશનરને ત્યાં જઇને તપાસ કરી આવું? હવે પોલિસ કમિશનર જેવા અમલદારો મને જરૂર પાંશરા જવાબ દેશે. બંદર પર તપાસ કરી આવું? હં. હં. મૂળ માણસ છે ને બીજાને પૂછવાની શી જરૂર?" આમ કહીને તે એકદમ પથારીમાંથી ઉભો થયો. ખીંટી ઉપરથી એક કાળો મેલો કોટ તેણે ઉઠાવ્યો અને તે તથા એક કાળો 'હંગેરીઅન' ટોપી પહેરીને, છાપું હાથમાં લઇને, તે ઓરડી બહાર નીકળ્યો. બારણું અડકાવ્યું; પણ તાળું અંદર રહેલું છે, એમ તેને સાંભર્યું! ફરીથી બારણું ઉઘાડીને તાળું લીધું અને જોડા પણ પહેરી લઇને તે બહાર નીકળ્યો. "બસ. ત્યાંજ જાઉં અને પછી મલાડ!" એમ બરબડતો તાળુ વાસીને તે રસ્તામાં ચાલવા લાગ્યો.

પગે ચાલતો તે સર રસુલ હાફિઝના બંગલા આગળ પહોંચ્યો ત્યારે પોણાનવ થયા હતા. દરવાનને તેણે કહ્યું: "મિ. અબ્દુલ હાફિઝ અંદર છે કે?"

"ક્યાંથી આવ્યા છો?"

"તારા શેઠને કહે કે, બેરોનેટ સાહેબ મધુસૂદનરાયનો હું ભત્રીજો છું."

આ શબ્દો ઉચ્ચારનાર તરફ દરવાન જોઇ રહ્યો. કદાચ તે મનમાં એમ વિચારતો હશે કે, "મારા પોતાના કરતાં તો આના દિદાર સાવ ખરાબ છે અને છતાંપણ આ બેરોનેટનો ભત્રીજો!"

રજનીકાન્તે તેને કહ્યું: "જુએ છે શું? મને ખોટી કરી રાખવો છે? શું મારા દરજ્જાનું તને બિલકુલ ભાન નથી? જા, એકદમ તારા શેઠને ખબર આપ."

રજનીકાન્ત જુએ નહીં, એ રીતે મ્હોં મચકોડતો દરવાન અંદર જઈને તરતજ પાછો આવ્યો અને બોલ્યો: "જાઓ અંદર" તે અંદર ગયો. એક નોકરે તેને દિવાનખાનામાં બેસાડયો. ભવ્ય અને કિંમતી સરસામાનથી શણગારેલા આ દિવાનખાનામાં આ મેલો ઘેલો યુવક મુખમલના એક સુંદર કૉચ ઉપર બેસતાંવારે સંકોચ પામ્યો નહીં. તે બેઠો હતો તે કૉચ સામે એક મોટો આયનો હતો. તેમાં તેનું પ્રતિબિંબ પડતું હતું; પરંતુ તે જોઈને આ [illegible] વધારનાર યુવકને બિલકુલ ઓસંગણું થઈ નહીં. ઉલટું પોતાનું વદન જરાક ઉંચું કરીને તે ગણગણ્યો: "હું કોણ? મુંબાઈનો એક મોટામાં મોટો શ્રીમંત! બૅરોનેટ કુટુંબનો કુલદીપક!" રૂપેરી ઘંટડીઓના રણકારની માફક તેના મસ્તકમાં તેના પોતાનાજ શબ્દો રમી રહ્યા. આત્મ-ગૌરવમાં ખેલતો રજનીકાન્ત પાંચેક ક્ષણ ત્યાં બેઠો હશે એટલામાં અબ્દુલ હાફિઝ આંખો ચોળતો ચોળતો તે દિવાનખાનામાં દાખલ થયો અને રજનીકાન્તને જોઇને બોલ્યો: "માફ કરજો જનાબ! આપને મેં બહુવાર રોકયા. ગઇ કાલે રાતના ૪ વાગે હું ઘેર પાછો આવ્યો. તે પછી મને બિલકુલ ઉંઘ આવી નહતી. હમણાંજ ૦ાા કલાક ઉપર જરાકવાર આંખ મીંચાઇ અને આપના આગમનની ખબર નોકરે આપતાં હું સીધો આપની પાસે આવ્યો. મધુસૂદનરાય બૅરોનેટ સાહેબ—"

"નો હું ભત્રીજો અને વારસ છું." રજનીકાન્તે પોતાનો મોભો સમજાવ્યો.

"એમ? મારા મિત્ર મર્હુમ મિ. દિવ્યકુમારના આપ સગા ભાઇ?"

"નહીં જી. દિવ્યકુમાર મારા બીજા કાકાનો પુત્ર થાય. મારૂં નામ રજનીકાન્ત. હું મારા કાકાથી જૂદો રહેતો હતો એટલે ગઇ કાલના બનાવથી વાકેફ નથી અને તેથીજ આપની પાસે આવ્યો છું. આજનાં વર્તમાનપત્રોમાંની હકિકત વાંચીને હું અજબ થયો છું. શું દિવ્યકુમાર સાથે છેક છેલ્લી ઘડી સુધી આપ હતા?"

"અરેરે! એ બનાવ! આપ એને માટે અહીં આવ્યા છો? હજી એ બનાવ મારી નજર આગળથી ખસતો નથી અને છતાં

પણુ મારા માન્યામાં તે આવતો નથી. મારી આ જુવાનીમાં મને એ બનાવે બુઢ્ઢો બનાવી દીધો છે."

"તમને દુઃખ થાય, એ સ્વાભાવિક છે" રજનીકાન્તે કહ્યું: "પણુ ડૂબી ગયલો યુવક મારો ભાઇ દિવ્યકુમાર જ હતો, એમાં તો કાંઇ શંકા જ નથી ને?"

"નહીંજ-એમાં તો કાંઇ શંકા નથી" અબ્દુલ હાફિઝે કહ્યું: "એ બનાવ આવી રીતે બન્યો હતો-"

તેણે અત્રે એ બનાવની આખી વિગત રજનીકાન્તને કહી સંભળાવી અને ઉમેર્યું: "કઠણુ કાળજાના માણુસને પણુ રોવરાવે એવી રીતના સંજોગોમાં આ બનાવ બન્યો છે. ખરૂંને મિ. રજનીકાન્ત?"

"બેશક" રજનીકાન્તે કહ્યું: "આપને મારે એક વિનતિ કરવાની. દિવ્યકુમાર જ ડૂબી ગયો છે, એ રીતે સોગંદનામું નોંધાવવામાં આપને કાંઇ વાંધો નથી ને?"

"એવો પ્રશ્ન કેમ કર્યો?" અબ્દુલ હાફિઝે પૂછયું.

"કાયદાને લગતી ચોકસાઇને ખાતર મારે આપને એ તસ્દી આપવાની છે; નાણુંાને લગતી કેટલીક વ્યવસ્થામાં આવા સોગંદનામાની જરૂર પડે, એ આપ જાણો છો."

અબ્દુલ હાફિઝ ઘડીભર રજનીકાન્ત સામું જોઇ રહ્યો. પછી બોલ્યો: "હં હં. હવે હું સમજ્યો. દિવ્યકુમારને બદલે બેરોનેટ સાહેબના આપ વારસ થયા એટલે આપને આમ કરવું પડે. સોગંદનામુ શું આજેજ નોંધાવવાનું છે?"

"મારો ઇરાદો તો એવો ખરો." રજનીકાન્તે કહ્યું.

"આપના દિલની લાગણીઓ વિષે હું કાંઇ કહી શકું નહીં; પણુ મારૂં દિલ હજી સ્વસ્થ થયું નથી. આ ઘા રૂઝાવાને પુરા ૨૪ કલાક થયા ન હોય તે પહેલાં ગીધની માફક નાણુાંની ગોઠવણો ઉપર તૂટી પડવું સારૂં નહીં. હું આવતીકાલે આપની સાથે આવીશ. અને હજી તો મારે દરિયામાં ફરીથી શોધખોળ કરાવવા આજે જવું છે."

રજનીકાન્ત આ સાંભળીને ચૂપ થઇ ગયો. થોડીવાર પછી તે બોલ્યો: "મારા કાકાને ત્યાં આપ ગઇ કાલે રાત્રે ગયા ત્યારે તેઓ જીવતા હતા?"

"કોણ? આપના કાકા? તેઓ ગુજરી ગયા નથી. તેઓ તો જીવે છે. તેમણે તો મારી સાથે સારી રીતે વાતચિત કરી હતી!" અબ્દુલ હાફિઝે આશ્ચર્ય બતાવતાં જવાબ દીધો.

"ત્યારે તો આપના પાછા ફર્યા બાદ તેઓ ગુજરી ગયા હશે!"

"શું? આપના કાકા પણ ગુજરી ગયા? કોણે કહ્યું?"

"મારા મુનિમનો મારા ઉપર તાર આવ્યો છે. હું એ તાર ઉપરથી મલાડ જવા નીકળ્યો છું અને માર્ગમાં આપને મળવા આવ્યો છું."

"શાથી એમનું અવસાન થયું?" અબ્દુલ હાફિઝે પૂછ્યું.

"હૃદય બંધ પડી જવાથી."

અબ્દુલ હાફિઝ ઘડીભર અવાક્ રહ્યો અને પછી બોલ્યો: "મિ. રજનીકાન્ત! આત્માના સાચા પ્રેમની એ સાબિતી! તમારા બાપ મર્હુમ મિ. દિવ્યકુમાર ઉપર તેમને અથાગ પ્રેમ હતો, એવું મને તમારા મુનિમે કહ્યું હતું. એ પ્રેમીએ પ્રેમીનો વિરહ ન સહી શકવાથી પોતાના પ્રાણ તજી દીધા! જગતમાં સૂક્ષ્મ પ્રેમ વસે છે, એની ખાત્રી હવે મને થઇ ચૂકી."

અબ્દુલ હાફિઝ આટલું કહીને પુનઃ વિચારશીલ અવસ્થામાં બેસી રહ્યો. રજનીકાન્તે કહ્યું: "હું હવે રજા લઇશ. મને ઘણાં કામ છે. આપ આજે તો ત્યારે નહીંજ આવો—અરે, કાંઇ નહીં, કાંઇ નહીં–થઇ પડશે એ બધી વ્યવસ્થા પાછળથી. સાહેબજી."

આમ કહીને અબ્દુલ હાફિઝ સાથે હાથ મેળવીને રજનીકાન્ત વિદાય થયો.

રજનીકાન્તે બહાર નીકળ્યા બાદ સ્વાગત કહ્યું: "સૂક્ષ્મ પ્રેમ સ્થૂળ પ્રેમ, પાતળો પ્રેમ, જાડો પ્રેમ–એ બધા પ્રેમને મેં તો ધોળી પીધા છે. જગતમાં સાચો પ્રેમ, નાણાંના ચળકાટમાં જ છે. એ સિવાય બીજા પ્રેમમાં મને આસ્થા નથી. આવા આવા હવેરા અને ઘેલા જણાતા આદમીઓને હવે હું બતાવીશ કે દુનિયામાં કિયા પ્રેમવાળો જીતે છે? એ લોકોના મોઢેથી બોલાતા બતાવાતા અને લાંબી પહોળી વ્યાખ્યાઓવાળા પ્રેમને પૂજનારો જીતે છે કે મારા જેવો, ચળકતી વસ્તુઓના પ્રેમવાળો જીતે છે!"

બરાબર દશ વાગે રજનીકાન્ત મલાડ જઇ પહોંચ્યો. એ વખતે મધુસૂદનરાયના બંગલામાં રવારોળ થઇ રહી હતી. સગાં વહાલાંઓ, મિત્રોઇરતદારો અને ઓળખીતાંપાળખીતાંઓ, જેઓ સર્વને મધુ-

શંકરરાવના મરણના સમાચાર મળ્યા હતા તેઓ તેમના શબના સ્મશાનયાત્રાના સંઘમાં ભળવા આવી પહોંચ્યા હતાં. શબને કાઢી જવાની સર્વ તૈયારીઓ ચાલી રહી હતી અને માત્ર અગ્નિસંસ્કાર કરનાર પિત્રાઇની રાહ જોવાઇ રહી હતી. ગર્વથી માથું ઉંચું ને ઉંચુ રાખીને રજનીકાન્તે બંગલામાં પ્રવેશ કર્યો અને પ્રવેશ કરતાંજ પોતાના સ્વભાવનો પરચો ગાડીવાનને બતાવ્યો. માળી અને બીજા નોકરો સાથે ઉભેલા ગાડીવાનને ધમકાવતો રજનીકાન્ત બોલ્યો: ' કેમ મફતનોજ પગાર ખાવો ગમે છે કે ? સ્ટેશન ઉપર ગાડી લાવતાં તને શું ભાર પડતો હતો ! અને ગોપાળદાસની બુદ્ધિ શું બહેર મારી ગઇ હતી કે, તાર કરીને મને બોલાવ્યો પણ મારી સગવડ સાચવવાનું તેને સુઝયું નહીં?"

ગાડીવાને કાંઇ જવાબ દીધો નહીં. રજનીકાન્તે કહ્યું: ' ઠીક છે, હું તમને બધાને જોઇ લઇશ !" આમ કહીને તે આગળ વધ્યો.

તેના ગયા પછી ગાડીવાને માળીને કહ્યું: "ઠીંગુજીનો રોફ જોયો ? 'ન દીઠાનું દીઠું તે ઝાપટ મૂળો ને મીઠું !' આ વખત ગાડીમાં સ્હેલ કરતા કરતા ઘેર આવવાનો છે કે? એની આંખમાં આંસુનું એક ટીપું પણ હતું? ફટ રે ફટ !"

માળીએ નાકે આંગળી અરાડી; કારણકે રજનીકાન્ત પાછો આવ્યો અને બોલ્યો: " અરે, આ મારાં કોટ ને ટોપી અહીં સાચવી રાખજે. હું પછીથી માગી લઇશ." માળીએ તે વસ્તુઓ લઇ લીધી. ગોપાળદાસે એટલામાં તેને જોયો; જેથી એકદમ તેની પાસે આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો: " હવે આપનેજ માટે બધા ખોટી થઇ રહ્યા છે. આપ કહો એટલે શબ ઉપાડીએ."

રજનીકાન્ત: " એટલી બધી ઉતાવળ શું કરવા કરી ? તમે લોકો બિલકુલ જંગલી જેવા છો."

આવા ઠપકાની જરાકે જરૂર ન હોવા છતાં પોતાને તે મળ્યો તેથી ગોપાળદાસ અજબ થયો; પણ અત્યારે કાંઇ સામો જવાબ દેવો નિરર્થક હોવાથી તે શાન્ત રહ્યો.

દશ પંદર ક્ષણ વહી ગઇ અને લોકોને દેખાડવા માટે તથા સર્વનું ધ્યાન પોતાના તરફ ખેંચવા માટે રજનીકાન્તે મોટેથી પોક-પોક મૂક્યા બાદ બેરોનેટના શબને ઉપાડવામાં આવ્યું અને રામનામના બિનહો વચ્ચે સ્મશાન તરફ લઇ જવામાં આવ્યું.

લાખ્ખોની મિલ્કતના એ માલિકની પાછળ સ્મશાન જવા માટે વિપુલ સંખ્યામાં જે માણસો એકત્ર થયાં હતાં તે સર્વના મનમાં એ

મિલ્કતદારની મિલ્કતની હવે પછી થનારી હાલહવાલ હાલતનાજ વિચારો અત્યારે તરવરતા હતા. એના જીવનની સુવાસનો. પમરાટ તો ચારેપાસ ફેલાયલો છે, એમ સહુ કહેતાં હતાં પણ હવે એ પમરાટ ટકશે કે કેમ, એજ સહુના મનનો, મોટા શોકનો વિષય હતો.

બેરોનેટ સાહેબનો નવો વારસ હવે શું કરે છે, તે આપણે જોતા રહીશું.

---

## પરિચ્છેદ ૧૫.

---

### "દીવા પાછળ અંધારૂં"

બૅરોનેટ મધુસૂદનરાવના શબને અગ્નિસંસ્કાર કરી આવ્યા બાદ બે કલાકનો વખત પસાર થયો છે; તે વખતે તેમના બંગલામાં દિવાનખાનામાં રજનીકાન્તને આપણે એક કૅાચ ઉપર બેઠેલો અને આસપાસ પડેલા ચોપડાના થરકલમાંથી એક ચોપડો તપાસતો જોઇએ છીએ. સ્મશાનેથી આવીને તે નિરાંતે પગ વાળીને બેઠો નથી. બૅરોનેટ સાહેબનાં વૃદ્ધ બહેન પાસે થોડીક ક્ષણ પણ જઇને, દિવ્યકુમાર અને બૅરોનેટ સાહેબનાં અવસાનથી પોતાને ઘણું જ દુઃખ થયલું હોવા વિષે એક શબ્દ પણ તે મુખમાંથી બહાર કાઢી આવ્યો નથી; તેમજ તે વૃદ્ધ નારીને તેની વૃદ્ધ ઉમરે કેવું દુઃખ થયું હશે, એ સંબંધી પણ વિચાર પોતાના મનમાં તેણે આણ્યો નથી દિવ્યકુમાર જ્યારે પણ બહારથી બંગલામાં આવતો ત્યારે તે વૃદ્ધ નારી પાસે થોડીક વખત બેસતો અને અનેક પ્રકારની વાતો કરતો. રજનીકાન્તને એવી કશી જરૂર જણાઇ નથી. તેણે તો સ્મશાનેથી આવ્યા બાદ એકદમ ગોપાળદાસને જણાવી દીધું હતું કે: "તમારા બધા ચોપડા મારી પાસે રજૂ કરો; અને એ ચોપડા જોયા બાદ હું જે કેટલીક હકીકત પૂછવા માગું તેના સંતોષકારક જવાબ આપવા માટે તૈયાર થઇ રહો." આ પ્રમાણે જાણે એક શાહુકારને કોઇ અદાલત તરફથી નીમાયલો 'રિસીવર' કહેવો હોય એવું કહીને તે ક્યારનો ચોપડા તપાસવામાં મશગુલ થઇ ગયો છે. અવશ્ય તેણે એક ઘંટડી વગાડીને એક નોકરને બોલાવ્યો હતો અને તેને તાકીદે મુંબાઇમાં કોટમાં જઇને કરસનદાસ સોલિસિટરને બોલાવી લાવવા

ફરમાવ્યું હતું. કરસનદાસ પણ સ્મશાને બધાની સાથે ગયો હતો. ત્યાંથી જ્યારે બીજાઓ બારોબાર ઘેર જવા વિદાય થયા હતા ત્યારે તે પણ વહેલો વિદાય થયો હતો. પોતાની ઑફિસે પહોંચીને આશરે ત્રણેક કલાક તેણે કામકાજ કર્યું હશે તેવામાં રજનીકાન્તનો નોકર તેની પાસે આવ્યો; જેથી તે મહાડ આવવા ઉપડ્યો. તે સમજી ગયો હતો કે, વસિયતનામાને માટેજ પોતાને બોલાવવામાં આવ્યો છે; એટલે તેણે જરૂરી કાગળીઆં પોતાની સાથે જ લઇ લીધાં હતાં.

બૅરોનેટ સાહેબના નવા વારસ ચોપડા તપાસે છે અને એક કાગળ ઉપર પેન્સિલથી કેટલુંક ટાંચણ વચ્ચે વચ્ચે કરતા જાય છે. ઘડીઆળમાં પાંચના ટકોરા વાગતા હતા તે વખતે કરસનદાસે દિવાનખાનામાં પગ મૂક્યો. રજનીકાન્તે તેને જોઇને કહ્યું:

" તમને આવતાં બહુ વાર લાગી. હું ક્યારનો તમારી રાહ જોઇ રહ્યો છું. "

કરસનદાસે એ મુદ્દાનો જવાબ ન દેતાં કહ્યું: " કહો સાહેબ, શી ફરમાશ છે? બરોબર બે પૂરા કલાક તમારી પાસેજ ગાળવા માટે ફાજલ પાડીને હું અત્રે આવ્યો છું. "

" કાકાના વસિયતનામાની હકીકત મને સમજાવો. પહેલાં એક વાર હું તમારી પાસેથી ખાનગી રીતે ઉપર ટપકે બધી હકીકત મેળવી ગયો હતો; પણ હવે તો પ્રત્યેક વિગત મને બારકાઇથી તમારે જણાવવી પડશે. " રજનીકાન્તે છેવટના વાક્યમાં પોતાના હુકમની ચીણગારી મૂકી દીધી.

કરસનદાસ: " તમે જાણીને અજબ થશો કે, જે વસિયતનામું પ્રથમ તમે મારી પાસેથી જાણી ગયા હતા, તે હાલમાં રદ થયલું છે- '

" હેં? એમ વળી ક્યારે બન્યું છે? " રજનીકાન્તના હોશકોશ જાણે ઉડી ગયા હોય, એમ આશ્ચર્ય બતાવતાં તે અધવચ બોલી ઉઠ્યો.

" મર્હુમ બૅરોનેટ સાહેબે " કરસનદાસે કહેવા માંડ્યું: " પોતાના અવસાનના ચાર દિવસ અગાઉ મને બોલાવીને પોતાનું અસલ વસિયતનામું કાયમ રાખવાનો હુકમ આપ્યો હતો. તે મુજબ અદાલતમાં રજીસ્ટ્રેશન તેમની હયાતિમાંજ થઇ ચૂકેલું છે. એ વસિયતનામા મુજબ, બધી મિલકત દિવ્યકુમારના નામ ઉપર ચઢાવેલી

છે અને તેને એવી ફરમાશ કરવામાં આવેલી છે કે, મિલ્કતમાંથી અમુક અમુક હિસ્સો અમુક અમુકને આપવો–"

"પણ દિવ્યકુમાર તો ડૂબી ગયો છે!" રજનીકાન્તે જાણે કરસનદાસની અને મર્હુમ બેરોનેટની એક મોટી ભૂલ શોધી કાઢી હોય તેમ કહ્યું.

"એ મુદ્દા વિષે તો હવે કશો શક નથી. દિવ્યકુમાર મરી જવાથી વસિયતનામાની કલમો કાંઇ ફરી શકે નહીં. માત્ર એટલુંજ થઇ શકે કે, દિવ્યકુમારના કોઇ વારસ ન હોય તો મર્હુમે જે ફરમાશ વસિયતનામામાં કરી છે, તે મુજબ મિલ્કતની વ્યવસ્થા થાય." કરસનદાસે કહ્યું.

"એ વ્યવસ્થા કવી રીતે કરવાની છે?"

"એક વાકયમાં કહું તો એ વ્યવસ્થાનું કામ તમને સોંપવામાં આવેલું છે." કરસનદાસે કહ્યું.

"એટલે આ બધું મારૂં ગણાય ને?" રજનીકાન્તે પૂછ્યું.

"અલબત્ત. દિવ્યકુમાર હયાત ન હોય અથવા તો દિવ્યકુમારનો વારસ હયાત ન હોય તો, એ બધું તમારૂં ગણાય." કરસનદાસે ખુલાસો કર્યો.

રજનીકાન્તે કહ્યું: "ઠીક. કાકાએ મને છેક છેલ્લો પણ અધિકાર આપ્યો છે ખરો! પણ વિધિનો ખેલ જુઓ કે, હું જ પહેલો રહ્યો! વારૂ,વસિયતનામાની મુખ્ય ચાવી તો આપણા હાથમાં આવી; પણ હવે મને કાકાની મિલ્કતની વિગત આપો."

કરસનદાસ: "અત્રેની 'મધુસૂદન મિલ્સ,' ગીરગામમાં આવેલી બે ચાલીઓ, વાલ્કેશ્વરનો 'મધુસૂદન વિલા' અને મલાડમાં રહેવાનો બંગલો–એ બધું સ્થાવર મિલ્કતમાં છે. જંગમમાં ૧૦ લાખ રૂપીઆ જૂદા જૂદા શેરોમાં અને 'બૉન્ડઝ'માં રોકેલા છે અને પાંચ લાખ રૂપીઆ બેંકોમાં છે."

રજનીકાન્ત: "આ મિલ્કત ઉપર કોઇનું દેવું છે?"

કરસનદાસ: "દેવા તરીકે મરનારે જેઓને પોતાના અવસાન બાદ અમુક અમુક રકમો આપવાનું દિવ્યકુમારને ફરમાવેલું છે તે રકમો ગણી શકાય."

રજનીકાન્ત: "તેની વિગત?"

કરસનદાસ "એ રકમ કુલ ૧૦ લાખની છે. તેમાંથી ૨ લાખ રૂપીઆ તમને; ૧ લાખ રૂપીઆ કોઇને: ૫૦ હઝાર જ્યોત્સ્ના

બહેનને; ૧૦ હજાર અને; ૫ હજાર નોકર ચાકરોને (જેની એક યાદી ખાસ ટાંકેલી છે,) અને બાકીના ધર્માદા ખાતે આપવા ઠરાવેલું છે; જેની પણ એક તપસિલ બનાવેલી છે."

રજનીકાન્તે આશ્ચર્યચકિત થતાં કહ્યું: "ધર્માદામાં ખૂબ નાણું આપવા ફરમાવેલું જણાય છે! લગભગ ૬। લાખ તમારા હિસાબે થાય!"

કરસનદાસ: "હા. એમાં કેટલુંક નાણું તો મકાનો બાંધવા માટે ઠરાવ્યું છે. ખુદ મલકમાં જ એક ધર્માદા દવાખાનું ચલાવવા માટે મકાન બંધાવીને તેની વ્યવસ્થા કરવા માટે રૂા. ૨ લાખ મૂકેલા છે. સ્કુલનું એક મકાન બંધાવવા માટે રૂા. ૧ લાખ મૂકેલા છે અને જુદાં જુદાં અનાથાશ્રમોને મોકલવાની રકમોની તપસિલ જ લગભગ રૂા. ૧॥ લાખની થઇ જાય છે. આ બધી રકમોનો સરવાળો તમે કહ્યો તેટલોજ લગભગ થશે તમે મને પરવાનગી આપશો એટલે એ રકમો હું જાહેર છાપામાં પ્રકટ કરાવીશ—"

રજનીકાન્તે તેને આગળ બોલતો અટકાવીને કહ્યું:

"નહીં. નહીં. એકદમ ઉતાવળ કરીને છાપાંમાં દોડી જતા નહીં. એ બધું ધીરે ધીરે થશે. હાલ તુર્ત તો હું બધો વહિવટ સંભાળી લઇને એ વહિવટને સીધી સપાટી ઉપર મૂકવા માગું છું મને કેટલુંક તો અંધેર જેવુંજ લાગ્યું છે. કેટલીક બાબતોમાં ઉડાઉપણાથી જ વ્યવસ્થા ચલાવેલી લાગી છે. તે બાબતોથી વાકેફ થઇને હું ધીમે ધીમે તમને ફરમાવું તેમજ બધું ચલાવવું પડશે. મારી ઇચ્છા વિરૂદ્ધ એક પાઇનું પણ ખર્ચ થઇ શકશે નહીં."

કરસનદાસ આ ઉદ્ગારો સાંભળીને ચકિત થયો. રજનીકાન્તે પોતાની જગ્યાએ બેઠે બેઠે એક ઘંટડી વગાડી; એટલે એક નોકર આવ્યો. "ગોપાળદાસને મોકલ" રજનીકાન્તે હુકમ કર્યો.

નોકર જઇને ગોપાળદાસને બોલાવી લાવ્યો. રજનીકાન્તે કહ્યું: "જુઓ ગોપાળદાસ, આવતી કાલે સવારના સાત વાગે મિલના સેક્રેટરીને અને ચાલીઓના ઓરડાઓનાં ભાડાં ઉઘરાવનારા કારકુનને મારી પાસે હાજર થવાની ખબર આપો; અને રાતના ૮॥ વાગે તમે પોતે મારી પાસે હાજર થજો. મેં ચોપડા જોયા છે અને તેમાંની ઘણીક ભૂલો વિષે મારે તમને ઠપકો આપવાનો છે."

"બીજો કાંઇ હુકમ?" ગોપાળદાસે પૂછ્યું.

"હોત તો હું ક્યાં વિના રહેત? એમાં પૂછો છો શું? જાઓ; તમને બતાવેલાં કામ કરો."

કરસનદાસે, ગોપાળદાસ તરફ બતાવાયલી વર્તણૂક જોઈ અને તે ઉપરથી રજનીકાન્તની વૃત્તિનો ખ્યાલ બાંધીને મનમાંજ તેણે નિશ્ચય કરી લીધો કે: "આ છોકરો જૅરેનેટની આબરૂ ઉપર જરૂર પાણી ફેરવશે." તે વિચારવા લાગ્યો કે: "આનામાં વિનયનો છાંટો સુદ્ધાંત નથી. વૃદ્ધજનોને જે માનથી બોલાવવા જોઈએ, તેનું તો તેને ભાન પણ નથી! જો આવી રીતે બધાને ધમકાવીને પ્રારંભથી જ મરનારના કામકાજમાં તે ફેરફારો કરતો રહેશે તો જરૂર થોડાક અરસામાં તે સારા નોકરો ગુમાવી બેસશે; એટલુંજ નહીં પણ પ્રતિષ્ઠિત લોકોમાંયે પોતાને માટે તે ખરાબ લાગણી ઉત્પન્ન કરશે." આ બાબતમાં તેને કાંઈ ચાનક આપનારી સલાહ આપવી કે કેમ એ સંબંધી કરસનદાસ વિચાર કરવા લાગ્યો. વિચારને અંતે તે એવા ઠરાવ ઉપર આવ્યો કે: "આને હાલ તુર્ત કાંઈ કહેવા જતાં તે અપમાન કરી બેસે એવો સંભવ હોવાથી જે થાય તે જોયા કરવું, એજ શોભા ભરેલું છે." તે આ ઠરાવ ઉપર આવ્યો એટલામાં રજનીકાન્તે તેને કહ્યું: "મિ. કરસનદાસ, હાલ તુર્ત તો તમે જાઓ. વસિયતનામાની એકાદ નકલ તમારી પાસે હશે? હોય તો અહીં મૂકતા જાઓ."

કરસનદાસ એક નકલ પોતાની સાથે લાવ્યો હતો. તે રજનીકાન્તને તેણે આપી અને તે બાદ આ બન્ને જણ વિખૂટા પડયા. કરસનદાસના જવા પછી ચોપડા બંધ કરીને રજનીકાન્ત ઉઠયો અને દિવાનખાનામાંથી બહાર નીકળીને બંગલાના ચોગાનમાં ફરવા લાગ્યો.

કેટલીકવાર એવું બને છે કે, જેઓએ છિદ્રો જોવાનો ધંધો આદર્યો હોય છે, તેઓને ક્યાંક ને ક્યાંકથી એવાં છિદ્રો જડી આવે છે જ. રજનીકાન્ત ચોગાનમાં ફરતો હતો તે વખતે શેઠની ગાડી જોડીને ગાડીવાન બહાર જતો જણાયો. રજનીકાન્તે એકદમ બૂમ પાડીને કહ્યું: "ઉભી રાખ, એ ગાડીવાન, ક્યાં લઈ જાય છે? કોને પૂછીને લઈ જાય છે?"

"જ્યોત્સ્ના બહેન અત્યારે આવવાનાં છે; તેથી કોઈબાના હુકમથી સ્ટેશન ઉપર લઈ જાઉં છું." ગાડીવાને જવાબ દીધો.

"મને પૂછ્યા વિના ગાડી કેમ જોડી? તમે લોકો મરજીમાં

આવે એમ ગમે. તેના કહેવાથી ગાડી જોડી, એ નહીં ચાલે. જા, તબેલામાં પાછી લઇ જા." રજનીકાન્તે હુકમ કર્યો.

"પણ સાહેબ, કોઇબાએ કહ્યું છે ને ?"

"ભલે કહ્યું. હું ગાડી લઇ જવાની ના પાડું છું."

ગાડીવાને કાંઇજ જવાબ દીધો નહીં અને ગાડી દરવાજા તરફ હાંકવી ચાલુ રાખી. રજનીકાન્ત એકદમ ગુસ્સે થઇ ગયો. પોતાનો ગુસ્સો કેવી રીતે પ્રકટ કરવો, એનો વિચાર તે કરવા લાગ્યો. આખરે તેને એક ઉપાય સૂઝી આવ્યો. તેણે પોતાના મનમાં ધારી રાખેલા ઉપાય મુજબ ગાડીવાનને તે વખતે કાંઇ જ ન કહેતાં જવા દીધો; અને પોતે બંગલામાં ચાલ્યો ગયો. ગાડીવાન મનમાં ફૂલાયો કે, 'મેં એનું કેવું અપમાન કર્યું છે!" પણ તેને ખબર નહતી કે, રજનીકાન્તે પોતાના મનમાં આ પ્રસંગ ઉપરથી સજ્જડ ગાંઠ વાળી છે; અને જે ધાંધલ તે થોડાક દિવસ પછી કરવાનો હતો, તે આ પ્રસંગ ઉપરથી આવતી કાલેજ કરવાનો તેણે ઠરાવ કર્યો છે.

રાત્રના સહાડા આઠનો શુમાર થતાં ગોપાળદાસ રજનીકાન્ત પાસે હાજર થયો. તેણે ખબર આપી કે, મિલનો સેક્રેટરી અને ચાલીઓનું ભાડું ઉઘરાવનાર મહેતાજી સહવારે હાજર થશે.

રજનીકાન્તે ગોપાળદાસને કહ્યું: "બેસો, ગોપાળદાસ. ચોપડાઓ તપાસતાં મેં શોધી કાઢયું છે કે, કાકાના વખતમાં તમે આંખો મીંચીને ઘરખર્ચ કર્યા ગયા છો. ચાર નોકરો, એક રસોઇઓ, એક માળી, એક ગાડીવાન અને તેના હાથ નીચે વળી એક છોકરો, તેમજ તમારા ઉપરાંત તમારા હાથ નીચે બીજો મહેતાજી ચોપડા લખવા માટે અને ત્રીજો મહેતાજી વળી ચાલીઓનું ભાડું ઉઘરાવવા માટે—એમ મળીને જે પગારદાર ૧૧ માણસો રાખ્યાં છે, તે ઘણાં છે. મને લાગે છે કે, મિલમાં પણ એવીજ રીતે ઘણાં હાલનું માણસો સેક્રેટરીએ રાખેલાં હશે. એ માટે તો હું તેની સાથે વાતચિત કરીશ. પરંતુ ઘરકામ માટે આટલાંબધાં માણસોની મને મુદ્દલે જરૂર લાગતી નથી; માટે આવતી કાલથી કમી કરો. માત્ર એક નોકર અને એકલા તમે, એ બેજ જણને હું રાખવા માગું છું. ગાડીઘોડાનું ખર્ચ મારે નહીં જોઇએ. માળીની પણ જરૂર નથી. ચોગાનમાં રોપાઓ અને ફૂલો નહીં ઉગાડીએ તો નભી શકશે. સમજ્યા ?"

ગોપાળદાસે કહ્યું: "ભાઇ સાહેબ, આપની ફરમાશને તાબે થવું એ મારી ફરજ છે; પણ કાકાસાહેબે વગર વિચાર્યે આ ખર્ચ રાખેલું

નથી. બિનજરૂરી માણસ આપણે ત્યાં એકે નથી. બંગલાના મોભા પ્રમાણે ગાડીઘોડા રાખવાની કાકાજીને જરૂર લાગી હતી. ફોઈબાનું શરીર વૃદ્ધ હોવાથી રસોઇઆની જરૂર ઊભીજ રહે છે. મહેમાનોની અવરજવર બંગલામાં ઘણીવાર થતી હોવાથી નોકરોની સંખ્યા વિશેષ રાખવી પડેલી છે. માળીને રાતના બંગલો સાચવવાનું કામ પણ કરવું પડે છે. મારી આટલાં વર્ષની નોકરીના કદર કરીને અને દિન પ્રતિદિન કામકાજે વધી ગયેલાં જોઇને, શેઠજીએ મારા માથેથી કામનો બોજો હલકો કરવા માટે મને બે મહેતાજીઓ સોંપેલા છે; જેમાંથી એક ચાલીઓની ઓરડીઓનો હિસાબ રાખે છે અને બીજો પરચુરણ ઉઘરાણી હિસાબ વગેરે ઉપર ધ્યાન રાખે છે. આપ જોશો કે, આમાં કોઇપણ ખર્ચ નકામું નથી."

રજનીકાન્તઃ "મારે દલિલો જોઇતી નથી. જો તમને મારી મરજી મુજબ કરવાનું ન પાલવતું હોય તો તમે પણ રજા લ્યો. અને બીજો જુવાન માણસ મળી શકશે."

ગોપાળદાસઃ "જેવી આપની ઇચ્છા. આપનો જન્મ થયો ત્યારથી હું આ ઘરની સેવા બજાવતો આવ્યો છું. આજ સુધી મને કોઇએ 'બસ' એમ કહ્યું નથી; પણ એવું કહેનાર આપ જ એક નીકળ્યા કે જેમને પણ મેં ઘોડીઆમાં રમાડેલા છે!"

રજનીકાન્તઃ "ગોપાળદાસ, પાછલી સેવાઓ ગણાવ્યાથી કાંઇ હાલમાં તમે સેવા બજાવો છો, એમ ન ગણાય. તમારે જો સીધી રીતે મારૂં કહેવું માનવું હોય તો રહો; નહીંતર બેલાશક ચાલ્યા જાઓ. માત્ર એક નોકર અને એક મહેતાજી સિવાય બીજા સર્વને આવતી કાલથી રજા છે. આ મારો છેવટનો અને સંપૂર્ણ વિચાર પછી થયેલો હુકમ છે."

ગોપાળદાસ થોડીક ક્ષણ સુધી ચૂપ રહ્યો અને તે બાદ બોલ્યોઃ "એક મહિનાની મુદ્દતની નોટિસ આપીને તે પછી સૌને—"

"મહિના સુધી મારી જમિન તેમના પગથી ઘસાવવાની મને બિલકુલ જરૂર લાગતી નથી. અને મહિનાની નોટિસ કેવી? પંદર દિવસની જ પુરતી છે. એ નોટિસના દિવસોનો પગાર હું તેમને આવતી કાલેજ પતવી દઇશ. તે લઇને તેઓ ચાલ્યા જાય."

ગોપાળદાસઃ "ભાઇ સાહેબ, આ ઠીક થતું નથી. હજી તો કાકાજી તેમજ દિવ્યકુમાર ભાઇના મરણને પૂરા બે દિવસે થયા નથી,

તેમાં આ પ્રમાણે માણુસોને રજા આપી દેશો તો લોકમાં ખરાબ દેખાશે."

"લોક બે દિવસ બોલીને રહેશે; પણ તેમના બોલવાથી ડરીને હું બાખલૂટ ખર્ચ ચાલવા દઇ શકીશ નહીં."

"ભાઇ સાહેબ, રસોઇઆને તો રજા ન આપશો. રસોઇઓ જશે તો રાંધશે કોણ?"

"ફોઇ બા"

આવા ધૃષ્ટતાભરેલા જવાબની આશા ગોપાળદાસે રાખી ન હતી. તેણે કહ્યું: "કાકાસાહેબે કદી તેમને ચૂલે અડકવા દીધાં નથી. એમના જેવાં ભક્તિપરાયણ અને કૂખે અવતાર લેવા જેવાં વૃદ્ધ માતુશ્રીને ચૂલો ફુંકવા કહેવું અને તે પણ અત્યારે તેમનું હૃદય દુઃખી છે તે વખતે કહેવું, એ તેમનું જાણીજોઇને અપમાન કરવા બરોબર છે."

"ફોઇબા નહીં રાંધે તો જ્યોત્સ્નાને રાંધવું પડશે." રજનીકાન્તે નવી ધૃષ્ટતા બતાવી.

"તે પણ ના પાડશે, એની મને ખાત્રી છે."

"જો તે ના પાડશે તો તેને અનાથાશ્રમમાં જવું પડશે, સમજ્યા? આ મકાનમાં તેણે રહેવું હોય તો રાંધી પીરસવું પડશે."

ગોપાળદાસને આ અવિચારી સૂચનાઓથી અત્યંત આશ્ચર્ય થયું. ફોઇબાને આ નવા વારસની ફરમાશોથી વાકેફ કરવાનું ઠરાવીને ગોપાળદાસે રજનીકાન્તને કહ્યું: "આપના હુકમ મુજબ સહવારે બધો અમલ કરીશ."

રજનીકાન્તઃ "ઠીક. વિશેષ કહેવાનું એ કે, હમણાં ગાડીવાન સ્ટેશન ઉપર ગાડી લઇ ગયો છે. તે પાછો ફરે એટલે તેને એકદમ રજા આપજો. પગાર માગે તો દશ દિવસ પછી આવીને લઇ જવા કહેજો."

ગોપાળદાસઃ "એનો કાંઇ વાંક પડ્યો છે, ભાઇસાહેબ?"

રજનીકાન્તઃ "હા. મેં ના કહ્યા છતાં તે ગાડી લઇ ગયો છે. એ ઉદ્ધત માણસને મારે એક મિનટ પણ હવે રાખવો નથી—"

તે આ વાક્ય પૂરું કરી રહ્યો ન હતો એટલામાં એક નોકરે આવીને તેના હાથમાં એક તાર મૂક્યો. રજનીકાન્તે તારનું પરબીડીઉં ખોલીને તે વાંચ્યો અને ગોપાળદાસને કહ્યું: "મિનલપુરનો રાજ-

કુમારીનો તાર છે. તે લખે છે કે, જ્યોત્સ્ના માંદી પડી છે; જેથી હમણાં થોડાક દિવસ સુધી નહીં આવે."

"ફોઈબાને હું આ ખબર આપું?" ગોપાળદાસ કે જે અહીંથી ઉઠવાનું બહાનું શોધતો હતો તેણે કહ્યું.

"હા. ખબર આપે; પણ જ્યોત્સ્ના ત્યાં શું કરવા ગઈ છે?"

"એ રાજ્યમાં લગ્નોત્સવ છે. તેમાં રાજકુમારીના નિમંત્રણથી તે ગયાં છે."

"ઠીક હાલ તો જાણે જે થયું તે ભલે થયું; પણ હવેથી એને એવી રીતે ફાવે ત્યાં રખડું ટ્ટી કરવાની મનાઈ કરવી પડશે. સ્ત્રીઓને એટલી બધી છૂટ આપવી ન જોઈએ."

"જેવો આપનો હુકમ" એમ કહીને ગોપાળદાસ પોતાની જગ્યાએથી ઉઠીને ઉભો થયો. બહાર નીકળીને તે ગણગણ્યોઃ "મરનાર શેઠ સાહેબે આનો એક છોકરો હક પણ રાખવો જોઈતો નહોતો. એ કુળદીપક નહીં નીવડે; કુળનો અંગારો નીવડશે! એ કોઈનું માને એવી આશા નથી. એને કાંઈ કહેવું અને કહેનારે પોતાની ઇજ્જત ગુમાવવી, એ બન્ને બરાબર છે." કપાળે હાથ ઠોકીને અને આકાશ સામે જોઈને તે બોલ્યોઃ "પ્રભૂ! પ્રભૂ! 'દીવા પાછળ અંધારું' એ કહેવત શું સાચી પડશે?"

## પરિચ્છેદ ૧૬

### સૂમનો સરદાર !

રજનીકાન્ત પાસેથી નીકળીને ગોપાળદાસ સામટો જ ફોઈબા પાસે ગયો. તે વૃદ્ધ સન્નારી પોતાની ઓરડીમાં એકલી બેઠી બેઠી અત્યારે આંસુ નિગાળતી હતી. એકસામટા બે ઘા ઝીલવા તે અસમર્થ હતી. તેનું દુઃખ અપાર હતું. ગોપાળદાસે તેની પાસે જઈને પ્રણામ કર્યા અને તેની સામે થોડેક દૂર પડેલી એક સાદડી ઉપર તે બેઠો.

ફોઈબાએ પૂછ્યું: "મુનિમ, રજનીકાન્ત અત્યાર સુધી કેમ દેખાયો નહીં? એણે ખાધું? એને સુંવાવા દેશો નહીં. એણે આવાં દુઃખ દીઠાં નથી! તમારા ઉપરજ હવે બધી જોખમદારીઓ છે. છોકરાંને આશ્વાસન આપીને યોગ્ય સલાહ સાથે દોરવાં, એ કામ હવે

તમારા ઉપરજ આવી પડયું છે. જ્યોત્સ્ના આવી કે નહી? સ્ટેશન ઉપર મેં ગાડી તો મોકલી છે."

ગોપાળદાસે કહ્યું: "માજી, હરગ્મડશો નહીં. જ્યોત્સ્ના બહેન માંદાં થઇ ગયાં છે, એવો તાર આવ્યો છે."

"પેલી રાજકુમારીને ત્યાં માંદી થઇ ગઇ છે કે રસ્તામાં? અરેરે, બિચારી કોમળ કાળજાની છે! તમે અહીંથી તાર કર્યો તેથી મુંઝાઇ ગઇ હશે."

ગોપાળદાસ: "માંદગી તો ચિન્તાને લીધે થઇ હશે; પણ રાજકુમારીને ત્યાં છે એટલે આપણે ગભરાવાની જરૂર નથી. ઇશ્વર સૌ સારાં વાનાં કરશે."

ફોઇબા: "તારમાં શું લખ્યું છે?"

ગોપાળદાસ: "તારમાં ફક્ત તે માંદાં છે એટલુંજ લખ્યું છે."

ફોઇબા: "તો જાઓ, તમે સામો તાર કરો અને પૂછાવો કે, તેની તબિયતની વિગતવાર ખબર અમને આપો. વળી તેમાં પૂછાવો કે, મારી જરૂર હોય તો હું ત્યાં આવું."

ગોપાળદાસ: "ભલે, તેમ કરું છું; પણ રજનીકાન્ત ભાઇ, એ તાર માટે વાંધો લેશે તો?"

"એ શા સારૂ વાંધો લે? એને બિચારાને હજી આંખમાંથી આંસુ સુકવવાની તો પુરસદ નહીં મળી હોય, તેમાં વળી વાંધાવાંધાનો વિચાર કરવાની પુરસદ શેની મળશે?"

"માજી, તમે બધી હકિકતથી માહિત નથી. હું હમણાંજ તેમની પાસેથી આવું છું. દોઢ કલાક સુધી તેમણે મારી ધૂળ કાઢી નાંખી. તેમણે મને હુકમ કરી દીધો છે કે, કાલથી મારે નોકરી છોડી જવા—"

"હેં? તેણે એમ શા સારૂ કહ્યું? બોલાવો એને મારી પાસે. હું એને સમજાવું. તમને રજા અપાય? તમે જાઓ તો પછી અહીં બધું અંધારૂં રતો!"

"માજી, એમણે કોઇનું કાંઇ સાંભળવાની ના પાડી છે. મને એકલાને જ નહીં; પણ માત્ર એક નોકર સિવાય બીજા બધા નોકરોને, માળીને, અને રસોઇઆને પણ કાલથી રજા આપવા તેમણે ફરમાવ્યું છે અને ગાડીવાનને તો અત્યારેજ કાઢી મૂકવા કહ્યું છે."

"કારણ?"

"કારણ એ કે, બહુ ખર્ચ થઇ જાય છે.'

"પણ રસોઇઆ વિના તે ચાલે?"

"હા, માજી. રજનીકાન્ત ભાઇએ એ બાબતમાં તો ન કહેવાનું પણ કહી દીધું છે."

"શું?"

"એ કે, રસોઇઆને રજા આપ્યા બાદ ફોઇબા રાંધે; અને ફોઇબા ના પાડે તો જ્યોત્સ્ના રાંધે. જો જ્યોત્સ્ના ના પાડે તો તેને અહીં ન રાખવી અને કાઢી મૂકવી; અથવા અનાથાશ્રમમાં મોકલવી."

વૃદ્ધ સન્નારીની આંખમાંથી આ વખતે આસુનાં ટીપાં પડ્યાં અને "હરિ! હરિ!" એવા નિમાસાભરેલા ઉદ્ગાર નીકળ્યા.

મુનિમે કહ્યુ: "માજી, અશ્રુપાત ન કરો. તમારી આંખમાંનાં આંસુ મારાથી નથી જોવાતાં. આ તમારો ઘરડો નોકર તમારી ખિદમતમાં હાજર છે. રસોઈઆને હું સમજાવીશ અને તે રજનીકાન્ત ભાઇને કહેશે કે, 'હું પગાર લીધા વિના જ તમને રાંધી આપીશ' માજી, રસોઇઓ રહેશે. તેને ખાનગી પગાર અપાશે; પણ તમને કે જ્યોત્સ્ના બહેનને ચૂલો ફુંકવો નહીં પડે. માટે ખેદ દૂર કરો અને અશ્રુપાત ન કરશો."

"મુનિમ, તમારાં વેણુ સાંભળીને જોકે મને નિરાંત વળે છે પણ હું રાંધવું પડે તે માટે રાતી નથી. 'રજનીકાન્તમાં આવી નીચ બુદ્ધિ!' એજ વિચારથી મને ડૂમો ભરાઇ આવ્યો. મરનારાઓને હજી તો પુરા દશ દિવસ પણ થયા નથી, તે દરમ્યાન તેમના વિચારો થી ઉલટી રીતે વર્તીને રજનીકાન્ત માણસોને કાઢી મૂકવા તૈયાર થયો છે, તેથી તેમના આત્માને કેટલું દુઃખ થશે? હમણાં માણસોને કાઢી મૂકવાના વિચાર કરાય? હમણાં વધારે ખર્ચ થઇ જાય છે એવા વિચાર કરાય? મરનારના પાછળ ગરૂડપુરાણ, ગીતાજી, એવી ધર્મની કથાઓ બેસાડવાના અને પિતૃઓને તૃપ્ત કરવાના વિચારો કરવાને બદલે હલકા વિચારો તેને ક્યાંથી સુઝયા? આવી અવળી બુદ્ધિ! મુનિમ, એ છોકરો શું કોઇનુ નહીં જ માને?"

'માજી, મારી તો પ્રત્યેક વાત તે વાઢી જ નાંખે છે. મેં જરાક દલિલ કરી કે, કાકાસાહેબે બધું ખર્ચ બરાબર રાખ્યું છે તે સાંભળીને મને તો તેણે રોકડું જ પરખાવી દીધું કે, હું કહું તેમ ન કરવું હોય તો નોકરીમાંથી ચાલ્યા જાઓ! કહો, માજી, આ પછી મારૂં શું ચાલે?"

"તમારૂં કહ્યું તે નથી માનતો; પણ મારૂં યે કહ્યું નહીં માને શું ?"

"માજી, સોનાની ઝાળ પાણીમાં નાંખવા જેવું કર્યામાં શો માલ ?"

"મુનિમ, અપમાનની બ્હીક રાખ્યે તો કશુંયે ન વળે. મોકલો એને મારી પાસે. જો તે મારૂં કહેવું નહીં માને તો પછી હુંયે ટેકી ભાઇની બ્હેન છું. એ છોકરાના કરતાં મેં બહુ દીવાળીઓ જોઇ છે. એ હઠ કરશે તો સવાઇ હઠ કરીશ."

મુનિમ ઉઠયો. ફોઇબાની આંખમાં તેણે કોઇની ચીણગારીઓ જોઇ. તેને કાંઇક હર્ષ થયો કે, તે રજનીકાન્તને પહોંચી વળે એવી છે ખરી. રજનીકાન્ત બેઠો હતો ત્યાં તે જરાક હિમ્મતથી ગયો અને ફોઇબાની વરદી તેને કહી સંભળાવી. રજનીકાન્તે તે સાંભળીને કહ્યું: "અત્યારે મળવાની શી જરૂર છે ? સહવારે મળીશ."

મુનિમ: "એ તો હઠ લઇને બેઠાં છે કે, અત્યારે જ મળવું છે. ભાઇસાહેબ, કાકાજીએ તેમને કોઇ દહાડો દુભાવ્યાં નથી; તો આપ આટલી નાની બાબતમાં શા સારૂ તેમને દુભાવો છો ? તેમને મળી જાવ અને રૂબરૂમાં આપને જે કાંઇ કહેવું હોય તે કહેજો."

રજનીકાન્તે વિચાર કરવામાં થોડોક વખત ગાળ્યો અને પછી કહ્યું: "વારૂ. કહો કે, આવી જાઉં છું."

એ બાદ ૦ા કલાકે તે ફોઇબાના ઓરડામાં દાખલ થયો; જે વખતે મુનિમ પણ ત્યાં બેઠેલો હતો. ડોસીમાએ તેને આવકાર આપતાં કહ્યું: "આવ, ભાઇ ! તારા શરીરને કેમ છે ? બપોર પછી તો મુદ્દલે દેખાયો નહીં ? અત્યારથી જ દુ:ખને લીધે નરમ ન થઇ જઇએ, ભાઇ !"

રજનીકાન્તે પોતાને કહેવાયલી બાબતો વિષે કાંઇ જ ન કહેતાં સીધો સવાલ કર્યો: "ફોઇબા, મને કેમ બોલાવ્યો હતો ?"

"તને એટલા સારૂ બોલાવ્યો હતો, ભાઇ !" ડોસીમાએ પણ સીધા મુદ્દા ઉપર આવતાં કહેવા માંડયું: "કે, આવતી કાલથી કથા બેસાડવાનું શું કર્યું ? મુનિમને પુરાણી મહારાજને ત્યાં મોકલીને આવતી કાલે સાંજે આવવાનું કહેવરાવ. ગરૂડપુરાણ વંચાવીશું કે ગીતાજીનો ઉપદેશ કહેવરાવીશું ?"

"કોઇબા ?" રજનીકાન્તે ગંભીર સ્વરે જવાબ દીધો: "એ

ક્યાંઆથાનાં ધતિંગ મને મુદ્દલ પસંદ નથી. કાકાના વખતમાં એવાં ધતિંગ બહુ દહાડા ચલાવ્યાં, તોયે હજી તમે ધરાયાં નથી શું?"

"ગાંડા!" ફોઈબાએ જરાક સ્મિત કરતાં કહ્યું: "આ કાંઈ સારા અવસરની કથા કહેવરાવવાની છે? મરનારના આત્માની શાંતિને માટે તે કહેવરાવવી પડે. ધતિંગ હોય કે ગમે તે હોય; પણ આ છેલ્લીવાર તો તારે તેમાં શ્રદ્ધા રાખવી જોઈએ."

રજનીકાન્ત: "મને કાંઈ તેવી શ્રદ્ધા રાખવાની ફુરસદ નથી."

"આવી હઠ તે ચાલે? જો, ભાઈ, મોટાં કહે તેમ કરીએ. મોટાનું માન તો આટલું રાખવું પડે" ફોઈબા હજી પણ પોતાની શાન્તિનો ત્યાગ ન કરતાં તેને સમજાવવા યત્ન કરવા લાગ્યાં.

રજનીકાન્ત: "તમે નાહક મારું માથું પકવોકો? આ ઘરનાં મુખત્યાર તમે કે હું? તમારી ટકટક મારી બાબતમાં નહીં ચાલે, સમજ્યાં?"

"ત્યારે મારું કહેવું તું નહીં જ માને. ખરુંને? આમ જો, આજકાલનો તું ટીચકુડો અમારા જેવાનાં અપમાન કરતાં લાજતો નથી, એ બધું શા ઉપર? ગઈ કાલ સુધી તો બકરી જેવો નરમ હતો અને આજ પૈસાનો કારભાર હાથમાં આવ્યો એટલે વાઘ જેવો બની ગયો. ખરું ને?"

"ફોઈબા, અત્યાર સુધી હું તમારું માન જાળવી રહ્યો છું; પણ જો હવે નકામી લવારી કરશો તો હું તમને સખ્ત શબ્દો સંભળાવી દઈશ."

"તારા સખ્ત શબ્દો સાંભળી રહેવા હું થોડું એવી નાહાન નથી. સમજ્યો? મુનમ, અમારેને અત્યારે વાલ્કેશ્વરને બંગલે ચાલો. આ છોકરાનું હું જન્મારા સુધી મ્હોં જોવા માંગતી નથી. બેનાં સ્નાન કર્યાં તે સાથે આ ત્રીજાનું સ્નાન પણ હું અત્યારથી કરી નાંખું છું. કાલથી એ બંગલામાં ગરૂડપુરાણ બેસાડીશું અને જે નોકરોને આ છોકરો કાઢી મૂકવાનો હોય તે બધાને એ બંગલે અત્યારથીજ આવવાનું કહી દો." પ્રત્યક્ષ ચંડિકા જેવી દેખાતી, ક્રોધાગ્નિનો ફુત્કાર કરતી, ફોઈબા આટલું કહીને પોતાના સ્થાનેથી ઊઠીને ઊભી થઈ.

રજનીકાન્તે કહ્યું: "પણ ઊભાં રહો. એ બંગલો હવે મારો છે. તેના ઉપર તમારો બિલકુલ હક્ક નથી."

ફોઇબાઃ "એ વાત બીજા કોઇને સંભળાવજે-મને નહીં, સમજ્યો ? ભાઇનું વસિયતનામું જરાક ડોળા ઉઘાડીને વાંચી જોજે, સમજ્યો ? એ વસિયતનામાની રજેરજ વાતથી હું માહિત છું. તારી સફાઇ મારી આગળ નહીં ચાલે."

"વસિયતનામામાં શું લખેલું છે ?" રજનીકાન્તે આશ્ચર્યચકિત થતાં પ્રશ્ન કર્યો.

"એ સવાલ તારા વકીલને પૂછજે અથવા તું જાતે વીલ વાંચી જોજે. મુનિમ, શું જોયા કરો છો ? જોડાવો ગાડી; અને ચાલો મારી સાથે." ફોઇબા એમ કહીને ક્રોધથી લાલચોળ આંખો સહિત ઓરડીની બારી પાસે જઇને ઉભાં રહ્યાં.

રજનીકાન્તઃ "વસિયતનામાની નકલ મારી પાસે છે. હું હમણાંજ તેમાં જોઇને ખાત્રી કરૂં છું કે, તમે આ બધો રોફ શા ઉપર મારો છો ?

"હા, હા, એક વાર નહીં પણ સત્તરવાર જોજે, સમજ્યો." એમ કહીને ફોઇબાએ પોતાનો કેટલોક જરૂરી સામાન સાથે લેવાની વ્યવસ્થા કરવા માંડી.

રજનીકાન્ત, તે ઓરડામાંથી ઉઠીને ઝડપથી દિવાનખાનામાં જઇને વસિયતનામું જોવામાં રોકાયો.

દરમ્યાન ફોઇબાએ બે ત્રણ પેટીઓ તરફ આંગળી ચીંધીને મુનિમને કહ્યુંઃ "મુનિમ, ન સમજશો કે, મારા ભાઇએ મને નાગી ભૂખી રાખી છે. એના જેવો દીર્ઘદૃષ્ટિવાળો કોઇ ન હતો. આ પેટીઓમાં મારૂં સર્વસ્વ છે અને તેને લીધે કોઇની તાબેદાર રહેવાનો અવસર મારે માટે આવનાર નથી. એ પેટીઓ ઉપડાવો. આનાકાની કરવાનો હવે વખત નથી. વિચારમાં વખત ગુમાવવામાં હવે સાર નથી."

મુનિમે કહ્યુંઃ "માજી, પાસેના એકાદ બંગલામાંથી ગાડી લાવું તો ? અહીંની ગાડી લઇને નાહક શું કરવા તકરાર વધારવી ?"

ફોઇબાઃ "એ કશુંયે નહીં કરી શકે. ગાડીને તેનાથી રોકી શકાવાની નથી. તમે શું કરવા ગભરાવ છો ? હિમ્મત રાખો."

મુનિમે ગાડીવાનને બોલાવ્યો અને ગાડી જોડવા વરદી આપી. નોકરોને બોલાવીને તેણે પેટીઓ નીચે ઉતરાવી. ગાડી પાંચ મિનિટમાં જોડાઇ રહી એટલે પેટીઓ તેમાં મૂકાવરાવીને ફોઇબા, મુનિમ, રસોઇઓ અને એક નોકર તેમાં બેઠાં અને ગાડી ચાલવા લાગી.

મુનિમને બ્હીક હતી કે, રજનીકાન્ત આવીને કદાચ ગાડી અટકાવશે. પણ એ બ્હીક ખોટી ઠરી. ગાડી બંગલા બહાર ગઇ તોપણ રજનીકાન્ત બહાર આવ્યો હોય એમ જણાયું નહીં.

રજનીકાન્ત શાથી બહાર ન આવ્યો ? તે શું કરતો હતો ? તે વસિયતનામું વાંચવામાં રોકાયો હતો. કલમે કલમ વાંચતાં તેને જણાયું કે, વાલકેશ્વરના બંગલા માટે મરનારે એવું ફરમાન કરેલું હતું કે, તે બંગલામાં ફોઇબા અને જ્યોત્સ્ના જ્યાં સુધી જીવે ત્યાં સુધી રહે. એમની હયાતી દરમ્યાન દિવ્યકુમાર, તેનો વારસ કિંવા તેમની પછી રજનીકાન્તથી પણ તે બંગલા ઉપર હક્ક કરીને તેને વેચાય નહીં; ગીરો મૂકાય નહીં કે ભાડે અપાય નહીં. આ કલમ વાંચીને ઠંડોગાર બની ગયલો રજનીકાન્ત ફોઇબાના ગમન વખતે શું મોઢું લઇને બહાર નીકળી શકે ? તે એ કલમ વાંચીને દિગ્મૂઢ હાલતમાં બેસી રહ્યો અને તે દરમ્યાન ફોઇબા ઝડપથી વિદાય થયાં.

બીજે દિવસે પ્રાતઃકાળમાં મિલનો સેક્રેટરી હાજર થયો. રજનીકાન્તે તેની પાસેથી મિલના કારકુનો, કામદારો, પટાવાળાઓ, પહેરાવાળાઓ વગેરેનાં હાજરીપત્રક અને પગારપત્રક માંગ્યા. સેક્રેટરી પોતાની સાથે એક પટાવાળાને લેતો આવ્યો હતો. તેને એક ચીઠ્ઠી લખી આપીને મુખ્ય કારકુનને પત્રકો લઇને આવવા ખબર આપી.

દરમ્યાન રજનીકાન્તે કહ્યું: " જુઓ મિસ્ટર !......હં. તમારૂં નામ શું ? "

" શિવલાલ "

" મિ. શિવલાલ, હું એવા સિદ્ધાન્તનો માણસ છું કે, પુષ્કળ માણસો રાખીને ખોટી વાહ વાહ કહેવરાવવાને બદલે થોડાં બાહોશ માણસો અને કારીગરો રાખવાં કે જેથી આપણાં કામકાજ વધારે સારાં થાય. મેં કેટલીક મિલોમાં જોયું છે કે, મામા માશીના સગાંઓને રાખવાનો ચાલ વિશેષ છે. આથી શું નુકશાન થાય છે તે તમે જાણો છો ? કામકાજ થતાં નથી; ઉપરી અમલદારોથી તેઓને ઠપકો આપી શકાતો નથી અને તેઓને નિરર્થક પગાર આપવા જેવું થાય છે. આવી અવ્યવસ્થા આપણે ત્યાં ચાલતી હોય તો હું તે એકદમ આવતી કાલથી બંધ કરવા માગું છું. મારૂં સાંભળી લ્યો. પછી જવાબ આપજો. હાજરીપત્રકમાં જે જે નામો હોય તે બધાંમાંથી સૌથી પહેલાં મને મર્હૂમ શેઠનાં સગાંઓ ઉપર નિશાન કરી આપજો. તે પછી દરેક કારકુન અને કામદારની ઉમ્મર કેટલી છે

તે મને જણાવજો. વૃદ્ધ માણસોને મારે રાખવા નથી. મારી મિલ કાંઇ પાંજરાપોળ નથી; અથવા અનાથાશ્રમ નથી. આ બે મુદ્દા તમારા ધ્યાનમાં ઉતર્યા ?"

સેક્રેટરીઃ "હા જી, પણ એક બાબત ઉપર હું આપનું લક્ષ ખેંચું છું. જૂના માણસોને આપે જણાવ્યાં તે બે કારણોમાંનાં હરકોઇ કારણસર આપ રજા આપવાનું નક્કી કરશો તેથી વસ્તુસ્થિતિ એવી ઉભી થશે કે, નવાં માણસો લેવાં પડશે. નવાં માણસો અનુભવી હશે તો તો ઠીક; પણ જો અનુભવી નહીં હોય તો તેમને કામકાજ શીખવવા માટે કેટલોક વખત અમારે ગુમાવવો પડશે; જેથી ચાલુ કામકાજ ઢીલમાં પડશે વળી નવાં માણસો ચાહે તેવાં હશે તોપણ ટુંકા પગારમાં નહીં રહે; કેમકે હાલનો વખતજ એવો છે કે, અમુક સરેરાશનો પગાર આપવો પડે"

રજનીકાન્તઃ "એ બાબતમાં મને જરૂર પડશે તો તમારી સલાહ પૂછીશ. પણ મારો સિદ્ધાન્ત તો હું જતો કરીશ નહીં."

એટલામાં હાજરીપત્રક અને પગારપત્રક લઇને મુખ્ય કારકુન આવી પહોચ્યો. રજનીકાન્તે હાજરીપત્રક હાથમાં લીધું અને સેક્રેટરીથી માંડીને દરેકે દરેક કારકુનની ઓળખાણ અને વય વિષે પૂછપરછ કરી જોઇ. એ પૂછપરછને અંતે પગારપત્રક હાથમાં લઇ, તેમાંના આંકડા જોઇ, તે થોડોક વખત વિચારમસ્ત બની ગયો અને પછી એક કાગળ અને પેન્સિલ મુખ્ય કારકુનના હાથમાં આપીને તેણે એજ હાજરીપત્રકમાંથી અમુક છ નામ તેની પાસે લખાવ્યાં. પટાવાળાઓ અને પહેરાવાળાઓની ટીપમાંથી પણ એવીજ રીતે ત્રણ નામો લખાવ્યાં અને તે બાદ સેક્રેટરીને કહ્યું: "આ માણસોને આવતી કાલથી રજા આપો. કારકુનોમાં ત્રણ સગાંઓ છે અને ત્રણ વૃદ્ધ છે. પટાવાળાઓ ત્રણે વૃદ્ધ છે. એવા લોકો મને નિરૂપયોગી છે."

મુખ્ય કારકુન એ યાદીમાં આવતો હતો. સેક્રેટરીએ કહ્યું: "સાહેબ, કુલ્લ દશ કારકુનો અને સાત પટાવાળા તથા પહેરાવાળા-ઓમાંથી આપ નવ માણસોને એકદમ કમી કરવા ફરમાવો છો; તો પછી હું વ્યવસ્થા શી રીતે જાળવી શકીશ? છ કારકુનોનું કામ કોણ કરશે? તેમાં વળી મુખ્ય કારકુનને આપ વૃદ્ધ વયને કારણે રજા આપવા કહો છો; પણ સાહેબ, એમણે તો સેક્રેટરીનું કામ આગલા વર્ષોમાં કેટલોક વખત કરેલું છે. એવા અનુભવી તો અમારા

'એક-ઑન' ભગડાની કરોડ જેવા છે. એમના જેવા માણસ અમને કોણ મળશે ?"

"તો મિ. શિવલાલ, તમારે રજા લેવી પડશે. મુખ્ય કારકુન તમારૂં કામ કરી જાણે છે તો તેમને હું સેક્રેટરી તરીકે નીમીશ."

સેક્રેટરી ચૂપ જ થઇ ગયો. રજનીકાન્તે કહ્યું: "આ લોકોને રજા આપો; સમજ્યા ? અને તમારા તથા મુખ્ય કારકુનના સંબંધમાં શું કરવું તેનો નિર્ણય તમે જાતે જ કરી લેજો. આ છ કારકુનોને રજા આપીને બે જુવાન કારકુનો નવા રાખો. દરેકનો પગાર ૪૦ થી વધારે હોવો ન જોઇએ."

સેક્રેટરી: "સાહેબ, સાધારણ માણસને પણ ૬૦ રૂપીઆ તો આ શહેરમાં રહેજ જોઇએ."

રજનીકાન્ત: "મેં વિચાર કરીનેજ પગાર ઠરાવ્યો છે; છતાં પણ તમને જો નવા માણસોની દયા આવતી હોય તો દરેકને વીસ રૂપીઆ તમારા પગારમાંથી આપજો અને તમે ૪૦ રૂપીઆ ઓછા લેજો."

સેક્રેટરી પુનઃ ચૂપ થઇ ગયો. રજનીકાન્તે કહ્યું: "પહેરાવાળાઓ કુલ્લે ૪ છે; અને પટાવાળાઓ ત્રણ છે. આમાંથી મેં બે પહેરાવાળા અને ૧ પટાવાળાને રદ કર્યા છે. ૨ પટાવાળામાંથી એકને પહેરાવાળાનું કામ સોંપો. એકજ પટાવાળો નભી શકશે અને ૩ પહેરાવાળા પુરતા છે."

"સાહેબ—"

"હું કાંઇપણ વિશેષ સાંભળવા ઇચ્છતો નથી." એમ કહીને રજનીકાન્તે કામદારોની ટીપ તપાસી; પગારપત્રક તપાસ્યું અને પછી એક કાગળ ઉપર કેટલાક આંકડાઓ માંડીને વિચાર કરી જોયો. લગભગ ૦। કલાક એમાં વીતાવ્યા બાદ તેણે કહ્યું: "કામદારોની સંખ્યા મને ઘણી વધારે પડતી લાગે છે. વળી તેઓના પગારો પણ મને વિશેષ પડતા લાગે છે. આવા હું આજ સાંજના એક ટીપ તૈયાર કરીશ. તે મુજબ માણસો કમી કરવાં અને બાકીનાઓના પગારો પણ કમી કરી નાંખવા."

સેક્રેટરી: "સાહેબ, અનુભવી તરીકે મારૂં કેટલુંક કહેવું સાંભળશો ? આપને ધ્યાનમાં લેવું ન હોય તો કાંઇ વાંધો નહીં; પણ મારૂં કહેવું સાંભળવા તસ્દી લ્યો."

રજનીકાન્તઃ "બોલો, તમારે શું કહેવાનું છે? ટૂંકમાં પતવજો."

સેક્રેટરીઃ "સામાન્ય રીતે સર્વત્ર એવો નિયમ હોય છે કે, નવા શેઠ જ્યારે અધિકાર હાથમાં લે ત્યારે માણસોને પ્રથમ તો ખુશાલીમાં કાંઈક વિશેષ લાભ કરી આપે. આમ કરવાથી માણસોમાં ઉત્સાહ આવે અને તેઓ કામ વધારે સારૂં કરી આપવા ઉત્સુક બને. વળી આપના દાખલામાં એવું બનેલું છે કે, મર્હૂમ શેઠ સાહેબ કરોડોની મિલ્કત મૂકી ગયા છે. પરમાત્મા આપને દીર્ઘાયુષ આપો અને આપ તે સત્કાર્યોમાં વાપરો. જો નાણાંની સ્થિતિ ખરાબ હોત તો આપનો નિર્ણય ઉચિત લેખાત; પણ તેવું કાંઇ બન્યું નથી. માણસો મર્હૂમ શેઠ સાહેબના વખતમાં રાજી હતાં; હવે પણ તે સ્થિત થવુ રહે તો ઠીક. આને બદલે કામદારોની બાબતમાં કાપકુપની કાતર આપ મૂકો છો તેથી કામદારો ગુસ્સે થઇને હડતાલ પાડશે અને મિલ કેટલોક વખત કામ કરતી બંધ પડશે—"

રજનીકાન્તે અધવચ કહ્યું: "હું એવી ધમકીઓથી બિલકુલ ડરતો નથી—"

સેક્રેટરીઃ "સાહેબ, આપને માણસો કમી કરવાં હોય તો ભલે તેમ કરો; પરંતુ પગારો ઓછા કરવાનું હાલમાં મુલતવી રાખો."

રજનીકાન્તઃ "મિ. શિવલાલ, મારો નિર્ણય ફરે તેમ નથી. આજસુધી ગમે તેમ ચાલ્યું; પણ એ દિવસો હવે ગયા છે, એમ સમજજો. કામદારો હડતાલ પાડશે તો હું દેશાવરથી બીજા કામદારો મંગાવીશ. પરંતુ મને જે પગાર વધારે પડતા લાગે તે ચાલુ રાખીને હું કાંઇ મારાં નાણાં લુંટાવીશ નહીં. આ મિલ કાંઇ નાણાંનું સદાવ્રત નથી."

મુખ્ય કારકુને અત્રે કહ્યું: "સાહેબ, આપના નિર્ણયથી આપ જાણી જોઇને વધારે નાણાંના ખર્ચમાં ઉતરો છો. જેટલા કામદારો કમી કરશો તે દરેકને નોટિસ બદલ અકેક માસના પગારો આપવા જોઇશે. કારકુનોને પણ તેમજ આપવા ઉપરાંત આજ સુધી તેઓએ બજાવેલી સેવાઓ બદલ કાંઇ વધુ રકમ 'ગ્રેચ્યુઇટી' તરીકે આપવી જોઇશે."

રજનીકાન્તઃ "ગ્રેચ્યુઇટીની આશા કારકુનોએ આ જન્મમાં રાખવી નહીં. કારકુનોને અને પટાવાળાઓને રીતસર નોટિસનાં પગાર આપવામાં આવશે. પણ કામદારોને તો અકેક માસની નોટિસની

મુદ્દત બાદ જ છૂટા કરવામાં આવશે. આમ ક્યાંથી હું કાંઇ વિશેષ ખર્ચમાં ઉતરતો નથી."

આ વાતચિત ચાલતી હતી, એટલામાં ચાલીઓનાં ભાડાં ઉઘરાવનાર કારકુન આવી પ્હોચ્યો. રજનીકાન્તે, મિલના સેક્રેટરી અને મુખ્ય કારકુનને વિદાય કર્યા અને ભાડાં ઉઘરાવનાર કારકુનને, ઠરાવેલા વખત કરતાં અર્ધો કલાક મોડો કેમ આવ્યો એમ કહીને દમ ભરાવવા માંડયો. એ જુવાન કારકુને તરતજ સામો જવાબ દીધોઃ "સાહેબ, આપને મારા કામની જરૂર છે કે ટાઇમની? આપનું કામ હું મધ્ય રાત્રે પણ બજાવું છું."

રજનીકાન્તઃ "ઠીક, એ બધી સફાઇ બીજા પાસે ચલાવજો. મહેતાજી! તમારા હિસાબની ચોપડીઓ મને બતાવો."

કારકુને એ ચાલીઓના ભાડુતોના હિસાબને લગતી ચોપડીઓ રજનીકાન્ત આગળ રજૂ કરી. કારકુનના કામકાજમાં તે ભૂલ કાઢવાની ઇચ્છા ધરાવતો હતો. તેણે ચોપડીઓ આમ તેમ જોઇ; પણ ભૂલ કાઢવા જેવું ખાસ કાંઇ જણાયું નહી. દર મહિને ઓરડીઓનાં, દુકાનોનાં વગેરેનાં ભાડાં નિયમિત રીતે લેવાતાં જણાતાં હતાં. કારકુનના અક્ષર પણ સ્વચ્છ અને મોતીના દાણા જેવા હતા. રજનીકાન્તને તેના હિસાબની પદ્ધતિમાં પણ કાંઇ વાંધા જેવું જણાયું નહીં. હવે તેણે આ કારકુનનો વાંક કઇ રીતે કાઢવો? તે વિચાર કરવા લાગ્યો. કોઇક સત્ય કારણસર તેને ઉધડો લીધો હોય તો ઠીક, એમ ધારીને તેણે કારણો શોધવા માંડયાં. આખરે એક કારણ તેણે શોધી કાઢયું: "મહેતાજી, ઓરડીઓમાં કેવી જાતનાં ભાડુતો રહે છે?"

"કેવી જાતનાં એટલે શું સાહેબ? દરેક વર્ણનાં માણસો રહે છે. બ્રાહ્મણ વાણીઆ, કપોળ, ભાટીઆ—"

"તમે કેવા માણસ છો? કેવી જાતના એટલે સ્વચ્છતાની ટેવવાળાં માણસો રહે છે કે નહીં એમ હું પૂછવા માગું છું? તેમજ ઓરડીઓ ગજા ઉપરાંત માણસોથી વસાયલી છે કે કેમ, એ વિષે હું વિગત જાણવા માગું છું."

"સાહેબ, એ બાબતમાં તો આપ જાતે આવીને તપાસ કરી જાએ. હું તો તેમાં કુટુંબી માણસોને અને સામાન્ય રીતે જેઓ નિયમિતપણે ભાડું આપી શકવાની તાકાદવાળાં હોય તેઓને વસાવું છું. ઘણાંક ભાડુતો તો વર્ષોનાં વર્ષોથી કેટલીક ઓરડીઓમાં વસે છે."

"તમારો ખુલાસો અસંતોષકારક અને આડા મુદ્દાનો છે. સ્વચ્છતાને ચહાનારાં અને ગીર્દી નહીં કરનારાં ભાડુતેનેજ હું એ.રડીઓમાં વસાવવા માગું છું. એથી ઉલ્ટા પ્રકારની રીતવાળાં જેઓ હશે તેઓને વસાવવા માટે હું તમારી કસુર ગણીશ."

"લોકોની જે પ્રકૃતિઓ હોય તે રહેવાનીજ. એમાં મારી કસુર શી રીતે ગણાય?"

રજનીકાન્તઃ "હું જાતે આજ બપોરે આવીને તપાસ કરી જઇશ. તે પછી તમારે કાન પકડીને કબૂલ કરવું પડશે કે, તમારી કસુર છે. હાલતુર્ત જાઓ."

કારકુન જતાં જતાં ગણગણ્યોઃ "આ કોઇ તદ્દન વિચિત્ર મૂાન લાગે છે. 'ગીર્દી નહીં કરનારાં ભાડુતો' એટલે શું? જેઓને છોકરાંછૈયાં હોય અને જેઓનાં કુટુંબ ભર્યાંભાદર્યાં હોય તેઓને આ નવો શેઠ શું કાઢી મૂકશે? સ્વચ્છતા તો ચાલીઓમાં રહે છેજ પણ ભાડુતોની ઓરડાઓમાં કદાચ તે ન પણ હોય. તેમાં મારી કસુર શી રીતે ગણાય? 'ચાલતા બળદને આર ઘોંચવા' જેવી આ પ્રકૃતિ તેને પોતાનેજ નુકશાનકારક થઇ પડશે."

કારકુનના ગયા પછી રજનીકાન્તે ગઇ કાલ રાતના નોકરો વગેરેને કાઢી મૂકવાનો જે ઠગારો કર્યો હતો તે અમલમાં મૂક્યો. દરેક જણને બોલાવીને તેનો તે દિવસ સુધાનો પગાર અને પંદર દિવસનો વધારે પગાર આપીને રજા આપી. ગાડીવાનને ગઇ કાલે સાંજના તેમજ રાતના પોતાને પૂછ્યા વિના ગાડી જોડવા તથા બહાર લઇ જવા માટે તકસીરવાર ગણીને તેને પાંચ રૂપીઆ દંડ કર્યો; પંદર દિવસનો વધારાનો પગાર આપવા ના પાડી અને નોકરીના ભરેલા દિવસોમાંથી પણ તેનો એક દિવસનો પગાર કાપીને તેણે તેને દશ દિવસ પછી પગાર લેવા આવવા જણાવ્યું.

ગાડીવાન બડબડવા લાગ્યોઃ "સાહેબ, અમારા ગરીબ માણસના પૈસા કાપી લીધાથી તમારૂં સારૂં નહીં થાય. મારા ખરા પરસેવાના પૈસા કાપી લ્યો છો; પણ કોઇવાર તેથી બેવડા પૈસા ન કઢાવું તો કહેજો."

રજનીકાન્તઃ "મને ધમકી આપે છે શું? આજ સુધી તારી અક્કલ ગુમાવી બેઠો હતો કે શું? પહેલેથી સંભાળીને મારો હુકમ માન્યો હોત તો તારી આવી દશા ન થાત."

ગાડીવાન બડબડતો અને વેર લેવાની પ્રતિજ્ઞા લેતો ચાલ્યો ગયો.

લગભગ અગીઆરનો શુમાર થતાં બંગલામાં રજનીકાન્ત સિવાય કોઇ રહ્યું નહીં ! નોકરો ગઇ કાલે રાતથીજ તૈયાર થઇ રહ્યા હતા. અહીંથી તેઓનો પગાર ક્યારે ચૂકવી આપવામાં આવે તેની તેઓ રાહ જોઇ રહ્યા હતા. પગાર મળ્યો કે, દરેક જણ વાલ્કેશ્વરને બંગલે ફોઇબાની તહેનાતમાં જઇ પહોંચ્યો.

અગીઆર વાગ્યા એટલે આ લાખ્ખો રૂપીઆનો માલિક બંગલાના દિવાનખાનામાંથી રસોડામાં ગયો અને ભીંડી બજારની પોતાની ઓરડીમાં અગાઉ પોતે જે રીતે જાતે રસોઇ બનાવતો તે રીતે પોતાની પેટપૂજા માટે અત્યારે પણ જાતે રસોઇ કરવા મંડી પડયો ! અત્યારે કોઇએ તેને રસોઇ બનાવતાં જોયો હોત તો તેને ભાગ્યેજ સંકોચ ઉપજત. અત્યારે જો કોઇ તેને ઠપકો આપત તોપણ તેને ભાગ્યેજ લજ્જા ઉપજત. "હું તો હમેશાં જાતે કામ કરતો આવ્યો છું ને કરીશ," તે પોતાની મેળે કહેવા લાગ્યોઃ "પૈસા બહુ આવ્યા માટે કાંઇ આ બંગલાને હું અનાથાશ્રમ બનાવી ન શકું ! જરૂર વિનાની વસ્તુઓ પાછળ પૈસા ખર્ચવાની જરૂર શી ? જરૂર વિનાનાં માણસો, જરૂર વિનાની મોજશોખ, ઇત્યાદિ રાખીને લોકમાં મારે ખોટી વાહવાહ કરાવવી નથી."

રસોઇ બનાવીને તે જમતો હતો એટલામાં ઘોડારમાંથી ઘોડાઓનો હણહણાટ સંભળાયો. રજનીકાન્ત સ્વગત કહેવા લાગ્યોઃ "માણસોને રજા આપી પણ ઘોડા તો રહી ગયા ! ઘોડાને પણ આજે જ ઠેકાણે પાડવા જોઇએ."

તે વિચાર કરવા લાગ્યોઃ "ભીંડીબજારમાં મારી ઓળખાણનો, ઘોડાઓનો એક મુસલમાન વેપારી રહે છે. તેને આજ મળીને ઘોડાઓના વેચાણનું ચોકઠું ગોઠવું અને એ બાદ આ વિશાળ ભૂતખાના જેવો બંગલો પણ કોઇકને ભાડે આપવાની ગોઠવણ કરૂં. મારે એકલાને આ બંગલો નિરૂપયોગી છે."

જમી રહીને તેણે પોતાના વિચારો અમલમાં મૂકવા ઠરાવ કર્યો. બંગલામાં સાંજે પાછા ફરવાનો તેનો ઇરાદો હોવાથી તે પ્રથમ ઘોડારમાં ગયો અને લગારે સંકોચ પામ્યા સિવાય તેણે ઘોડાઓને ઘાસ નાંખ્યું. એ બાદ કેટલાંક જરૂરી કાગળીઆં એક કપડાના કટકામાં વીંટીને બંગલાને બરોબર રીતે બંધ કરીને તે સ્ટેશન તરફ પગે ચાલતો નીકળી પડયો. લોકલમાં બેસીને રજનીકાન્ત મુંબાઇમાં આવ્યો અને પહેલો પ્રથમ તે ભીંડી બજારમાં ગયો. ઘોડાના વેપારી

સાથે વાતચિત કરીને તેણે તેને સાંજના મલાડ આવવાનું નિમંત્રણ કર્યું. તે પછી મકાનોના એક એજંટને તે મળ્યો અને મલાડનો પોતાનો બંગલો ભાડે આપવા વિષે તેને વાતચિત કરતાં પ્રથમ તે એજંટે અજાયબી બતાવી. પછીથી તેણે એક સદ્દગૃહસ્થ ભાડુતનું નામ તેને આપ્યું અને જણાવ્યું કે: "ગઇ કાલે જ એ માણસે મને એકાદ બંગલા માટે પૂછપરછ કરી હતી. મુંબાઇની હવા તેને માફક ન આવતી હોવાથી પરામાં ક્યાંક બંગલો વેચાતો મળી શકે તો પણ લેવાની તેની ઇચ્છા છે."

રજનીકાન્તે કહ્યું: "વેચાતો લેવા પણ તે તૈયાર છે?" થોડોક વખત વિચાર કરીને તે બોલ્યો: "પણ ના, હાલ તુરત હું એ બંગલો ભાડે જ આપીશ. વેચાણ માટે પછીથી વિચાર થઇ પડશે."

મકાનોના એજંટે આજ સાયંકાળે પોતાની સાથે ભાડુત ગૃહસ્થને લઇને મલાડ ખાતે બંગલો જોવા આવવા રજનીકાન્તને વચન આપ્યું.

રજનીકાન્ત ત્યાંથી નીકળીને કરસનદાસ સોલિસિટરની ઓફિસે ગયો. સોલિસિટર તે વખતે ઓફિસમાંજ હતો. તેણે તેને આવકાર આપીને એક ખુરશી પર બેસાડયા પછી પૂછયું: "કહો સાહેબ, આજ શી ફરમાશ છે?"

રજનીકાન્ત: "હું એક અગત્યના કામ માટે અત્યારે તમારી પાસે આવ્યો છું."

સોલિસિટરે પૂછયું: "મારાથી બની શકતી સલાહ આપવા હું તૈયાર છું. કામ કેવા પ્રકારનું છે, તે જણાવવા કૃપા કરશો?"

રજનીકાન્તે પોતાના હાથનાં આંગળાં મમળાવા માંડયાં અને તેમ કરતાં કરતાં તે ભીંત ઉપર લટકાવેલી એક તસ્વીર તરફ જોતો જોતો બોલ્યો: "મિ. કરસનદાસ, તમને ખબર છે કે, હું એક તદ્દન સાદો માણસ છું. આજ સુધી હું એવા સંયોગોમાં ઉછર્યો છું કે, મને એકાન્ત જીવન જ પસંદ પડે અને સાદાઇ જ વહાલી લાગે. મારી આ પ્રકૃતિ અત્યારે મારામાં એટલી બધી પ્રધાનપણે દાખલ થઇ ગયલી છે કે, મને મોજશોખ કે વૈભવવિલાસ બિલકુલ ગમતાં નથી—ઉલટું, મને તેમના ઉપર કંટાળો આવે છે—"

આમ કહીને રજનીકાન્ત, સોલિસિટર તરફ જોઇ રહ્યો. સોલિસિટરે ગંભીર વદને તેના તરફ જોયું અને કાંઇ જવાબ ન દેતાં તેને

આગળ કહેવા ઇશારત કરી. રજનીકાન્તે કહેવા માંડયું: "મારી આ પ્રકૃતિને લીધે મને મલાડવાળો બંગલો ઘણોજ મોટો લાગે છે. મારા જેવો એકલો અટૂલો માણસ, એ વિશાળ બંગલાને શું કરે? મારે નોકર ચાકરો, રસોઇઆ, ગાડીઘોડા કાંઇજ રાખવાનું નહોવાથી એ બંગલો મને તો ભૂતખાના જેવોજ લાગે. એમા મારાથી બહુ દિવસ રહી શકાય જ નહીં. પરિણામે મેં એવો વિચાર કર્યો છે કે, મારી અસલ ભીંડીબજારવાળી ઓરડીમાંજ રહેવું; અને આ બંગલો ભાડે આપવો—"

આ છેલ્લું વાક્ય સાંભળતાંજ સોલિસિટરનાં ભવાં આશ્ચર્યથી ઊંચા થયાં. અચાનક તેના મુખમાંથી ઉદ્દગાર નીકળ્યા: "શું બેરો- નેટ સાહેબનો બંગલો ભાડે અપાય?"

"થોડોક વખત એવી કામચલાઉ ગોઠવણ કરવામાં શું નુકશાન છે? મારે કાંઇ બંગલામાં જ્યાફતો આપવી નથી. મારે કાંઇ બંગ- લામાં મેલાવડાઓ કરવા નથી. હું ભલો ને મારૂં એકાન્ત જીવન ભલું!"

સોલિસિટરે પૂછ્યું: "આપ એમ કેમ કહો છો તે હું સમજી શકતો નથી. મર્હુમ શેઠનાં બહેન અને આપનાં ફોઇ તેમજ જ્યોત્સ્ના વગેરેને બંગલામાં રહેવાનું હોવાથી અને શેઠ સાહેબ તથા દિવ્યકુમાર ભાઇ હમણાંજ ગુજરી ગયા હોવાથી જમણવાર વગેરેની ગોઠવણો તો દર મહિને કરવી જ પડશે ને?"

રજનીકાન્તે કહ્યું: "એ બધી ચિન્તામાંથી મને ફોઇએ મુક્ત કર્યો છે. તે ગઇ કાલેજ વાલ્કેશ્વરવાળે બંગલે રહેવા ગયાં છે. તેમના જવા પછી નોકર ચાકરોને પણ મેં રજા આપી દીધી છે. હવે તેમને ત્યાં જે કરવું હશે તે કરશે. મિ. કરસનદાસ, વાત નીકળી છે ત્યારે પૂછવાનું કે, વાલ્કેશ્વરનો બંગલો શું મારાથી ભાડે આપી શકાય નહીં? કાકાએ ભાડે આપવાની મનાઇ કરી છે; પણ હક તો મારોજ ગણાય ને? હમણાં થોડાક દિવસ હું નહીં બોલું; પણ પછીથી હું કાયદેસર પગલાં લઇને એ બંગલો મારે સ્વાધીન કરી લઇશ."

કરસનદાસે કહ્યું: "અને તેમ થતાં ફોઇ વગેરે ક્યાં રહેવા જશે?"

"ચાહે ત્યાં જાય."

"સાહેબ, આ મુદ્દામાં આપણને કાયદેસર મુશ્કેલીઓ નડશે. ફોઇ અને જ્યોત્સ્ના જીવે ત્યાં સુધી તેઓને એ બંગલો બક્ષિસ આપેલો ગણવાનો છે. આથી આપ એ બાબતમાં હાલતુર્ત કંઇ

ફેરફાર કરવા વિચાર કરશો નહીં; અને મલાડવાળો બંગલો આપ ભાડે આપવા ઠરાવો છો તો ભલે પણ—

"પણ ને બણ. લોકોની તો મને દરકાર નથી એ હું તમને પ્રથમથીજ કહી દઉં છું. આજ સાંજના એક શ્રીમંત ભાડુત એ બંગલો જોવા આવનાર છે. તેની સાથે હું ભાડાની ગોઠવણ કરી દઇશ. તમારે જે કરવાનું તે એ કે, એ બંગલાની ભાડાચીઠ્ઠી વગેરેને લગતી કાયદેસર ગોઠવણો કરી આપવી."

રજનીકાન્તના સ્વભાવથી સોલિસિટર હવે પૂર્ણપણે માહિત થઇ ગયો. તે મનમાંજ બોલ્યો: "વસિયતનામાની નકલ આના હાથમાં આવ્યા પછી આ છેલ્લા ૨૦-૨૧ કલાકમાં આણે ખૂબ ઉથલપાથલ કરી હોય તેમ લાગે છે. નક્કી તે મર્હુમ બૅરોનેટનો પૂર્વજન્મનો વેરી હોય, એમ લાગે છે. તેના ચહેરા ઉપર મને તો નીચતાનો પડદોજ છવાયલો લાગે છે! એ મર્હુમ બૅરોનેટના કુળમાં કયાંથી પેદા થયો? એનું હૃદય વજ્રસમું કઠિન જણાય છે અને તેમાં ઉદારતાને બદલે લોભવૃત્તિ; મોટાઇને બદલે નાહાની અને સહૃદયતાને બદલે દયાહીનતા ભરેલાં જણાય છે. વડીલો પ્રત્યે પૂજ્યભાવ અને આદરમાન તેનામાં બિલ્કુલ દેખાતાં નથી. કેવળ પૈસો, પૈસોને પૈસો: એજ તેના હૃદયની એક ઉર્મિ જણાય છે; પણ પૈસાની તેને શી ખોટ છે? જે છે તે જાળવીને બેસી રહે તો તેનાં નાણાં આપોઆપ વધે તેમ છે. નીચતાભરેલી પ્રવૃત્તિથી તે ઉલ્ટાં આડકત્રી રીતે વધારે નાણાં ગુમાવી બેસશે અને જાતે દુ:ખી થઇને બીજાને દુ:ખી કરશે; પણ તેને સમજાવવો શી રીતે?—"

સોલિસિટર આ વિચારોમાં તલ્લીન હતો તે વખતે રજનીકાન્તે તેને પૂછયું: "મિ. કરસનદાસ, મને જવાબ આપવાને બદલે તમે તો કાંઇક ઉંડા વિચારોમાં ડૂબી ગયા જણાવ છો? હું અહીં કયારનો બેસી રહ્યો છું, એ તમારા સ્મરણમાં છે ને? તમે ભાડાચીઠ્ઠીનું લખાણ કાયદાના આપણા હક્ક જાળવીને કરી આપશોને?"

સોલિસિટરે કહ્યું: "માફ કરજો સાહેબ, હું બીજા વિચારો ઉપર ચઢી ગયો! પણ આપ માત્ર એ બંગલો બંધ રાખો અને ભાડે ન આપો તો ન ચાલે?"

રજનીકાન્ત: "તમારી દલિલ હું સમજી શકતો નથી. ભાડે લેનાર માણસ આપણને મળી આવ્યો છે; તો પછી શા માટે ભાડે ન આપીએ? નાણાં તો જયાંથી અને જે સાધન મારફત મળે

ત્યાંથી લેવાં જ જોઇએ. આવતાં નાણાંની સેર બંધ કરૂં તો હું મૂર્ખો જ ઠરૂં."

સોલિસિટરને લાગ્યું કે, "આમ ભાડે આપવામાં તે મૂર્ખો ઠરે છે, એ ભૂલી જાય છે અને હજી તો જાણે મૂર્ખો ઠરવાનું બાકી હોય એમ બોલે છે, એ નવાઇજ છે! આને સમજાવવામાં કાંઇજ માલ નથી." આમ વિચારીને તેણે આ ગોઠવણને સંમતિ આપી અને ભાડાચીઠ્ઠીનું લખાણ તૈયાર કરી આપવા કબૂલ કર્યું. રજનીકાન્ત એ પછી ત્યાંથી વિદાય થયો. તેના જવા પછી સોલિસિટર બોલ્યો: "તે કેવળ સૂમ નથી; પણ સૂમનો સરદાર છે! મારા આ ધોળા વાળ થયા ત્યાં સુધીમાં મેં આવો એક પણ નીચ શ્રીમંત જોયો નથી!"

---

## પરિચ્છેદ ૧૭.

### અબ્દુલ હાફિઝની શંકાઓ.

મુંબાઇમાં વૉડબી રોડ ઉપર આવેલા એક આલિશાન બંગલાના છજામાં પ્રાતઃકાળના આઠેક વાગ્યાને શુમારે એક યુવકને આપણે અહીં તહીં આંટાફેરા મારતો જોઇએ છીએ. તે યુવકનો ચહેરો વિમાસણથી ભરપૂર છે. હરઘડી આપણે તેને નિસાસા નાંખતો અને મોઢામાં આંગળાં નાંખીને કરડતો જોઇએ છીએ. આવા ભવ્ય બંગલામાં રહેતા આ યુવકને વિમાસણ કરવા જેવું શું બન્યું છે? તેને એવું શું દુઃખ છે કે જેથી તેને આમ પ્રત્યેક પળે નિસાસા નાંખવા પડે છે? એ યુવક પોતાના દુઃખ માટે આમ કરતો નથી—પરદુઃખે દુઃખી બની ગયો છે. તે કાંઇક બોલતો સંભળાય છે. તે કહે છે: "મારા એક હિંદુભાઇનું દુઃખ ટાળવાનો મને મળેલો મોકો એકદમ છટકી ગયો! હરકોઇ કોશિષથી હું તેની જિંદગી સુખી કરવાના ઠરાવ ઉપર આવ્યો હતો; પણ કિસ્મતે મને યારી ન આપી! તે અચાનક ડૂબી ગયો; તેની લાશનો પત્તો ન લાગ્યો; એક રોજ નહીં પણ બે રોજ મેં તપાસ કરાવી. સરકારી માણસોની મદદ લીધી પણ તેમ છતાંયે તેની લાશ હાથ ન આવી. આજ તેને ચાર રોજ થયા. ત્રણ રોજ પછી દરિયો કોઇપણ મુડદાને પાણીબહાર કાઢે છે—પોતાના ગર્ભમાં રહેવા દેતો નથી. પરંતુ મારી કૉલેજના આ સાથીનું મુડદું તેણે બહાર કાઢયું નહીં! શું દરિયો પણ મારો વેરી બન્યો

છે? પણ નહીં, એ લાશ જરૂર કોઇને હાથ આવી હશે. કદાચ હમારા જાણવામાં ન હોય અને કોઇએ તેને બચાવો લીધો હોય–એમ શું ન બને? અને બચાવી લાવ્યો હોય તો તે વાત ખુલ્લી કરવામાં બચાવનારને શો વાંધો હશે? તેને હજી સુધી કેમ છૂટો કરવામાં નહીં આવ્યો હોય! તેનું શું થયું હશે? અને હાં...તેની માશુકની કેવી હાલત થઇ હશે? મને તેણે કહ્યું હતું કે, અમારો ઇશ્ક ખૂબ ગૂંથાયલો છે. હું તેને જિગરથી ચાહું છું અને તે મને ખરા જિગરથી ચાહે છે; પણ તેણે કહ્યું હતું કે, તેનાં માબાપ આડે આવ્યાં છે. વળી કોઇક નઠોર નૌજુવાને નાણાં આપીને તેનાં માબાપને ફોસલાવ્યાં છે; જેથી લગ્નમાં ખતરો પડયો છે. એ નાણાં આપનાર કોણ હશે? મારા મર્હૂમ દોસ્તને મેં વચન આપ્યું હતું કે, હું તેને સમજાવીશ. દોસ્તનો તો પત્તો નથી; પણ તેની માશુકને ખાતર પણ મારે તેના હરિફને હજી સમજાવવો જોઇએ અને એ જુવાન બાળાનો સંસાર બગડે નહીં તે માટે એ લગ્ન થતાં અટકાવવાં જોઇએ. હા! પણ એ હરિફ કોણ હશે? હું તેને શોધી કાઢું કયાંથી?"

યુવકે અત્રે નિરાશામાં પોતાનાં આંગળાં કરડયાં. આકાશ તરફ જોઇને તે બોલ્યો: "પાક પરવરદિગાર! મને મારા દોસ્તના હરિફનો પત્તો શું નહીંજ મળે?"

તે છજામાં ઝડપથી ફરવા માંડયો. વિચારોમાં ખૂબ તલ્લીન થઇ ગયો. વાચકવૃન્દ! આ યુવક કોણ? એ તેજ અબ્દુલ હાફિઝ છે કે જેની "નૂરે આલમ" લૉંચમાંથી દિવ્યકુમાર ડૂબી ગયો હતો. આ સહુદયી યુવકને અને દિવ્યકુમારને અગાઉ કોઇ જાતની દોસ્તી નહતી; પરંતુ દિવ્યકુમાર પોતાના કૉલેજનો સાથી હતો અને તેની જીવનકથા દુઃખદર્દથી ભરપૂર હતી, એમ જ્યારે અબ્દુલ હાફિઝે તેને મુખેથી સાંભળ્યું હતું અને તે પછી અચાનક તે લૉંચ ઉપરથી તે ગુમ થયો હતો ત્યારથી અબ્દુલ હાફિઝનું દિલ દિવ્યકુમાર તરફ ખેંચાયું હતું. અબ્દુલ હાફિઝનો સ્વભાવ મળતાવડો અને માયાળુ હોવાથી–તેનું હૃદય કુંળું હોવાથી તેને આજ ચાર દિનથી ચેન પડતું નથી. રાતના તે ઉંઘતો નથી. ફકત એકજ ઝંખના કરે છે કે: "દિવ્યકુમારનું શું થયું હશે?" તેણે મરનારના કાકાને વચન આપ્યા પ્રમાણે પુનઃ દરિયામાં માણસોને ઉતારીને તપાસ કરાવી જોઇ હતી. ત્રીજે દિન પણ તેણે આતુરતાથી

રાહ જોઇ હતી કે, કયાંયે પણ દિવ્યકુમારની લાશ બહાર આવે છે? પરંતુ તે નિરાશ થયો છે. હવે આજ ચોથે દિવસે તે પ્રાતઃકાળમાં શા વિચારો કરી રહ્યો છે, તે આપણે તેના ઉપર જણાવેલા ઉદ્‌ગારોથી જાણ્યું. તે દિવ્યકુમારના હરિફનો પત્તો મેળવવા ચાહે છે.

તે વિચારવમળમાં જ અમળાતો છજામાં ફરી રહ્યો છે. અચાનક તે થોભી ગયો. તે સ્વગત બોલ્યોઃ "હ. મેં જાણ્યું કે હું આ બાબતમાં વધારે પૂછપરછ કરી શકીશ. નંદકિશોર પાસેથી જ્યોતિનાં માબાપનું રહેઠાણ જાણી શકીશ; અને દિવ્યકુમારનો ભાઇ તથા હાલમાં નવો બનેલો બેરોનેટ રજનીકાન્ત-એને પુછીને દિવ્યકુમારના હરિફનું નામ જાણી શકીશ. બરાબર, એજ ઉત્તમ ઉપાયો મારે અજમાવી જોવા જોઇએ." આમ વિચાર કરીને તે જરાક પ્રફુલ્લ બન્યો; ઉત્સાહથી તેણે પોતાનાં કપડાં પહેરી લીધાં અને પોતાના બંગલાની બહાર નીકળીને ટ્રામમાં બેસીને તે ચર્ચગેટ સ્ટેશને ગયો. પ્રથમ રજનીકાન્તને મળવાનો તેણે ઇરાદો કર્યો અને મલાડ જવા માટે તે લોકલમાં બેઠો.

મલાડ પહોંચતાં, સ્ટેશન ઉપર તેનો ઓળખીતો એક ટિકિટ કલેક્ટર મળ્યો. તેણે પૂછ્યું: "અહીં કેમ ભૂલા પડયા સાહેબ?"

અબ્દુલ હાફિઝે કહ્યું: "રજનીકાન્ત બૅરોનેટને મળવા આવ્યો છું."

ટિકિટ કલેક્ટર આ સાંભળીને હસતો હસતો કહેવા લાગ્યોઃ "સાહેબ, કોઇ અજાણી ગુફામાં ઉંઘમાં પડયા હો અને ત્યાંથી ઉંઘમાંથી ઉઠીને એકદમ આ બાજૂ આવ્યા હો એમ લાગે છે!"

"એમ કેમ?"

"મહેરબાન, એ બૅરોનેટ સાહેબ તો તમારા મુંબાઇ નગરમાં ભીંડી બજારમાં લતીફની ચાલીમાં ભોંયતળીઆની રૂમ નં. ૧૩ માં રહે છે!"

અબ્દુલ હાફિઝે ગંભીરતાથી કહ્યું: "મિસ્ટર, તમારે મોટા માણસોની હાંસી ન કરવી જોઇએ. એક બૅરોનેટ કોઇ ગરીબની માફક કદી કોઇ ચાલીને ભોંયતળીએ રહેતો સાંભળ્યો છે ખરો?"

ટિકિટ કલેક્ટરે પુનઃ હસતાં હસતાં કહ્યું: "પૂર્વકાળમાં નથી સાંભળ્યો; ઇતિહાસમાં કોઇના વિષે એવુ નથી વાચ્યું; પરંતુ વર્તમાનકાળમાં નજરોનજર એ બૅરોનેટને મેં ત્યાંજ વસતો જોયો છે!"

અબ્દુલ હાફિઝ: "પણ ચાર દિવસ ઉપર તો હું અહીં આવી ગયો છું!"

ટિકિટ કલેક્ટર: "ચાર દિવસ ઉપર આવ્યા હતા ને? સાહેબ, ચાર દિવસમાં તો એ બંગલામાં ખૂબ ઉથલપાથલ થઇ ગઇ છે. સાહેબ, અમે હસીએ નહીં તો શું કરીએ? માણસો જાતેજ પોતાની હાંસી કરાવે તેમાં અમારો શો દોષ? આપ જે બંગલામાં મહુંમ બૅરોનેટ સાહેબને મળવા ગયા હતા તે બંગલામાં અત્યારે કોણ રહેવા આવ્યું છે તે જાણો છો? એ બંગલો મુંબાઇના એક ભાટીઆ શ્રીમંતે માસિક રૂ. આઠસોમાં ભાડે રાખી લીધો છે. ગઇ કાલથી જ તે રહેવા આવી ગયેલ છે—"

અબ્દુલ હાફિઝે આશ્ચર્ય બતાવતાં કહ્યું: "અને રજનીકાન્ત શેઠ પોતે શું તેમાં નથી રહેતા?"

"રજનીકાન્ત શેઠ! અહોહો! આપ પોતે ભલા છો એટલે બધામાં ભલાઇ જ ભાળી રહ્યા છો? જરા તે કહેવાતા શેઠની મિલ તરફ નજર કરી આવજો, સાહેબ! માણસોને એકદમ કમી કરી દેવાનો ઠરાવ કરી દીધાથી તે મિલનાં માણસો તેને શેઠ કહે છે કે બીજું શું ઉપનામ આપે છે, તે આપને જણાશે."

અબ્દુલ હાફિઝ: "મિલમાંથી માણસો કમી કરવાનો ઠરાવ તેમણે શા સારૂ કર્યો છે?"

ટિકિટ કલેકટરે વ્યંગમાં કહ્યું: "એ લક્ષાધિપતિને ખૂબ ખર્ચ થઇ જાય છે! મિલનાં અર્ધોઅર્ધ માણસો કમી કરવાની નોટિસ ગઇ કાલે તેણે મિલમાં ચોઢી છે. તેઓને એક માસ બાદ રજા અપાશે, અને તે પછી જેઓ બાકી રહેશે, તેઓને ૧૫ ટકા ઓછો પગાર આપવામાં આવશે, એમ તે નોટિસમાં જાહેર કરવામાં આવ્યું છે. આથી માણસો કકળી ઉઠયાં છે અને વિચાર ચલાવે છે કે, હડતાલ પાડવી કે નહીં અને જો હડતાલ પાડવી તો કયારથી પાડવી?"

"એમ? આ તો ગેરવાજબી થયલું કહેવાય."

"સાહેબ, આ એકજ બાબત ગેરવાજબી થઇ નથી. તે કહેવાતા શેઠે તો પોતાના મરનાર વડીલનું સખ્ત અપમાન કર્યું છે. હમારી હિંદુ કોમના રિવાજ મુજબ ધાર્મિક કથા મરનારના આત્માની શાન્તિ માટે કહેવરાવવી જોઇએ. તે આ શેઠસાહેબે નથી કહેવરાવી; આ બંગલામાં તેમનાં ફોઇ વગેરે રહેતાં હતાં તેઓને

એકદમ વાલ્કેશ્વરના બંગલામાં જવા ફરજ પાડીને, અહીંથી તમામ નોકર ચાકરોને રજા આપી દઇને, બે ઉમદા વિક્ટોરીઆ ગાડીઓ અને ત્રણ સુંદર ઘોડા આઠ દશ હજારમાં કોઇક મુસલમાન ગૃહસ્થને વેચી દઇને, તથા આ બંગલો ભાડે આપી દઇને એઓ સાહેબ ગંદીગોબરી ભીંડીબજારની પોતાની ઓરડીમાં રહેવા ગયા છે! આનાથી વિશેષ ગેરવાજબી કૃત્યો બીજાં કયાં હોઇ શકે? સાહેબ, અહીં તો હરકોઇ બે પગે ચાલનાર માણસ આ માટે એ નવા બૅરોનેટ તરફ તિરસ્કાર બતાવી રહ્યો છે."

અબ્દુલ હાફિઝે ખેદ દર્શાવતાં કહ્યું: "બેશક, આ બધી બાબતો ખેદજનક તો ખરીજ." એ પછી તેણે ટિકિટ કલેક્ટર પાસેથી રજનીકાન્તનું ભીંડીબજારનું શરણામું પોતાની નોંધપોથીમાં ઉતારી લીધું અને બંગલા તરફ જવાનો વિચાર માંડી વાળીને એક લોકલમાં બેસીને તે પાછો ફર્યો. ગ્રાંટરોડ ઉતરીને ત્યાંથી એક ટ્રામમાં તે બેઠો અને ભીંડી બજારમાં જે ચાલીનું તેને શરણામું આપવામાં આવ્યું હતું ત્યાં જઇ પહોંચ્યો.

તેને વિચાર આવ્યા: "આ રજનીકાન્ત બેશક કોઇક વિચિત્ર મૂર્તિ જણાય છે. મને તેના વિષે જે હેવાલ મળ્યો છે તે ઉપરથી અને મારે ત્યાંજ તે કંગાલ પોષાકમાં આવ્યો હતો તે ઉપરથી મને એમ દહેશત ઉપજે છે કે, તે કોઇક જબરો લોભીઓ હોવો જોઇએ. તેને પ્રથમ ધીમેથી મુબારકબાદી આપ્યા બાદ હું ખરી માહિતી તેની પાસેથી માગીશ."

લતીફની ચાલીમાં બોંયતળીઆની રૂમ નં. ૧૩ આગળ જતાં તે ખુલ્લી જણાઇ. ઓરડાના બારણા આગળ જતાં તેને જણાયું કે, રજનીકાન્ત તેમાં બેઠો બેઠો કાંઇક લખતો હતો. બેશક, તેને આશ્ચર્ય તો થયુંજ. પોતાનો મનોભાવ પ્રકટ ન કરતાં તેણે બહારથી જ કહ્યું: "સલામ આલેકુમ બૅરોનેટ સાહેબ!" રજનીકાન્તે ઉંચે જોયું અને અબ્દુલ હાફિઝને ઓળખીને કહ્યું: "ઓહો! આવો, આવો, મહેરબાન! આપનાં પગલાં મારે ત્યાં ક્યાંથી!"

અબ્દુલ હાફિઝે અંદર દાખલ થઇને સ્મિત કરતાં જવાબ દીધો: "કેમ ન આવીએ, સાહેબ! હવે તો આપની ખિદમતમાં અમે પળેપળ રહેવાના. તબિયત કેમ છે આપની? જણાય છે તો તંદુરસ્ત."

રજનીકાન્તે તેને પોતાની પથારીમાં પોતાની સાથે બેસાડયો અને કહ્યું: "આપ જેવાની મહેરબાનીથી તંદુરસ્તી સામે કાંઇ પોકાર ઉઠાવવા જેવું નથી. કહો સાહેબ, શો હુકમ છે?"

અબ્દુલ હાફિઝ: "હું તો રહેજ જ આપને મળવા અને મુબારકબાદી આપવા આવ્યો છું. ચાર દિવસપર તો આપણે દુઃખી સંજોગોમાં મળ્યા હતા. આપ શોકાતુર હતા. હું પણ મુંઝાયલો હતો. આપે વળી તે દિવસે મને સોગંદનામા વિષે કાંઇક પૂછયું હતું. એટલે મારૂં મન જરાક સ્વસ્થ થતાં, એ બાબતમાં મારી કાંઇ સેવાઓ આપને જોઇતી હોય તો તે આપવાના ઇરાદાથી હું આવ્યો છું."

રજનીકાન્ત: "આભાર, સાહેબ, હઝારોવાર આભાર. સોગંદ નામાની તો હવે કાંઇ જરૂર જેવું જણાતું નથી; કેમકે મારા સોલિસિટરે બધી ઘટતી કાયદેસર વ્યવસ્થા કરી દીધી છે. એ સિવાય કાંઇ?"

અબ્દુલ હાફિઝ: "રજનીકાન્તભાઇ, આપે આપનાં ઘોડા ગાડી કોઇ બીજાને આપી દીધાં તે પહેલાં મને યે ખબર ન આપી? મેં તો તે જોયાં ન હતાં; પણ હું ધારૂં છું કે તે ફર્સ્ટ કલાસ હોવાં જોઇએ."

રજનીકાન્ત: "હા. ઘોડાઓ સારા હતા અને ગાડીઓ પણ મજબુત હતી. કેમ આપ તે ખરીદી લેવા ઇચ્છતા હતા?"

અબ્દુલ હાફિઝ: "હા જી, મારા પિતાએ આઠેક દિવસ ઉપર મને વાત કરી હતી કે, એક બે સારી ગાડીઓ જોવામાં આવે તો આપણે લેવાની છે. આપે ગાડીઓ કેટલામાં વેચી?"

"બે ગાડીઓના ૬ હઝાર ઉપજ્યા અને ત્રણ ઘોડાના ૪ હઝાર."

"મેં સુંદર તક ખોઇ! સાહેબ, મારૂં નસિબ કોણ જાણે કેવું છે કે, આવેલી તકો મારા હાથમાંથી ચાલી જાય છે. એક સ્થળે મેં વાંચ્યું છે કે;

'બેસાડવા જતાં કમાન જ હાથથી તુટી ગઇ!
આવેલી બાજી હાથમાં લેવા જતાં ચાલી ગઇ!
જો પિંજરામાં પક્ષી જતાં પૂરવા ઉડી ગયું!
એ ન્હોતું તારા ભાગ્યમાં, નર! આવ્યું પણ ચાલ્યું ગયું!'

એ મુજબ, રજનીકાન્તભાઇ, હમણાં હમણાં મારૂં બદકિસ્મત મને મુંઝવે છે."

રજનીકાન્ત: "એમાં શું મુંઝાઓ છો? આ તક ગઇ તો બીજી આવશે. હું વળી તપાસ કરતો રહીશ અને ક્યાંક સુંદર જોડી ઘોડાઓ અને મજબુત ગાડીઓ જોવામાં આવશે તો તમને જણાવીશ. એવી તો કંઇયે તકો આવે ને જાય, એમાં કિસ્મતનો દોષ શેનો?"

અબ્દુલ હાફિઝ: "મને નથી લાગતું કે એવી તક હવે મને મળે. જ્યારે માણસનું કિસ્મત્ રૂઠે છે ત્યારે મોટા કે નાના બનાવોમાં સર્વ કાંઇ ઉંધું જ બનતું જાય છે. રજનીકાન્તભાઇ, મારી સાલગીરહને દિવસે બનેલા બનાવ ઉપર વિચાર કરી જુઓ. અમે દોસ્તદારો આનંદ કરવા દરિયામાં નીકળી પડયા અને તેમાં દિવ્યકુમારે આપઘાત કર્યો. અમારાં સૌનાં મોઢાં કાળાં પડી ગયાં! હવે એ મારૂં બદકિસ્મત ખરૂં કે નહીં?"

"આપનું બદકિસ્મત્ ન જ ગણાય. એ તો કેટલાયે દિવસથી અકળાયલો ને મુંઝાયલો રહેતો હતો અને તેનું મન ચક્કર બની ગયું હતું. એવા ચક્કરની મનોસ્થિતિ અગાઉથી તપાસ્યા વિના આપે તેને સાથે લીધો એ આપની ભૂલ; પણ એ ભૂલ દિવ્યકુમારના અવળા નસિબને સંજોગે જ થઇ. તેનું મોત તે દિને થવાનું એટલે તે આપની સાથે આવ્યો."

અબ્દુલ હાફિઝ: "દિવ્યકુમારનું મન શું અકળાયલું ને મુંઝાયલું રહેતું હતું? શાથી? શું એમના ઉપર કોઇ દુઃખ આવી પડયું હતું?"

રજનીકાન્ત: "આપને એના જીવનની માહિતી હોય એમ જણાતું નથી. 'મરેલાંઓનું ભૂંડું ન બોલવું' એમ આપણામાં કહ્યું છે એટલે હું ઝાઝું બોલવું ઠીક લેખતો નથી; પણ હું ખરૂં કહું છું કે, પરણવાની જંજાળમાં તે ના પડયો હોત તો તેનું મોત આવી રીતે ન થાત. જ્યારથી તેણે પરણવાનો વિચાર કર્યો અને તેમાં પણ એકજ કન્યાને પરણવાની હઠ કરી ત્યારથી તેના ઉપર આફતો આવી—"

અબ્દુલ હાફિઝે અજાણપણું બતાવીને કહ્યું: "ત્યારે શું તેમનું જીવન કોઇ ભેદ ભરમોથી ભરપૂર હતું? એમના ઉપર શી આફતો

ગુજરી હતી ? રજનીકાન્તભાઇ, આ સાંભળીને મારો જીવ બહુ બળે છે."

રજનીકાન્તઃ "હું આપને શું કહું અને શું ન કહું ? એનું જીવન અદ્ભુતપણે વહ્યું હતું. ભુલેશ્વરમાં રાધાકૃષ્ણની ચાલીમાં રહેતા અમારી જ્ઞાતિના કમળનયન નામના એક ગૃહસ્થના છોકરી સાથે તેને ક્યાંકથી સંબંધ થયો હતો. તે છોકરીનાં માબાપે એ વાત જાણી એટલે ગુસ્સે થઇને તેને પોતાને ત્યાં આવતો બંધ કર્યો. આમ છતાં તે બન્ને ચોરી છૂપીથી મળવા લાગ્યાં. એકવાર તો મેં તેમને એલ્ફીન્સ્ટન સર્કલના બાગમાં મળેલાં જોયાં હતાં; અને તેને ઠપકો આપ્યો હતો. એ છોકરીનાં માબાપને એ વાતની ખબર પડી એટલે એક બીજા વર સાથે તેને પરણાવવાની ગોઠવણ કરી–"

અબ્દુલ હાફિઝે અધવચ કહ્યું: "એ વરને આ બે જણના છૂપા સંબંધની ખબર હતી ? હું ધારૂં છું કે, તે કોઇ પરગામનો હશે; નહીંતર છૂપા સંબંધની વાત જાણતો હોત તો તે છોકરીને પરણવા તૈયાર ન થાત. કેમ મારૂં કહેવું ખોટું છે ?"

રજનીકાન્તઃ "એ વર પરગામનો નથી, અહીં જ રહે છે; અને હાં...હું કેમ ભૂલ્યો ? તમારો જ કૉલેજનો સાથી નંદકિશોર–"

અબ્દુલ હાફિઝઃ "એમ ? એ તો દિવ્યકુમાર સાથેજ રહેતો હતો. મારો પણ એ ખાસ મિત્ર થાય."

રજનીકાન્તઃ "બસ એજ."

અબ્દુલ હાફિઝઃ "રજનીકાન્તભાઇ, એ નંદકિશોર કેવો ઉસ્તાદ ? પરણ્યો પણ મને તો લગનની મિજલસમાં બોલાવ્યો યે નહીં ! એ પરણ્યો ક્યારે ?"

રજનીકાન્તઃ "નહીં, નહીં, હજી પરણ્યો નથી. હવે પરણશે અને એનાં લગનની મિજલસમાં એના તરફથી આપને નિમંત્રણ નહીં આવે તો હું આપને બોલાવીશ. પછી તો આપને કાંઇ કહેવાનું રહેશે નહીં ને ?"

અબ્દુલ હાફિઝઃ "આપ શી રીતે અને કંઇ સત્તાથી મને બોલાવી શકશો ?"

રજનીકાન્તઃ "સાહેબ, આપને કશીજ માહિતી નથી. આપના કૉલેજના મિત્રો સાથે આપ ફરો છો ખરા; પણ તેમનાં અંદરનાં જીવનથી આપ માહિત થવા યત્ન નથી કરતા, એમ હું માનું છું.

એ નંદકિશોરનાં લગ્ન ગોઠવી આપનાર હુંજ હતો. પૂછી જો જો એને. તે કન્યાનો પિતા કમળનયન મારો ખાસ મિત્ર થાય છે."

અબ્દુલ હાફિઝ: "એમ? નંદકિશોર સાથે આપે તે કન્યાનાં લગ્ન ગોઠવ્યાં તેના કરતાં દિવ્યકુમાર સાથે ગોઠવ્યાં હોત તો વાજબી ગણાત. દિવ્યકુમાર આપનો ભાઇ હતો એ એક કારણ અને તેને એ કન્યા સાથે છૂપો સંબંધ હતો, એ બીજું કારણ."

રજનીકાન્તઃ "દિવ્યકુમાર, તે કન્યા સાથે ન જ પરણે એવી ઇચ્છા મેં એટલા માટે રાખી હતી કે, મારા મર્હુમ કાકા, એ લગ્નથી વિરૂદ્ધ હતા. મારા ભાઇ તરીકે હું તેને પરણેલો જોવા ઇચ્છું પણ મારા કાકાની ઇચ્છાથી વિરૂદ્ધ વર્તન કરીને તેમને શા સારૂ ગુસ્સે કરૂં? વળી દિવ્યકુમારને તે કન્યા સાથે પરણેલો જોવા તે કન્યાનો પિતા પણ રાજી ન હતો. આમ બધી બાજુઓએથી તેની સામે વિરૂદ્ધતા હોવાથી મેં જ નંદકિશોરને શોધીને તેની આ લગ્ન માટે સંમતિ લીધી."

અબ્દુલ હાફિઝ: "પણ કન્યા ઉપર કલંક હોવા વિષે નંદકિશોર જાણતો હોવા છતાં પણ સંમત કેમ થયો?"

રજનીકાન્તઃ "ખરી વાત કહું? કલંક તો બધું કહેવાનું. એ કન્યા જેવી પવિત્ર કન્યા ભાગ્યે જ બીજી કોઇ હશે."

અબ્દુલ હાફિઝ: "આપનું કહેવું હેરફેર થયું સાહેબ? હું ધારાશાસ્ત્રી કે ન્યાયાધીશ નથી; નહીંતર આપને જુબાની હેરફેર આપનાર તરીકે હું ગણત." એમ કહીને અબ્દુલ હાફિઝ મોટેથી હસી પડયો.

રજનીકાન્તે કહ્યું: "દિવ્યકુમાર સાથે તે કન્યાને છૂપો સંબંધ હોવા માટે મેં કલંકિત કહી, તે દુનિયા જે દૃષ્ટિથી જુએ છે તે દૃષ્ટિથી જ; પરંતુ હમણાં મેં તમને જે કહ્યું તે મારા હૃદયના અવાજ પ્રમાણે કહ્યું."

અબ્દુલ હાફિઝ: "હવે હું સમજ્યો. એટલી સંતોષની વાત છે કે, નંદકિશોરને એક નિષ્કલંક કન્યા મળી. પણ દિવ્યકુમાર જો એ વાતથી વાકેફગાર થયો હોત તો જરૂર બળી જાત."

રજનીકાન્તઃ "અરે, એને તો એ વાતની ખબર પડી હતી અને તેથી જ મેં તમને પહેલાં કહ્યું તેમ તે ફક્કર બની ગયો હતો!"

અબ્દુલ હાફિઝ: "કમનસિબ બિચારો! પણ રજનીકાન્ત-

ભાઇ, એ નિખાલસ મનનો હતો એમ તો મેં તેની સાથેના પરિચય ઉપરથી જોઇ લીધું હતું. કદાચ નિખાલસ સ્વભાવને લીધે જ તે, તમારા કહેવા પ્રમાણે, ચક્કર બની ગયો હશે."

રજનીકાન્તઃ "સાહેબ, નિખાલસ તો શું-સાવ ભોળો આદમી! ભોળો એટલે સમજ્યાને?"

"નિષ્કપટી અને બિનઅનુભવી."

"નહીં જી, ભોળો એટલે અક્કલ વિનાનો-મૂર્ખ."

આ સાંભળીને અબ્દુલ હાફિઝે ગંભીર વદન કરીને માથું ધુણાવીને કહ્યું: "નહીં. નહીં. એવું ન બોલો, મરનારનું ભુંડું ન બોલવું જોઇએ." અત્રે અબ્દુલ હાફિઝે પોતાના ખિસ્સામાંથી એક ઘડીઆળ કાઢ્યું અને તેમાં જોઇને તે બોલ્યોઃ "ઓહો! આપણે તો વાતમાં ને વાતમાં સમયનું પણ ભાન રાખ્યું નહીં. સ્હાડા દશ થઇ ગયા! કહો સાહેબ, હવે મને રજા છે? કોઈ ગાડી ઘોડાની તજવીજમાં રહેશોને સાહેબ? અફલાતૂન ઘોડાની જોડી અને એક સુંદર અને મજબૂત ગાડી હાલતુર્ત મળી આવશે તો બસ છે." આમ કહીને અબ્દુલ હાફિઝ ઉઠીને ઉભો થયો.

"વારૂ, જોતો રહીશ." એમ કહીને રજનીકાન્ત પણ તેની સાથે ઉઠયો.

"સાહેબ, આજે આપણને બન્નેને ખુશમિઝાઝથી વાતચિત થઇ, તેથી મને ખૂબ આનંદ થયો. કોઇ કોઇ વાર મારા મકાન તરફ આવો ત્યારે જરૂર મુલાકાત આપીને આભારી કરતા રહેશો અને મારે લાયક કાંઇ કામકાજ હોય તો તે પણ ફરમાવશો." અબ્દુલ હાફિઝે વિનયવિવેકનો સઘળો ભંડાર ખુલ્લો મૂકી દીધો.

"બેશક, બેશક." એટલું કહીને રજનીકાન્તે હસ્તધુનન કર્યું અને બન્ને અત્રે વિખૂટા પડયા.

અબ્દુલ હાફિઝને રજનીકાન્તની વાતચિત સાંભળીને ઘણો ખેદ થયો. રજનીકાન્ત દિવ્યકુમારનો છૂપો વેશ છે એ વિષે તેને હવે કાંઇ શક રહ્યો નહીં; અને નંદકિશોર કે જે પોતાની સાથે મોટરમાં મલાડ આવ્યો હતો, તેજ દિવ્યકુમારનો હરિફ હતો, એ વાત જાણ્યા પછી અબ્દુલ હાફિઝને પગથી તે માથા સુધી ઝાળ લાગી ગઇ. નંદકિશોર મર્હુમ મધુસૂદનરાયની ખબર પોતાની સાથે કેમ આવ્યો નહતો, એનું કારણ અબ્દુલ હાફિઝને હવે સમજાઇ ગયું. નંદકિશોરે પોતે ગેરવાજબી કૃત્ય કર્યું છે એમ તેનું હૃદય ડંખતું હોવું જોઇએ

અને તેથીજ તે મર્હુમ બૅરોનેટ પાસે ...
હાફિઝે કલ્પના કરી લીધી. વળી નંદકિ...
હવે કાંઇજ શક રહ્યો નહીં; કેમકે જ...
દિવ્યકુમારના હાફિઝનું નામ પૂછ્યું ત્યારે ...
હરિફ છે ' એમ કહી શકયો નહતો અને ઉ...
કે: " હું એ વિષે કાંઇ જાણતો નથી. " ...
છુપો વેરી હતો, એવી અબ્દુલ હાફિઝને ખા...
સ્વભાવના માણસને પગે લાગીને કે ટોપીઓ ઉ...
કરવામાં આવે તો કાંઇજ લાભ થાય નહીં એમ ...
લાગ્યું; કેમકે તે મોઢેથી કદાપિ મીઠું બોલે પર
જરૂર પોતાનું ધાર્યું કરે. આ નંદકિશોરને કઇ રીતે...
લગ્ન કરતો અટકાવવો, એ સંબંધી અબ્દુલ હાફિઝે ...
વિચાર કરી જોયો. ઘેર જઇ; જમીને, તેણે એજ બા...
કેટલાક કલાક વીતાવ્યા; પણ તે કાંઇ નિર્ણય ઉપર આવી ...

---

## પરિચ્છેદ ૧૮.

### અણધાર્યો પુષ્ટિકારક સંયોગ.

રજનીકાન્ત સાથે અબ્દુલ હાફિઝને વાતચિત થઇ તે પછી રાતના અબ્દુલ હાફિઝ ગ્રાંટરોડ સ્ટેશન ઉપર પોતાના એક નોકર સાથે એકાદ કામ પ્રસંગે ગયો. તે પ્લેટફોર્મમાં દાખલ થયો તેજ વખતે તેને લાગ્યું કે, નંદકિશોર જેવો કોઇક આસામી ટિકિટ ઓફિસમાં દાખલ થયો. એ નંદકિશોર જ છે કે અન્ય કોઇ છે તે જાણવા સારૂ અબ્દુલ હાફિઝે ટિકિટ ઓફિસની બારી બહાર ઉભા રહીને અંદર નજર નાંખી તો તેને જણાયું કે, તે નંદકિશોર જ છે. બારી આગળ ઉભા રહીને અબ્દુલ હાફિઝે અંદર શી વાતચિત થાય છે, તે સાંભળવા પોતાના કાન માંડયા. ટિકિટ આપનાર કલાર્ક નંદકિશોરનો મિત્ર હોય એમ માલુમ પડયું; કારણ તે બન્ને જણે ખુશમિજાજથી થોડાક વાતચિત કરી અને એ બાદ સુરતની ટિકિટ ખરીદીને તે ટિકિટ ઓફિસમાંથી બહાર નીકળ્યો. અબ્દુલ હાફિઝે વિચાર કર્યો: " મારે આની હિલચાલ તપાસવી જ જોઇએ. તેની

જવું પડશે તો જઇશ" તેણે પણ સુરત
ને પોતાના નોકર સાથે પોતાના પિતાને
હું જરૂરી કામે સુરત જાઉં છું. એ દિવસ
તરફ જતી ટ્રેન, પ્લેટફોર્મમાં ઉભેલીજ હતી.
ડબ્બામાં દાખલ થયો, તેની જોડેના બીજા
હાફિઝ દાખલ થયો. "ટ્રેન ચાલુ હશે તે દરમ્યાન
હીલચાલ નહીં તપાસું તો ચાલશે. જે કાંઇ કારણ
તો હશે તે તો સુરત પહોંચ્યા પછીજ માલુમ
ગત કહીને અબ્દુલ હાફિઝ નિરાંતે પોતાના ડબ્બા-

•

લના સાત વાગ્યાને શુમારે સુરત સ્ટેશન આવી પહોં-
દુલ હાફિઝે નંદકિશોરની પાછળજ લાગુ રહીને તેની
તપાસ્યા કરી. શહેરના મધ્ય ભાગમાં આવેલા એક લત્તામાં
ન મકાનમાં નંદકિશોર પેઠો. અબ્દુલ હાફિઝ વિચારમાં
કે, "હવે મારે શું કરવું ? તે જે મકાનમાં પેઠો છે, તેમાં હું
તેની પાછળ જઇ શકું નહીં." તે આમ તેમ જોવા લાગ્યો કે
પણ રીતે બહારથી નંદકિશોરની હિલચાલ જોવાનું બની શકે
તેમ છે કે નહીં ? સુભાગ્યે એક પડી ગયેલું અને કોઇથી નહીં
વસાયલું મકાન, મજકુર ભવ્ય મકાનની સામેજ આવેલું તેણે જોયું.
એ પડી ગયેલા મકાનના પહેલા માળની આગલી ભીંત કાયમ હતી
અને તેમાંની બારીઓ ખુલ્લી હતી. અબ્દુલ હાફિઝ તુરતજ તે
મકાનમાં ગયો અને ભીંતને ઓથે રહીને બારીમાંથી તેણે સામેના
ભવ્ય મકાનમાં નજર કરી. તેને શું માલુમ પડયું ?

એક યુવતી એ મકાનના પ્રથમ માળમાં વચ્ચોવચ્ચ એક
ગોળ ટેબલ આગળ ઉભી હતી અને નંદકિશોર એક ખુરશી ઉપર
બેઠો હતો. અબ્દુલ હાફિઝે જોયું કે, નંદકિશોર હસતો હતો; પરંતુ
તે ઉભેલી યુવતીના મ્હોં ઉપર ગંભીરતાની છાપ હતી. તે બે જણ
વચ્ચે કાંઇક વાતચિત ચાલતી હતી પરંતુ અબ્દુલ હાફિઝ તે
સાંભળી શકતો નહતો. તેનાથી માત્ર એ બેની હિલચાલ જ જોઇ
શકાતી હતી. અબ્દુલ હાફિઝ એ હિલચાલ જોતો વિચાર કરવા
લાગ્યો કે: "આ યુવતી કોણ હશે અને નંદકિશોર ખાસ ચાહીને
મુંબાઇથી તેને મળવા અહીં કેમ આવ્યો હશે ?" વળી, એ મકા-
નમાં શું બીજાં કોઇ માણસો વસતાં નહીં હોય અને આ બે જણ

એકલાં એ સ્થળે કેમ મળ્યાં હશે, એ પ્ર
ભવ્યો. નંદકિશોર પરણેલો નહતો; પણ હ
એટલે આ યુવતી કાંઇ તેની પરિણિત સ્ત્રી
બ્દુલ હાફિઝે પોતાના મનમાં નક્કી કર્યું. કદા
શકે અથવા તો તેની કોઇક સગી હોઇ શકે એ
આ વિચારો તેના મનમાં સ્ફુરતા હતા તે દરમ્
એ સ્થળે શું બનતું હતું તે જોવામાંજ રોકાયલી
વદન તે સ્પષ્ટતાથી જોઇ શકતો હતો. એ યુવતીનાં
ખુલ્લી રીતે નિહાળી શકતો હતો. એ યુવતી અને નંદ
દરમ્યાન તેણે જોયું કે, યુવતી એકાએક ગુસ્સે થઇ
હાથ નંદકિશોર તરફ ધરીને તેને કાંઇક ચેતવણી આ
પછી તેણે જોયું કે, એજ હાથ જોરથી લંબાવીને જાણે
ચાલ્યા જવાની ફરમાશ તે કરતી હતી. નંદકિશોર પોતાન
માં બેઠો હતો; હસતો હતો અને કાંઇક કહેતો હતો.
જાણે શી વાતચિત કરતાં હશે ? " એવો પ્રશ્ન અબ્દુલ હાફિ
ગત એકવાર નહીં પણ અનેકવાર કર્યો, પરંતુ કમનસિબે એક
હરફ તે સાંભળી શકતો નહતો. તેઓ મિત્રભાવે વાતચિત કર
હશે કે શત્રુભાવે, એ પ્રશ્નનો ઉકેલ પણ અબ્દુલ હાફિઝ કરી શક્યો
નહીં; પણ એ પ્રશ્ન તેના મનમાં ઉદ્ભવ્યો તેજ વખતે તેણે જોયું કે,
નંદકિશોર પોતાની ખુરશી ઉપરથી ઉઠયો અને તે યુવતીની પાસે
ધસારાબંધ ગયો. યુવતી દૂર ખસી ગઇ. તે ગુસ્સાથી હાથ લાંબા
કરીને નંદકિશોરને ધમકાવતી હોય એમ અબ્દુલ હાફિઝને લાગ્યું.
નંદકિશોર તે દૂર ખસી ગયલી યુવતી જ્યાં ઉભી હતી ત્યાં પુનઃ
ધસ્યો એટલે યુવતીએ તેના ગાલપર એક તમાચો લગાવી દઇને મજ-
કુર ખંડના એક છેડા તરફ જવા માંડયું !

હવે અબ્દુલ હાફિઝથી પોતાના છૂપાવાના સ્થળે ઉભા રહેવાયું
નહીં. તેણે કલ્પના કરી લીધી કે, નક્કી નંદકિશોર કોઇક ખરાબ
ઉદ્દેશથી આ એકલીઅટૂલી જણાતી યુવતીને ત્યાં આવ્યો છે અને
તે કાંઇ આડાઘેલો બકવાદ કરીને તે યુવતીને હેરાન કરવા માગતો
હશે તેથીજ તે યુવતીએ તેને તમાચો લગાવી દીધો હશે અને એ
પછી તે યુવતી તે ખંડમાંથી નીચે ઉતરી હશે. જો આ કલ્પના
ખરી હોય અને જો અત્યારે એ મકાનમાં બીજું કોઇ નહીં હોય
તો તે યુવતીને બચાવવી અને નંદકિશોરને તેની વર્ત્તણૂંક માટે

...યમ ધર્મ છે, એમ સમજીને અબ્દુલ
. ઘરમાંથી નીચે ઉતરીને બહાર આવ્યો
...કાનમાં પેઠો. તેમાં પેસતાંજ નીચેના ભાગ-
. મળ્યા અને નંદકિશોર દાદરેથી ઉતરતો
...એ તે યુવતીને કહ્યું: "બ્હેન, બ્હીશો નહીં.
...છું. કહો, આ યુવક તમને એકલાં જાણીને
આવ્યો છે?"

. કહ્યું: "હા, ભાઈ. આ માણસ નીચમાં નીચ

...ીને અબ્દુલ હાફિઝનો ચહેરો ક્રોધથી લાલચોળ
...દરેથી ઉતરીને પોતાની તરફ આવતા નંદકિશોર સામે
...લ્યો: "બદમાશ નંદકિશોર, મુંબાઈથી ખાસ આ
...ાન કરવા સારૂં તું અહીં આવ્યો છે કે?" તેણે એકદમ
પકડયું અને કહ્યું: "ચલાવ, શિર ઝુકાવ આ સન્નારીનાં
અને કહે કે, 'માતા, હું ભૂલ્યો. માફ કરો.'"

નંદકિશોરે હસીને કહ્યું: "દોસ્ત અબ્દુલ હાફિઝ, તું નકામો
...ર થાય છે? આતો મારી 'વાઈફ' છે—"

તે યુવતીએ અત્રે એકદમ કહ્યું: "ગદ્ધા, તારા પાપી મ્હોંમાંથી એ શબ્દ બહાર કાઢતાં તને બિલકુલ શરમ નથી આવતી?"

અબ્દુલ હાફિઝે નંદકિશોરને કહ્યું: "ચલાવ, ઝુકાવ તારી ગર્દન. એને "માતા" કહીને સંબોધ અને માફી માગ."

"હું તારા કહેવા પ્રમાણે નથી કરતો. જા તારાથી થાય તે કરી લે."

અબ્દુલ હાફિઝે પોતાના જે હાથથી તેનું કાંડુ પકડયું હતું તે હાથથી તે કાંડું મજબૂતપણે દાબીને એવું તો આમળ્યું કે, નંદકિશોર "ઓરે! ઓહ!" એવી બૂમ મારવા લાગ્યો. અબ્દુલ હાફિઝે બીજા હાથથી એક મુક્કો તેની કમ્મરમાં લગાવ્યો; આથી "કહું છું. ઓહ! કહું છું જવાદે" એમ નંદકિશોર બોલ્યો.

"પણ ક્યારે? એકદમ કહે. તે પછી બીજી વાત."

"પણ...પણ..."

"નહીં. એ સફાઈ નહીં ચાલે" એમ કહીને અબ્દુલ હાફિઝે તેને બીજી મુક્કી લગાવી દીધી.

"માતા, માતા, મને માફ કર. માર
રને આખરે બોલવું પડયું.

અબ્દુલ હાફિઝે તેના હાથ છોડી દીધો
પગે પડ."નંદકિશોર તેના સામે જોઇ રહ્યો.

અબ્દુલ હાફિઝે કહ્યું:

"શું જુએ છે? તારા જેવા કોઇ નામર્દ સાથે
નથી, એ યાદ રાખજે. આ સન્નારીને પગે પડ અને
માફી માગ."

નિરૂપાયે નંદકિશોરને તાબે થવું પડયું. તે યુવતીના
તેણે પોતાનું માથું નમાવ્યું અને પુનઃ તેની માફી માગી.
હાફિઝે નંદકિશોરનો હાથ ફરીથી ઝાલ્યો. નંદકિશોરે પ્રથમ
પત્ની તરીકે ઓળખાવી તેથી અબ્દુલ હાફિઝે કલ્પના કરી
કે, આ યુવતી કોણ છે? તેણે નમ્રતાથી તે યુવતીને પૂછયું: "
મારી ભૂલ થતી હોય તો માફ કરજો; પણ તમેજ જ્યોતિ
બહેન કે?"

"હા, ભાઇ. હું જ તે દુર્ભાગી જ્યોતિ!"

"નિડર રહો, બહેન. આને તો હું હમણાંજ પોલિસને સ્વા-
ધીન કરી દઇશ પણ તે પહેલાં હું તેની પાસેથી એક ચીઠ્ઠી લખાવી
લેવા માગું છું. માટે એક કાગળ અને ખડીઓ કલમ લાવી આપશો?"

જ્યોતિ તરતજ મેડી ઉપર ગઇ અને લખવાનાં સાહિત્યો લઇ
આવી. અબ્દુલ હાફિઝે નંદકિશોરને કહ્યું: "બેસો, જનાબ! જમિન
ઉપર બેસો અને હું કહું તેમ લખો."

"શું લખવાનું છે? હજી પણ હું તારી નજરમાં પાપી છું,
દોસ્ત!"

"ચૂપ! 'દોસ્ત' એ પાક શબ્દ તારી જબાન પર ના લાવતો.
મારા દોસ્ત કદી સ્ત્રીઓના હાથથી તમાચા ખાવા જેવાં બદકૃત્યો
કરતા નથી."

આ સાંભળીને જ્યોતિએ સ્મિત કર્યું.

નંદકિશોર આશ્ચર્યથી તેના તરફ જોઇ રહ્યો અને જમિન પર
બેઠો. તેના હાથમાં લખવાનાં સાધન આપીને અબ્દુલ હાફિઝે કહ્યું:
"લખો હુઝુર! 'હું આજથી જ્યોતિર્મયીને મારી માતા તરીકે
ગણું છું. જે ૨૦ હઝાર રૂપીઆ મેં મિ. કમળનયનને આપ્યા છે,
તે મારી પવિત્ર માતા જ્યોતિર્મયીને બક્ષિસ આપું છું.'"

ડુંજ જોઇ રહ્યો પણ લખવા મંડયો નહીં.

"કેમ, કાંઇ વાંધો છે ? હજી આપ સાહેબ-

ર્વાનું બાકી છે પણ તે દરમ્યાન બીજા વિશેષ

ાવાનું મન થયું છે કે ?"

"પણ મેં કમળનયનને ૨૦ હઝાર રૂ. આપ્યા

આ સાચું કહે છે !"

તું કહે તેવા સોગંદ ખાઉં."

.રા સોગંદમાં કોણુ વિશ્વાસ રાખે ? છતાં જો એટલી

ન આપી હોય તો હવે આપ"

દકિશોર: "પણુ એટલા રૂપીઆ તો મારી પાસે નથી."

અબ્દુલ હાફિઝ; "જુઠું શું કરવા બોલે છે ? કોઇક શ્રીમંતના

રીકે તારી જાતને તું ઓળખાવે છે તો પછી ૨૦ હઝાર રૂપરડી

પિતા પાસેથી નહીં અપાવી શકે ?"

નંદકિશોર: "દોસ્ત—"

"ચૂપ ! વળી પાછો તારા નાપાક મ્હોમાંથી એ પાક લબ્ઝ કાઢયો ?"

"મને માફ કર. મારી ભૂલ થઇ. હવે હું આવાં કૃત્ય બિલકુલ નહીં કરૂં."

"એવાં મોઢાનાં ખોટાં વચન મારી આગળ કામ નહીં લાગે. લિખિત કરાર કરી આપ કે, 'હું કદી પણ મારી માતા જ્યોતિર્મયી તરફ કુદષ્ટિ નહીં કરૂં.'"

"લખી આપું છું, ભાઇ સાહેબ ! પણ ૨૦ હઝારની વાત જવા દે."

અત્રે જ્યોતિર્મયીએ કહ્યું: "જો મારા પિતાને તેણે એટલી રકમ ન આપી હોય તો તે મુજબ તેની પાસેથી લખાણ કરાવી લ્યો. મારે તો તેની એક પણ પાઇ હરામ છે. મારે એનાં નાણાંને શું કરવાં છે ?"

'ઠીક' એમ કહીને અબ્દુલ હાફિઝે નંદકિશોર પાસેથી નીચે મુજબ લખાણ લખાવ્યું: "હું આજથી જ્યોતિર્મયીને મારી માતા તુલ્ય ગણુવા બંધાઉં છું. હું કદી પણ મારી માતા જ્યોતિર્મયી તરફ કુદષ્ટિ નહીં કરૂં. મિ. કમળનયનને મેં રૂા. ૨૦ હઝાર આપ્યા નથી, ફક્ત બે હઝાર રૂા. આપ્યા છે. લે. નંદકિશોર દોલતરાય"

નંદકિશોરે મજકુર લખાણમાં તારીખ નાંખી આપ્યા બાદ જ્યોતિએ કહ્યું: "ભાઇ અબ્દુલ હાફિઝ! હવે એને જવા દો. પોલિસને સ્વાધીન કરવાની કાંઇ જરૂર નથી. હું એને માફ કરૂં છું. હવે એ જાણે અને એનાં કર્મ જાણે."

અબ્દુલ હાફિઝ: "જો, ઓ નાદાન! તારી આર્ય કોમની આ પવિત્ર સન્નારીની ઉદારતા પિછાન. તને જેલનિવાસ કરાવવા માટે પુરતી સાબિતી હોવા છતાં 'અપકારને બદલે ઉપકાર' એ કહેવત મુજબ આ ખાનદાન સન્નારી રહમ લાવીને જતો કરે છે."

"હું અંતઃકરણપૂર્વક કહું છું કે, એ ઉપકાર હું કદી પણ ભુલીશ નહીં અને ફરીથી વચન આપું છું કે, એ ઉપકાર કરનારી આ જ્યોતિર્મયીને હું મારી જન્મદાતા માતા તરીકે ગણીશ."

"આમીન! આમીન!"

જ્યોતિર્મયી અત્રે બોલી: "ભાઇ નંદકિશોર, ગમે તે ઉપાયે પણ આખરે તને સદ્‌બુદ્ધિ સુઝી તેથી મને આનંદ થાય છે. નીતિમય જીવન ગાળીને તું સુખી થજે એવો મારો આશીર્વાદ છે."

અત્રે નંદકિશોર ઉભો થયો અને જવા લાગ્યો. એટલામાં અમુલખરાય અને વિજયાલક્ષ્મીએ તે ખંડમાં પ્રવેશ કર્યો.

જ્યોતિએ તેમને જોઇને કહ્યું; "ભાઇ નંદકિશોર, મારાં મામા મામીને મળ્યા વિના ન જઇશ. મામા, આ મિ. અબ્દુલ હાફિઝ."

અમુલખરાય: "આપજ સર રસુલ હાફિઝના પુત્ર કે? આપની લૉંચ ઉપરથી દિવ્યકુમારે આપઘાત કર્યો હતો?"

"હા જી. હુંજ તે કમનસિબ અબ્દુલ હાફિઝ."

"આવો, આવો, આપણે ઉપર બેસીએ મારા એક માંદા સગાને જોવા માટે મારાં પત્ની સાથે હું ડુમ્મસ ગયો હતો. જ્યોતિના ઉત્સાહભર્યા વાક્ય ઉપરથી હું અનુમાન કરૂં છું કે, તમે બન્ને મિત્રો કોઇક શુભ સંદેશ લઇને અહીં આવ્યા છો."

"એનો તો એક રસિક ઇતિહાસ છે. એ આપને હું હમણાંજ કહી સંભળાવું છું."

આમ કહેતો કહેતો અબ્દુલ હાફિઝ અમુલખરાયની સાથે દાદર ઉપર ચઢવા લાગ્યો. નંદકિશોર, વિજયાલક્ષ્મી તથા જ્યોતિ પણ તેમની પાછળ ઉપર ચઢ્યાં.

જુદી જુદી ખુરશીઓ પર દરેક જણ બેઠા બાદ અબ્દુલ હાફિઝે નંદકિશોરનો લિખિત કરાર અમુલખરાયના હાથમાં મુકયો.

અને તે વાંચીને અમુલખરાય આશ્ચર્યચકિત થયો. એ બાદ અબ્દુલ હાફિઝે નંદકિશોરને લગતી બધી હકિકત કહીને છેવટે ઉમેર્યું કે: "જે શિક્ષા તેને થઇ છે, તે પુરતી થઇ છે અને તે પોતે પસ્તાય છે એટલે હવે આપણે એને જતો કરીએ છીએ."

"પણ ૨૦ હજાર રૂ. નો કાંઇ ખુલાસો તેણે કરવો જોઇએ" અમુલખરાયે કહ્યું.

"શો ખુલાસો?" નંદકિશોરે પૂછ્યું.

"એ રકમ તેં આપી નથી તો કેટલી આપી છે? અને ઓછી આપી હતી તો ૨૦ હજાર આપ્યા છે, એવી અફવા ફેલાવી શા કારણે?"

"મેં માત્ર ૨૦૦૦ રૂપીઆ આપેલા છે. રજનીકાન્તે મને સૂચના કરી હતી કે, દિવ્યકુમાર ઇર્ષાથી બળી જાય તે માટે ૨૦ હજાર આપ્યા છે એવી અફવા ફેલાવવી. હું મૂર્ખો કે મેં એ સૂચના પસંદ કરી અને એવી અફવા ફેલાવી. મિ. કમળનયને તેમાં વાંધો લાધો નહીં એટલે મને એવી અફવા ફેલાવવામાં કશો ડર લાગ્યો નહી."

જ્યોતિએ અત્રે પૂછ્યું: "મારા પિતા અને રજનીકાન્ત સાથે તારો પ્રથમ મેળાપ કેવી રીતે થયો હતો?"

નંદકિશોર: "હું મારા એક પ્રપંચની વાત અત્યારે ખુલ્લી કરી દઇશ. એ પ્રપંચ કરવા હું ખોટી ભ્રમણાથી દોરવાઇ ગયો હતો અને તે કરવામાં મારી મોટી ભૂલ હતી એ હું હવે કબૂલ કરૂં છું. માતા, દિવ્યકુમારે એક દિવસ મને ખબર આપી કે, તમારી ખાતર તેણે પોતે સંપત્તિત્યાગ કર્યો છે. ત્યારથી મને અંધને એક ચટ્ટાટી એવી થઇ કે, એવાં તે તમે કેવાં છો કે જેમને ખાતર દિવ્યકુમાર આવી રીતે સંપત્તિત્યાગ કરે? મેં તેજ દિવ સિનેમા જોવા જવાનુ નામ દઇને તમારે ત્યાં આગમન કર્યું હતું. તમે તે વખતે ઘેરજ હતાં અને તમારા પિતાના કહેવાથી અમને ચ્હાના પ્યાલા આપી ગયાં હતાં, એ કદાચ તમને યાદ હશે—"

"હા, હા, હવે મને યાદ આવે છે કે, તે દિવસે રજનીકાન્ત પણ ચ્હાના પ્યાલા આપ્યા પછી અમારે ત્યાં આવ્યો હતો." જ્યોતિએ પોતાની સ્મરણશક્તિ તાજી કરીને કહ્યું.

"બરાબર." નંદકિશોરે આગળ કહેવા માંડ્યું: "મેં જે ક્ષણે તમને જોયાં તે ક્ષણેજ મારામાં મોહવૃત્તિ ઉભરાઇ! બહેન, હવે તો મેં તમને મારાં માતા તુલ્ય કલ્યાં છે પણ તે વખતે મારૂં પાપી મન

મોહવ્યાકુળ બની ગયું. તમનેજ મેળવવા દિવ્યકુમાર "એક કાગડો દહીંથરું લઇ જાય છે" એમ મને લાગ્યું. મારી એ ભૂલ હતી, એમ હવે હું જોઇ શકયો છું; પણ એ ભૂલની નદી ઉપર મેં પૂલ ચણ્યો ! મેં તમારા પિતા પાસે ચાડી ખાધી કે, દિવ્યકુમારને તેના કાકાએ સંપત્તિમાંથી રદ બાતલ કર્યો છે. મને મળેલી બની વિગતનો ભંડાર મેં વિશ્વાસઘાત કરીને તમારા પિતા પાસે ઠલવી દીધો અને તમારા પિતાનું અને તમારા કાકાનું ભૂંડું બોલવામાં દિવ્યકુમારના મર્હૂમ કાકાએ જે શબ્દો વાપર્યા હતા તે શબ્દો જરાક મીઠું મરચું ભરીને મેં તમારા પિતાને કહ્યા. એટલામાં રજનીકાન્ત ત્યાં આવ્યો. હું તેને ઓળખતો ન હતો. પરંતુ મને તમારા પિતાએ તેનો પરિચય કરાવ્યો અને એ પછી દિવ્યકુમારનો તે છૂપો વેરી છે, એવું મને લાગ્યું. અમારી ત્રણેની વાતચિત એ પછી મારી સાથે તમારાં લગ્ન કરવા સંબંધી વિષય ઉપર ચાલી. રજનીકાન્તની પુષ્ટિથી મારી ઇચ્છા ફળીભૂત થઇ. બે ચાર દિવસ પછી વનિતાવિશ્રામનો કોન્સર્ટ હતો તેમાં હું, રજનીકાન્ત તથા તમારાં માતાપિતાને લઇ ગયો અને પ્રથમ વર્ગમાં સર્વને માટે મેં ટિકિટો ખરીદી. ત્યાં તમને મુખપાઠ ભજવતાં જોઇને તો હું ઘેલો બની ગયો ! હા ! મારૂં એ ઘેલાપણું હમણાં હમણાં વધી ગયું હતું અને હું નિરંકુશ બની ગયો હતો. મને હવે પૂરી શિક્ષા થઇ ચૂકી. હવે હું જોઉં છું કે, ખોટા મોહથી પ્રેરાયલો ભ્રમણાને વશ થવામાં મેં ભૂલજ કરી હતી. એ ભ્રમણામાં મારો ખરો ઉદ્ધાર ન હતો."

અબ્દુલહાફિઝે અત્રે પૂછ્યું: "હવે તારૂં જીવન એવી ભ્રમણાઓમાં ભમીને વીતાવવા માગે છે કે, સત્કૃત્યો કરીને વીતાવવા માગે છે ?"

નંદકિશોર: "હવે હું મોહમયીનો મોહ, સદાને માટે તજી દઇશ; એકાદ ગામડામાં જઇશ અને ત્યાં મોહ વિનાનું સાદું જીવન વીતાવીશ."

અમુલખરાય: "એ વિચાર ઉત્તમ છે. એથી તમારૂં શ્રેય જ થશે."

અત્રે નંદકિશોર સૌને પ્રણામ કરીને વિનીતભાવે ચાલ્યો ગયો.

અબ્દુલહાફિઝે તેના જવા પછી કહ્યું: "આપને આ ઇન્સાને ઘણા ઘણા ખુલાસાઓ કર્યા છે. અહા ! કિસ્મતના ખેલ તો જુઓ! આખરે તે સમજી શકયો છે કે: 'ઇશ્ક બૂરી જંજાળ છે.'"

વિજયાલક્ષ્મીએ અમુલખરાયને કહ્યું: "તે દિવસે "કરમકી રેખા નિયારી" એ ગીત પેલા બ્રાહ્મણે ગાયું હતું ત્યારે મેં પ્રારબ્ધના સર્વોપરિપણાની વાત કરી હતી, તે આજ કેવી ખરી પડી છે?"

અમુલખરાય: "એ પ્રારબ્ધે તો અજબ ખેલ ખેલ્યા એમ કહેવું જોઈશે. ભાણીની સ્થિતિ બેશક કઢંગી થઈ પડી છે. સારે નસિબે આ નંદકિશોર સાથે હવે તેનો બાપ તેને પરણાવવાની હઠ કરી શકશે નહીં, નંદકિશોર સાથે તેનાં લગ્ન થતાં અટકાવવાની આપણી ઈચ્છાને અણધાર્યા સંયોગથી પુષ્ટિ મળી ચૂકી છે; પરંતુ દિવ્યકુમાર સદ્‌ગત થવાથી હવે ભાણીનું જીવન શી રીતે વીતશે?"

અબ્દુલહાફિઝ: "સાહેબ, મારૂં દિલ તો એમ કહે છે કે, દિવ્યકુમાર બેહેસ્તનશીન થયા નથી—"

અમુલખરાય: "શા ઉપરથી એમ કહો છો!"

અબ્દુલહાફિઝ: "દારયામાંથી લાશ અમને હજી સુધી પણ કેમ મળી નથી એ એકલાજ સવાલ ઉપરથી હું મારૂં અનુમાન કરૂં છું. જરૂર કોઈકે તત્કાળ દિવ્યકુમારને બચાવી લીધા હોવા જોઈએ. જો તેમ નહોય તો પાણીમાંથી ત્રણ દિવસે પણ લાશ બહાર તરી આવે, અને અમારી બે વખતની ખૂબ તલાશનું પરિણામ અમને નિષ્ફળ ન બનાવે."

અમુલખરાયે ગંભીર મુદ્રા કરીને કહ્યું: "બનવા જોગ છે કે, તમારૂં અનુમાન ખરૂં હોય પરંતુ જો દિવ્યકુમારને કોઈએ બચાવ્યા હોય તો પછી શા સારૂ તેઓ આપણા વચ્ચે પાછા આવ્યા નથી?"

"એમાંજ કાંઈક ભેદ હોય, એમ મને જબરો શક છે. કોઈકે તેમને બચાવીને છૂપાવી રાખ્યા હશે, એમ હું માનું છું."

"એમ કરવાનું કોઈને શું કારણ?"

"લક્ષાધિપતિના વારસ સંબંધમાં બીજાં શાં કારણ માની શકાય? કોઈને દિવ્યકુમારને છૂપાવીને નાણુનો લાભ ઉઠાવવાની લાલસા લાગેલી જણાય છે. આ બાબતમાં છૂપી પોલિસની મદદથી હું તપાસ કરાવવાનો છું. જોઉં છું કે, મારી શંકા ખરી પડે છે કે નહીં?"

"તમારા કામમાં તમને ફત્તેહ મળે એમ ઈચ્છું છું. દરમ્યાન આ મારી ભાણીના જીવનની મને ચિન્તા થયાં કરે છે."

જ્યોતિએ અત્રે કહ્યું: "મામા, પ્રારબ્ધનો સંપૂર્ણ વિજય થયો છે એવી મને ખાત્રી થઈ છે. ભવિષ્યની તમારી બધાની આશાઓ ફળે કે કેમ, તે હું કહી શકતી નથી પણ અત્યારના સંયોગો જોતાં

તો હું એ નિર્ણય ઉપર આવી છું કે, હવે હું મારૂં જીવન સદાકાળ કૌમારવ્રતમાંજ વીતાવીશ. ”

સર્વે બોલી ઉઠયાં: “ હેં ? ! ”

“ હા, મારો એ દૃઢ નિશ્ચય છે. મારા બ્રહ્મચારિણી તરીકેના જીવનમાં હું દેશસેવા, મનુષ્યસેવા અને પ્રભુસેવામાં કાળ નિર્ગમન કરીશ. દેશના અજ્ઞ બંધુઓમાં સાહાય, નીતિ, નિર્વ્યસનીપણું, ભૂતદયા, વિશ્વબંધુતા, પરોપકાર ઇત્યાદિ ગુણો પ્રવર્ત્તાવવા હું મથીશ; સ્ત્રીઓની દશા સુધારવા તથા સ્ત્રીઓ પોતાના હક્ક સમજતી થાય એમ કરવા હું પ્રયત્નો કરીશ અને ગામેગામ અને શહેરે શહેર ફરીને એને લગતાં ભાષણો આપીશ. મારા ફુરસદના સમયમાં જ્ઞાનનાં પુસ્તકોનું નિદિધ્યાન અને પ્રભુ નામનું ચિંતન કરતી રહીશ.”

અમુલખરાયની આંખમાં આંસું આવી ગયાં. ગળગળે સાદે તેઓ બોલ્યા: “ પુત્રી, તારા અભિલાષ સુંદર છે; પણ તારી આ કોમળ કાયા આવાં કષ્ટ સહન કરી શકશે કે કેમ તેની મને શંકા છે. અનેક સુખી સ્ત્રીઓના જેવું જીવન તું વીતાવે તો કેવું સારૂં થાય ?”

જ્યોતિ: “ મામા, જગતમાં કોઇ સુખી નથી. હું ખરા સુખનો માર્ગ ઝાલું છું—સનાતન સુખને માર્ગે વહું છું. મારા વિચારોથી તમે માહિત છો. કૃપા કરીને મારી આ ઇચ્છામાં હવે આડે ન આવશો. ”

અમુલખરાય: “ નહીં, પુત્રી, તારી ઇચ્છામાં હું આડે આવવા માગતોજ નથી. હું પોતે તને મદદ કરીશ પણ મને માત્ર તારા આ કુમળા દેહની ચિન્તા ઉપજવાથી તારા માર્ગ સંબંધમાં આનાકાની થાય છે. ”

જ્યોતિ: “ કષ્ટ વિના કોઇ શુભકાર્ય અથવા શુભ અભિલાષા સિદ્ધ થયલી ક્યાંયે જોઇ છે, મામા ? દેહના કષ્ટની દરકાર આપણે કદી કરવી જોઇએ નહીં. પ્રભુ આવાં કામોમાં સદાયે પોતાનો અણુદીઠ મજબૂત હાથ આપણા શિરપર થાપે છે અને આપણને ઉજવલ પંથેજ લઇ જાય છે, એમ હું દૃઢતાથી માનું છું. ભાઇ અબ્દુલહાફિઝ, તમારૂં શું ધારવું છે ? ”

અબ્દુલહાફિઝે ગંભીરતાથી કહ્યું: “ મારી પવિત્ર વ્હાલી બહેન, તમારા વિચારો ઉમદા છે એમ મારે કહેવું જોઇએ. તમને હવે કોઇની સાથે લગ્ન કરીને જીવન વીતવવું ન ગમે, એની તો

મને ખાત્રી થઇ ચૂકી છે; કેમકે મારા મર્હૂમ દોસ્ત સાથે તમ આત્માનાં લગ્ન થઇ ગયાં હતાં એમ હું માનું છું. અહા! જ્યારે મારી નૌકાપર મારો દોસ્ત તમારા સંબંધી ઉદ્ગારો કાઢતો હતો ત્યારે તેની આંખમાંથી મને કાંઇક અજબ ચમકાર ચમકતો માલુમ પડતો હતો. જાણે દિવ્ય-જ્યોતિ એ શબ્દો તેમાંથી કિરણોરૂપે બહાર પડતા હોય એમ મને લાગતું હતું. સાચા પ્રેમની એ નિશાની મેં જેમ એનામાં જોઇ હતી તેમ હમણાં તમે બોલતાં હતાં ત્યારે પણ મને તેવાજ સાચા પ્રેમની નિશાની તમારી આંખમાં જણાઇ; અને તેથી હવે હું તો ચોક્કસ માનું છું કે, તમોને દુનિયાનાં લગ્નનાં સુખનો લ્હાવો લેવાની ઇચ્છા નજ રહે. આથી તમે જે માર્ગ ગ્રહણ કરવાનાં છો તે ઉત્તમ છે. હું તમારા કાર્યમાં તમને મદદરૂપ થઇ પડે તે માટે રૂ. ૫૦૦૦ ની રકમ આપીશ. જનસેવા પાછળ તમને રૂચે તેમ તમે એ નાણાં ખર્ચજો અને એ રકમ ખર્ચાઇ રહ્યા બાદ અથવા તો અધવચ તમને માલુમ પડે કે, તે ઓછી છે તો મને ખબર આપશો, એટલે હું વિશેષ રકમ આપીશ. તેમજ મારી લાગવગથી તમારા હાથમાં સેવાકાર્ય માટે વિશેષ ધન આવે એવી કોશિષ કરતો રહીશ."

જ્યોતિઃ "ધન્ય છે, બંધુ! ધન્ય છે તમને. ઇસ્લામ ધર્મમાં તમારા જેવાં રત્નો છે, એ જોઇને મને અત્યંત આનંદ થાય છે. તમે મારા હાથમાં સેવાકાર્ય માટે નાણાંની રકમ મૂકવા જણાવ્યું એથી હિંદુ-ઇસ્લામ એકતામાં તમે એક કિંમતી હિસ્સો આપ્યો છે. પ્રભુ તમારી ઉન્નતિ કરો, અને આવા જ વિશેષ યત્નોથી એ બન્ને કોમોની તમે ઉન્નતિ કરો, એવો મારો અંતઃકરણનો આશિર્વાદ છે."

અબ્દુલહાફિઝઃ "જાણે સાક્ષાત હિંદુઓની પવિત્ર દેવી માતા અંબિકા આ આશિષ આપતી હોય એવું અત્યારે મને લાગે છે. માતા, મારા તમને પ્રણામ છે. તમારી પવિત્ર ભાવનાઓથી તમે નાત જાતના ભેદ વિના સર્વની ઉન્નતિ કરજો એટલી મારી વિનતિ છે."

એટલું કહીને અબ્દુલહાફિઝ અત્રેથી વિદાય થયો.



## પરિચ્છેદ ૧૯.

### મિત્રકાર્ય.

હિમ્મતકુમાર દુઃખી થયા પછી અને મધુસૂદનરાયના અવસાન પછી એક માસ વીતી ગયો છે અને એ મુદ્દત દરમ્યાન નવા બેરોનેટ રજનીકાન્તનું જીવન વધારે ને વધારે કંજુસાઇમાં તથા સંકુચિત વૃત્તિમાં વહ્યું છે. મધુસૂદનરાયે પોતાનાં વસિયતનામામાં ફરમાવ્યા પ્રમાણે કોઇ પણ રકમ તેણે કોઇને આપી નથી અને તે ક્યારે આપશે, એ વિષે કોઇ પણ કાંઇ કહી શકે તેમ નથી. કોઇ મિત્રો સાથે તેણે કદી પરિચય રાખ્યો નથી; કેમકે તે એમ માને છે કે, મિત્રો હમેશાં સ્વાર્થીજ હોય છે. તે કહે છેઃ "પૈસાદારના મિત્રો મધપૂડાની માખીઓ જેવા હોય છે. જેમ મધપૂડામાં મધ હોય ત્યાં સુધી માખીઓ તેને વળગી રહે છે તેમ પૈસાદાર પાસેનું નાણું, હોટેલોમાં, સિનેમાઓમાં, નાટકોમાં, ઘોડદોડની શરતોમાં, શરાબમાં કે અનીતિના અનેક માર્ગોએ ખર્ચાવવા અને મોજ ઉડાવવા સારૂ જ દોસ્તદારો તે પૈસાદારને વળગેલા રહે છે; માટે દોસ્તી કોઇની સાથે કરવીજ નહીં. જ્યાંથી અને જે કોઇની પાસેથી કાંઇક પણ નાણું પ્રાપ્ત થઇ શકે ત્યાંજ અને તેની સાથેજ કામ પાડવું." આવા વિચારોને લીધે રજનીકાન્ત માત્ર બેજ જણ સાથે કામ પાડી રહ્યો છે. કોઇક કોઇક વાર ધારાશાસ્ત્રી કરસનદાસ પાસે ધારાને લગતી સલાહો લેવા જવું પડતું હોવાથી તેના સાથે અને શેરબજારના એક દલાલ સાથે કે જેની મારફત પોતાનાં શેરોના ફેરફાર અથવા ખરીદી વેચાણનાં કામકાજ તેને કરવાં પડે છે. જો આ બે વિના પણ તેને ચાલી શકતું હોત તો તે તેમ કરવા તૈયાર હતો; પરંતુ તેનાથી તેમ થઇ શક્યું ન હતું. પોતે પૈસાદાર થયો ત્યાર પછી તેને બે બાબતો ઉપર ખૂબ કંટાળો આવ્યો. એક તો ઇન્કમ ટેક્ષ ઉપર અને બીજો, ધર્માદા મદદ માગનાર અનેક કાગળ પત્રો તથા આસામીઓ ઉપર. ધારાશાસ્ત્રી પાસેથી તેને માલુમ પડ્યું હતું કે, ઇન્કમ ટેક્ષ તેને ખૂબ ભરવો પડે છે; પણ તે લાચાર હતો; અને પોતે ભીંડીબજારમાં કોઇ ન જાણે એવી રીતે તથા કોઇક ગરીબ માણસની પેઠે રહેતો હોવા છતાં કોણ જાણે ક્યાંથી લોકો સરનામું શોધી કાઢીને લાંબા લાંબા વિનંતિપત્રો લખીને મદદો

માગતા; અથવા તો જાતે મદદ માગવા આવતા. કંટાળો લાવીને પણ જો એ મદદ માગનારાઓને તે થોડું ઘણું આપત હોત તો ઠીક; પણ નહીં, એક પાઇ પણ કોઇને બક્ષિસ આપવી હરામ છે, એવું સિદ્ધિસૂત્ર તેણે ગ્રહણ કર્યું હતું; જેથી વિનતિપત્રોના જવાબ આપવાની તે કદી તસ્દી લેતોજ નહીં. ફરીથી ને ફરીથી જો તે વિનતિપત્રો આવતાં તો શરૂઆતની એક બે લીટી વાંચીને તે તેમને કચરાની ટોપલીને શરણે કરી દેતો. માગનાર આવનારાઓનું કહેવું કોઇ વાર તે ધ્યાનપૂર્વક સાંભળતો અને છેવટે તેમને ચોખ્ખી ના પાડી દેતો; અથવા તો કોઇક વાર તેઓ એક બે વાકય બોલતા ત્યાંજ તેઓને અધવચ અટકાવીને 'સાહેબજી' કહી દેતો.

નાણું કેમ વધે, એજ તેના રાત દિનના વિચારો હતા. શરૂઆતમાં તેણે એક નોકર પોતાની પાસે રાખ્યો હતો પણ પછી એકાદ અઠવાડીઆમાં તેને તેની જરૂર ન જણાઇ. "મારે એકલાને નોકર શું કરવો છે? પહેલાં મારે ત્યાં નોકર ક્યારે હતો?" આવો વિચાર કરીને તેણે નોકરને રજા આપી હતી. એ બાદ રહ્યો ચાલીઓનું ભાડું ઉઘરાવનાર કારકુન. જ્યારે તે કારકુનને તેણે પોતાની પાસે સૌથી પહેલો બોલાવ્યો હતો ત્યારે તેને તેણે ખબર આપી હતી કે હું ચાલીઓ જોવા આવી જઇશ. એ ખબર આપ્યા પછી ચારેક દિન બાદ તેને ફુરસદ મળતાં તે બન્ને ચાલીની ઓરડીઓ જોઇ આવ્યો હતો. કોઇ ભાડુતો સાથે તેણે વાતચીત કરી ન હતી પરંતુ પોતાની આંખનોજ ઉપયોગ તેણે કર્યો હતો અને એ ઉપયોગને પરિણામે તેણે અગાઉની માફક સાર દોર્યો હતો કેઃ 'સ્વચ્છતા એ શી વસ્તુ છે, એની ભાડુતોને બિલકુલ ખબર નથી. ઘણાકની ઓરડીઓમાં કેટલી બધી ગંદવાડ જણાય છે? અને બન્ને ચાલીઓમાં ભાડુતોનાં છોકરાં કેટલી બધી ધમ્માચકડી કરી મૂકે છે? ગજા ઉપરાંત માણસોવાળાં કુટુંબો નાની નાની ઓરડીઓમાં શા માટે રહેતાં હશે? માત્ર બે કે ત્રણ કુટુંબીઓ એક ઓરડીઓમાં રહેવાં જોઇએ. તેને બદલે કેટલીક ઓરડીઓમાં છ, સાત કે આઠ જણ વસતાં હોય છે! આ બધું ન ચાલે." આમ જણાવીને તેણે તે કારકુન પાસેથી બધા ચોપડાઓ પોતાને સ્વાધીન કરી લીધા હતા અને તેને રજા આપી હતી.

તેણે જે મુસલમાન વેપારીને પોતાના ગાડીઘોડા વેચ્યા હતા,

તેણે તેને એકવાર કહ્યું હતું કે, જો કોઇ કામ સારૂ તમને ઓછા પગારના અને મજબૂત માણુસો જોઇએ, તો મને કહેજો. એ વાત તેણે સ્મરણમાં રાખી હતી અને તે મુજબ, તેણે તેની મારફત બે ભૈયાઓ માસિક રૂ. ૧૪ ના પગારથી મેળવીને બન્ને ચાલીઓ સંભાળવાનું કામ તેઓને સોંપ્યું હતું. ઓરડીઓનાં ભાડાં દરેક મહિને પોતે જાતે ઉઘરાવવા જવું એવો તેણે નિશ્ચય કર્યો હતો. બન્ને ચાલીઓનાં દરેક [illegible]ને તેણે ભૈયાઓ મારફત ખબર અપાવી હતી કે પ્રત્યેક માસની પહેલી અને બીજી તારીખે દરેક જણે પોતાનાં ભાડાં આપવાંજ જોઇશે. જેઓ એ મુજબ આપવા ન માગતા હોય તેઓએ ઓરડીઓ ખાલી કરવી. સ્વચ્છતાના અભાવનો અને ભાડુતો ગીર્દી કરનારાં હોવા વિષે તેણે કારકુનનો દોષ કાઢ્યો હતો પણ તત્કાળ તેવાં બધાં ભાડુતોને કાઢી મૂકવાને બદલે તેણે માત્ર તે કારકુનનેજ કાઢી મૂકીને એ પ્રકરણની સમાપ્તિ કરી હતી!

જે તારીખે 'મધુસૂદન મિલ્સ' ના કામદારોનો પગાર ઓછો કરવાની તેણે નોટિસ ચોઢી હતી, તે તારીખને બરાબર એક માસ થતાં કામદારોએ હડતાલ પાડી. પગાર કમી કરવાનું કાંઇ પણ વાજબી કારણ નથી, એમ જણાવીને ઉલ્ટો તેઓએ વધુ પગાર માગ્યો. રજનીકાન્તે તેઓની દરકાર કરી નહીં. હડતાલ પડી તે દિવસે તેણે ગુજરાત તરફનાં શહેરોમાં ચાર પાંચ મિલોમાં તારના સં[illegible] મોકલીને બની શ[illegible] [illegible]મદારો મોકલી આપવા જણાવ્યું. જાહેર પત્રોમાં કામદારો મેળવવા માટે તેણે જાહેર ખબરો આપી. ત્રણ દિન વીત્યા; પણ નવા કામદારો મળી શક્યા નહીં. સેક્રેટરી ચોથે દિવસે તેના ભીંડી બજારવાળા મકાન ઉપર આવ્યો. તેણે ખબર આપી કેઃ "જો આ પ્રમાણે મિલ બરાબર ૮ દિન બંધ રહેશે તો લાખ્ખો રૂપીયાનું આપને નુકશાન થશે. કામકાજ બંધ રહેતાં માલ નવો નહીં નીકળી શકવાથી આપને શો લાભ થશે તેનો વિચાર કરી જોશો. વળી મિલના શેરના ભાવ પણ બજારમાં ધીમે ધીમે ગગડતાં આપની [illegible]લ સદાને માટે બંધ કરવી પડશે." રજનીકાન્તને સેક્રેટરીની [illegible]નોમાં વાજબીપણું તો લાગ્યું; પણ તેને માણસોને વધારે પગાર [illegible] કીડીઓ ચઢતી હતી! તેણે કહ્યું: "માટે શું માણસોને પગાર આપીને મારી મિલ્કત લુંટાવી દઉં?" સેક્રેટરીએ [illegible]પાડી: "સાહેબ, મેં આપને કહ્યું હતું તેમ કરો. માણસોના [illegible] તેજ કાયમ રાખો અને કમી કરેલાં માણસોમાંથી હજી

થોડાંક સારાં માણસો જાય છે, તેઓને પાછાં રાખો." રજનીકાન્તે સેક્રેટરીને કહ્યું: "ઠીક, હું વિચાર કરી જોઇશ. કાલે આવજો."

બીજે દિન સેક્રેટરી આવતાં રજનીકાન્તે માણસોના પગાર કાયમ રાખનારી નોટિસ તેના હાથમાં મૂકી! અને કાઢી મૂકેલાં માણસોના ચોથા ભાગને ફરીથી દાખલ કરવા કહ્યું. તેણે સેક્રેટરીને કહ્યું: "જુઓ, માણસોને આશ્વાસન આપજો અને જે ચાર દિન કામ બંધ રહ્યું તેથી મને ગયેલા નુકશાનનું વળતર તેઓ વધુ કામધંધા વાળી આપશે તો તેમના માટે, ભવિષ્યમાં હું સારો વિચાર કરીશ."

સેક્રેટરી સમજી ગયો કે: 'આડી આંગળી વગર વાઢીમાંથી ઘી ન નીકળે' એવું અત્રે થયું છે પણ હજી 'બેટા, મોટા થા પ્હોર પરણાવીશું' એવી કહેવત મુજબ વાત થાય છે, ખરી! હાલ તુર્ત મુખ્ય અસંતોષ દૂર થતો હોવાથી સેક્રેટરીએ એ બાબતમાં શાન્તિ ધારણ કરી અને મિલનું કામ પુનઃ જેમ જેમ સમાધાનને પરિણામે ચાલુ થયું.

ઉપર્યુક્ત એક માસ દરમ્યાન રજનીકાન્ત કદી વાલ્કેશ્વરને બંગલે ફોઇબાને મળવા ગયો ન હતો; પણ ફોઇબા પોતાના પ્રેમાળ સ્વભાવને લીધે કોઇ કોઇવાર ગોપાળદાસને રજનીકાન્ત પાસે મોકલીને તેની ખબરઅંતર પૂછાવતાં. ફોઇબાએ જોકે ગુસ્સામાં કહ્યું હતું કે, હું રજનીકાન્તનું સ્નાન કરી નાંખું છું; પણ એ ગુસ્સાની પળ વીત્યા બાદ એ શબ્દો બોલી જવા માટે તેમને અપાર પશ્ચાત્તાપ થયો હતો અને એકાન્તમાં એ માટે તે કેટલોક વખત રડયાં હતાં. કેટલુંક રોકડ; કેટલાક શેર અને કેટલાંક ઘરેણાં તેમની પાસેથી હોવાથી તેમણે બન્ને મરનારાંઓના આત્માની શાંતિને માટે હિંદુ રીત રિવાજ મુજબ જે કાંઇ કરવું જોઇએ તે સર્વ કર્યું હતું અને કરતાં હતાં.

દરમ્યાન જ્યોત્સ્ના ક્યાં હતી? મિનલપુરના રાજપુત્રના લગ્નોત્સવમાં, તે ચિત્રકાર જગદીશ અને નવમાલિકા સાથે ગઇ હતી. તેઓ દશેક દિન રહ્યાં હતાં. તે દરમ્યાન જગદીશે રાજકુમા તસ્વીર તૈયાર કરી દીધી હતી અને જ્યોત્સ્નાને પોતાને તે હ ચિત્રકળા શીખવતો રહ્યો હતો. એ દશ દિનમાં તો ચિત્રકળા આત કરનારને તે પૂરેપૂરી ક્યાંથી આવડે? હજી તો સાદ લીટીઓ, વર્તુલો, અર્ધ વર્તુલો વગેરેમાં જ્યોત્સ્ના પૂ

બની ન હતી ત્યાં અચાનક એક દિન ગોપાળદાસનો તાર આવ્યો, જેમાં દિવ્યકુમાર દરિયામાં ડૂબી ગયા વિષે તથા મધુસૂદનરાયે અચાનક હૃદય બંધ પડવાથી દેહોત્સર્ગ કર્યા વિષે સમાચાર હતા. આ બન્ને સમાચારમાંથી દિવ્યકુમારને લગતા દુઃખદ સમાચારે જ્યોત્સ્નાના અંતઃકરણ ઉપર આઘાત કર્યો. "મારો ગુણવાન વીરો ડૂબી ગયો!!" એ શબ્દો તે વારંવાર પોતાના મુખમાંથી ઉચ્ચારવા લાગી અને એ શબ્દો તેણે અર્ધા કલાકના અરસામાં એટલી બધી વાર ઉચ્ચાર્યા કે, તે લવારીજ છે, એમ તેની આસપાસનાં સર્વને લાગ્યું. બરાબર એક કલાક બાદ તેને તાવ આવ્યો અને તેમાં તે દિવ્યકુમાર વિષેજ કાંઇ ને કાંઇ લવારી કરતી રહી. રાજકુમારીએ તેની માંદગી જોઇને એકદમ રાજવૈદને બોલાવ્યો. રાજવૈદે અભિપ્રાય આપ્યો કે, હૃદય પર આઘાત થવાથી તેના મગજ ઉપર અસર થઇ છે અને જો ચાંપતા ઉપાયો લેવાશે નહીં તો તેના મગજ ઉપર લોહી ચઢી જશે. આ પછી રાજવૈદે ઔષધ આપ્યું; મસ્તકને બરફ ચોળાવીને ઠંડુ રખાવ્યું અને એ ઉપચાર તથા સારવારમાં માત્ર ચિત્રકાર અને નવમાલિકાજ નહીં; પણ રાજકુમારી અને તેનાં અનેક દાસ દાસીઓ ખડે પગે હાજર રહ્યાં. રાજવૈદને એક ઘડી પણ ત્યાંથી દૂર જવા દેવામાં ન આવ્યો અને તે વારંવાર સલાહ આપીને ઘટતા ઉપચાર ધ્યાનપૂર્વક કરવા લાગ્યો.

જ્યોત્સ્નાની માંદગી એકાદ અઠવાડીઉં રહી અને તે બાદ તે ધીમે ધીમે સાજી થવા લાગી. ફોઇબા ઉપર જે તાર રાજકુમારીએ મોકલ્યો હતો તે તારનો સામો જવાબ ગોપાળદાસે ફોઇબાની ઇચ્છાથી આપ્યો હતો અને તેમાં પૂછાવ્યું હતું કે, ફોઇબાને આવવાની જરૂર છે? રાજકુમારીએ તેમને નિશ્ચિંત રહેવા પુનઃ તાર કર્યો હતો અને પ્રતિદિન તાર દ્વારા જ્યોત્સ્નાના સમાચાર પહોંચાડવાનું વચન આપ્યું હતું, જે વચન તેણે બરાબર પાળ્યું હતું. જ્યોત્સ્નાની તબિયતની ચિન્તાના ભારથી તે આઠે દિવસ દબાયલી રહી હતી; છતાં ~~ પોતાના મંત્રીને હુકમ કરી દીધો હતો કે, દરરોજ સાંજે પોતે દરરોજ એ :બાબતમાં મંત્રીને પૂછતી અને ' મૂક્યો છે" એવી ખબર સાંભળીને સંતુષ્ટ થતી.

' બાદ જ્યોત્સ્નાને આરામ પૂરો થઇ ગયો. તે વુર થવાથી રાજકુમારીએ તેને ન ખૂટક

મુંબાઇ જવા દીધી પણ તેની પાસેથી તેણે વચન લીધું કે, બબ્બે ત્રણ ત્રણ મહિને બે ત્રણ અઠવાડીઆં માટે મિનલપુરમાં આવવું પડશે. ચિત્રકારના કાર્યથી રાજકુમારીને ઘણોજ સંતોષ થયો હતો અને તેથી તેણે તેને આપેલા વચન મુજબ, પોતાના પિતા પાસે ભર દરબારમાં પારિતોષિક અપાવ્યાં હતાં અને પોતાના હસ્તાક્ષરે તેણે પ્રશંસાજનક શબ્દોમાં તેને પ્રમાણપત્ર લખી આપ્યું હતું.

જ્યોત્સ્ના, ચિત્રકાર અને નવમાલિકા મુંબાઇ આવ્યા બાદ રજનીકાન્તની ઉથલપાથલની વાતો સાંભળીને તેમને ખેદ થયો. જ્યોત્સ્ના, ફોઇબા સાથે રહેવા લાગી અને ચિત્રકાર તથા નવમાલિકા પોતાની ચાલીમાં રહેવા લાગ્યાં. ચિત્રકારને પોતાની ચાલીમાંથી ખબર મળ્યા કે, જ્યોતિર્મયી દેશાટને નીકળી પડી છે અને હવે હમેશને માટે કૌમારવ્રત ગ્રહણ કરીને જનસેવામાંજ પોતાનું આયુષ્ય વીતાવવા માગે છે. નંદકિશોરે જ્યોતિને હેરાન કર્યાની વાત પણ તેના જાણ-વામાં આવી. કમળનયન અને તેની પત્ની કાન્તા, આ બાબતો તરફ કેવા દૃષ્ટિબિન્દુથી જુએ છે, તે વિષે તેણે તપાસ કરી જોઇ; તો તેને માલુમ પડયું કે, કાન્તાએ આ દેશાટનનો ઉંધો જ અર્થ કર્યો છે. કાન્તા ઘણુંખરૂં તેની ઓરડીમાં એવું બબડતી સંભળાતી કેઃ "છોકરી વંઠી ગઇ ! હવે તેને સમજાવવામાં માલ નથી." નંદકિશોર સંબંધી તે કહેતી કેઃ "તેનો કાંઇ વાંક નહીં હોય પણ પેલા મુસલમાને તેને બિચારાને મારી મારીને તેની પાસેથી ફરજીઆત કબુલાત લેવરાવીને તેને મુંબાઈ છોડાવ્યું હશે !" કમળનયન ખરી રીતે આ બાબતો વિષે કેવો અભિપ્રાય ધરાવે છે, એ ચિત્રકાર કળી શકયો નહીં; કારણ કે, કોઇવાર તે તેની પત્નીની અકળામણ શાન્ત કરવા જ્યોતિની વિરૂદ્ધમાં બોલતો તો કોઇવાર તરફેણમાં બોલતો. નંદકિશોર માટે પણ તેની એવી વલણ જણાતી.

જ્યોતિર્મયીને તેનાં માબાપ સાથે થયલા છેલ્લા સંવાદથી ચિત્રકાર વાકેફ હતો. દિવ્યકુમાર અને જ્યોતિર્મયી એકમેકને ચહાતાં હતાં, એ તે જાણતો હતો. પસંદગીનાં લગ્નો વ્યાવહારિક નથી એ માનતો હતો; છતાં પણ એક અપ્તરા તરીકે પોતાના જ્યોતિનાં લગ્ન થાય તો ઠીક એવી ઉર્મિ તેના ખૂણામાં ઉઠતી હતી. પરંતુ દિવ્યકુમાર ડૂબી ગ ભાર્ગ નીવડી. સ્વાભાવિકપણે જ્યોતિનું દિ

લાગેલું હોવાથી તેને હવે અન્ય કોઇ સાથે લગ્ન કરવાની ઈચ્છા ન રહે, એમ ચિત્રકાર જાઇ શક્યો અને તેથી “ જ્યોતિની વલણુ તદ્દન વાજબી છે” એવો સાર તેણે દોર્યો. નંદકિશોર સાદું જીવન ગાળવાની પ્રતિજ્ઞા લઇને મુંબાઇ તજી ગયો, એથી ચિત્રકારનો આત્મા પ્રસન્ન થયો. જ્યોતિને લગતા પોતાના વિચારો આબાદ અબ્દુલ હાફિઝના વિચારો પ્રમાણે જ હતા, એવી ખબર એ વિચારો કરતી વખતે ચિત્રકારને નહતી; પણ થોડાક જ દિનમાં તેઓ બન્ને અકસ્માત એક સ્થળે ભેગા થયા ત્યારે તેને એ બાબતની ખબર પડી.

એ બન્નેને એકત્ર થવાનો પ્રસંગ નીચે મુજબ બન્યો: જ્યોત્સ્નાએ જ્યારે ફોઇમા પાસેથી જાણ્યું કે, દિવ્યકુમાર જે મુસલમાન યુવકની નાવમાંથી દરિયામાં પડીને આપઘાત કર્યો હતો, તે યુવક બહુજ સહૃદયી છે અને વાલ્કેશ્વરને બંગલે ફોઇબાના રહેવા આવ્યા પછી તે ચાર પાંચ વાર એ બંગલે ફોઈબાની મુલાકાત લઇ ગયો છે તેમજ તે યુવકનું એમ માનવું છે કે, દિવ્યકુમાર હજી હયાત હોવો જોઇએ ત્યારે જ્યોત્સ્નાએ તરતજ ગોપાળદાસ મુનિમ મારફત અબ્દુલ હાફિઝને પોતાની પાસે બોલાવ્યો; અને એજ વખતે એક નોકરને ચિત્રકારને ત્યાં મોકલીને ચિત્રકારને પણ આવવા નિમંત્રણ કર્યું. એ મુજબ, જ્યારે તેઓનું ત્રણેનું મિલન થયું ત્યારે અબ્દુલ હાફિઝે પોતાની કલ્પના મુજબ બે મુદ્દા સાબિત કર્યા. દિવ્યકુમારના આપઘાતની હકિકતનું બ્યાન કરીને તેણે પ્રથમ મુદ્દો એ સાબિત કર્યો કે: તેની લાશનો પત્તો મળ્યો નથી તેથી જરૂર તેને કોઇકે બચાવ્યો છે અને છૂપાવ્યો છે. તેણે બીજો મુદ્દો દિવ્યકુમાર સાથે પોતાને થયલી વાતચિત ઉપરથી તેમજ જ્યોતિના કથન ઉપરથી એવો જણાવ્યો કે, તેમનાં દેહલગ્ન થયાં ન હતાં તોપણ એમાં શક નથી કે તેમના આત્માનાં લગ્ન થઇ ચૂકેલાં હતાં. એક બીજાને તેમણે એક બીજાની ઇચ્છાથી દિલ અર્પણ કર્યાં હતાં; જેથી ે તિ હવે બીજા કોઇને ન પરણે એ તદ્દન સ્વાભાવિક છે.

ત્રકાર, જ્યોત્સ્ના અને અબ્દુલ હાફિઝ આ બન્ને મુદ્દામાં થયાં અને તેમણે એ બાબત ઉપર વિચાર ચલાવી દિવ્યકુમાર હયાત હોય તો તેનો પત્તો મેળવવા હવે પોલિસને આ કામ સોંપવું જોઇએ એવી ઇચ્છા . અબ્દુલ હાફિઝે તેને ટેકો આપ્યો અને નાણાંની

ચાહે તેટલી મદદ આપવા જણાવ્યું. ચિત્રકારે આ ઉપરથી બીડું ઝડપ્યું કે, "છુપી પોલિસનું કાર્ય હું પોતેજ કરીશ."

એજ વખતે કરસનદાસ સોલિસિટર તે ખંડમાં દાખલ થયો. જ્યોત્સ્નાએ તેને આવકાર આપ્યો. કરસનદાસે એક ખુરશી ઉપર બેસતાં કહ્યું: "આજે હું તમને એક અત્યંત ઉપયોગી સમાચાર આપવા અહીં આવ્યો છું."

"કહો શા સમાચાર છે?"

"આપણે અત્રે ખાનગી વાતચિત કરવામાં સહિસલામત છીએ ને?"

જ્યોત્સ્ના: "હા. આ બન્નેમાં કોઇજ પારકું નથી."

એ બાદ કોઇબાને પણ તે સ્થળે કરસનદાસે બોલાવ્યાં અને કહેવા માંડ્યું: "બે કલાક ઉપર હું મારી ઑફિસમાં બેઠો હતો તે વખતે ખલાસી જેવો દેખાતો એક માણસ મારી ઑફિસમાં આવ્યો અને મને પૂછવા લાગ્યો: 'મલાડવાળા બેરોનેટ શેઠીઆના તમે વકીલ છો?' મેં હા પાડી એટલે તેણે કહ્યું: 'વકીલ સાહેબ, નાણાં-ની કોથળી ખુલ્લી મેલો તો એક ઘણીજ જરૂરી ખબર તમને આપું' મેં કહ્યું: 'ખબર શી બાબતમાં છે?' તેણે જવાબ દીધો: 'શેઠનો જે ભત્રીજો મરી ગયો છે, તેને લગતી.' મેં તેને તરતજ ધમકાવ્યો: 'એવી તે શી મોટી ખબર તું આપવાનો છે કે, નાણાંની જરૂર પડે?' તેણે ખભા હલાવીને કહ્યું: 'તમારે સમજવું હોય તો સમજો; નહીંતો માથાકુટ મેલો.' મેં કહ્યું: 'પણ ભલા આદમી! એમાં સ-મજવાનું શું છે? શેઠનો ભત્રીજો મરી ગયો એ તેને તું જીવતો બનાવવાનો જાદુ જાણે છે શું?' આ સાંભળીને તે ઉઠીને ઉભો થયો અને બોલ્યો: 'તમે ઘરડા લોકો ચીકણાવેડા કર્યાજ કરવાના. સાહેબ, ૫૦૦૦ રૂ. પહેલા આપો તો એક જરૂરી બાતમી આપું અને એ બાતમી ખરી પડે તે પછી બીજા ૫૦૦૦ આલજો. હું જે બાતમી આલવાનો છું તેમાં લાખ્ખો રૂપીઆનો સવાલ છે.' મેં તો તેને દીવાનોજ લીધો. આ શહેરમાં એવા ઘણા લુચ્ચાઓ વસે છે પૈસા પડાવી જાય અને પછી આપણે આંખો ચોળીને મેં તેને કહ્યું; 'જો કોઇ બાતમી હોય તો પહેલી પછી મને તે ઉપયોગી હશે તો તને નાણાં આપીશ' 'નહી સાહેબ, એ સાટું નકામું છે. તમારાથી ના

હું હવે મારી બાતમી એવા માણસને આલી આપીશ કે તેની પાસેથી મને નાણાં મળશે, એવી ખાત્રી છે.' હું તેના બોલવા ઉપરથી અજાયબ તો થયો પણ તેની સાથે માથાઝીક નકામી હતી, એમ ધારીને મેં તેને કહ્યું: 'જા ભાઈ જા. તને ખાવવે ત્યાં જા. મારી પાસેથી નાણાં તો પહેલાં નહી મળે.' તે માણસ ચાલ્યો ગયો. તેના જવા પછી મેં મારા એક ક્લાર્કને બોલાવીને તેની પૂંઠ પકડવા જણાવ્યું કે જેથી તે હવે ક્યાં જાય છે, તે માલુમ પડી આવે. હું તેને પોલિસને સ્વાધીન કરી દેત; પણ એથી કદાચ જાણવાનું ન પણ જાણી શકાય, એમ ધારીને મેં તેને જવા દીધો અને તેની પૂંઠ પકડાવી. મારો ક્લાર્ક એક કલાકમાં પાછો આવ્યો. તેણે મને ખબર આપી કે, 'એ માણસ રજનીકાન્તની ઓરડીમાં ગયો હતો. આશરે અર્ધો કલાક ત્યાં ગાળ્યા બાદ તે બહાર આવ્યો હતો અને એક કાગળીઉં વાળીને ખિસ્સામાં મૂકીને ચાલ્યો ગયો છે.' મારા ક્લાર્કે કહેલી આ હકિકત હું તમને કહેવા માટે તરતજ અહીં આવ્યો છું."

જ્યોત્સ્નાએ સોલિસિટરને પૂછ્યું: "એ માણસ કઈ બાતમી આપવા આવ્યો હશે?"

સોલિસિટર: "હું તો તેને કોઈ દીવાનોજ ધારૂં છું. એની બાતમી કાંઈજ નહીં હોય."

અબ્દુલ હાફિઝે અત્રે કહ્યું: "સાહેબ, મારો નમ્ર મત એવો છે કે, મર્હુમ મિ. દિવ્યકુમાર જીવે છે, એવી બાતમી આપવા તે આવ્યો હશે."

કરસનદાસે ફોઈબાને પૂછ્યું: "માજી તમે શું ધારો છો?"

ફોઈબાએ કહ્યું: "મને તો કશી સમજ પડતી નથી. તમે બધા વિચાર કરી જોઈને તમને સુઝે તેમ કરો."

ચિત્રકારે કહ્યું: "કાંઈ ફિકર કરવા જેવું નથી. એ માણસ રજનીકાન્ત પાસે જઈ આવ્યો છે ને? આ તો તેની પહેલી મુલાકાત હતી. હવે તેની બીજી મુલાકાતો થવાની; તેથી મેં પહેલાં કહ્યું હતું તેમ હું હવે છૂપી પોલિસનું કામ કરવાનું માથે લઉં છું. એ રજની-કાન્તના મકાન આગળ હું રાતદિન ખડો ને ખડો રહીશ અને તેઓની બન્નેની હિલચાલ તપાસીને આખરે આ બાબતનો ભેદ ખોલીશ ત્યારેજ જંપીશ."

અબ્દુલ હાફિઝ: "એ રસ્તો યોગ્ય છે. તમારી જોડે કામ કરવા હું પણ તૈયાર છું."

ચિત્રકાર: "બેશક, એકથી બે ભલા."

જ્યોત્સ્નાએ આ વિચારને પુષ્ટિ આપી અને તે બાદ સોલિસિટરનો આભાર માન્યો. વારંવાર આ બાબતની જે નવી હકિકતો જણાશે, તેમાં તેની સલાહ લેવાનું જ્યોત્સ્નાએ જણાવ્યાથી સોલિસિટરે એવી સલાહ આપવા વચન આપ્યું.

સોલિસિટર તે બાદ વિદાય થયો. ચિત્રકારે જ્યોત્સ્નાને કહ્યું: "મારે આ છૂપી પોલિસનું કાર્ય કરતાં રાતના ગમે ત્યારે ઘેર આવવાનું થાય અથવા તો કોઇ વાર રાતના ઘેર આવવું પણ ન પડે; જેથી નવમાલિકાને આપને ત્યાં થોડાક દિવસ રાખશો?"

જ્યોત્સ્નાએ હસીને પોતાની તોફાની આંખો ચમકાવતાં કહ્યું: "હું શા માટે એને રાખું? હું તો એવું કાંઇ કરવાની નથી!"

ભોળાં ફોઇબા તેની આ મશ્કરી સમજી શક્યાં નહીં; તેથી બોલ્યાં: "ગાંડી! એવું શું બોલે છે? આપણા માટે જે કામ કરે તેને આવો જવાબ અપાય?"

ચિત્રકાર: "માજી, મશ્કરી કરવાની એમની પદ્ધતિજ છે. એમણે મશ્કરીમાં મને બે સવાલો કર્યા છે, એ તો હું ક્યારનો સમજી ગયો છું."

જ્યોત્સ્ના હસી પડી. આખરે નવમાલિકાને એકાદ કલાકમાં મૂકી જવાનું જણાવીને ચિત્રકાર, અબ્દુલ હાફિઝ સાથે વિદાય થયો.

તેઓ બહાર નીકળ્યા એટલે પાસેના એક બંગલામાંથી કોઇક કોમળ સ્વરે ગાતું સંભળાયું:

"નારાયન જિનકો પ્રતિપાલક, તિનકો કોન ઉઠાય સકેગો?"

અબ્દુલ હાફિઝે કહ્યું: "પ્રિય ચિત્રકાર, એમ શબ્દો આપણા મિત્રકાર્યમાં ફતેહના શુકનસૂચક શબ્દો હોય એમ મને તો લાગે છે."

ચિત્રકાર: "અસ્તુ" એમ કહીને ધુનમાંને ધુનમાં આગળ ચાલવા લાગ્યો.

---

## પરિચ્છેદ ૨૦.

### પ્રપંચીઓની પૂંઠે.

જ્યોત્સ્નાને આપેલા વચન પ્રમાણે અબ્દુલ હાફિઝ અને ચિત્રકાર રાત્રિના ૮ વાગે રજનીકાન્તના મકાન આગળ છૂપી દેખરેખ રાખવા સારૂ હાજર થઇ ગયા. ચિત્રકારે અબ્દુલ હાફિઝને પૂછ્યું: "મિત્ર, તમને એવો શક ઉત્પન્ન થાય છે કે, દિવ્યકુમારને છૂપાવેલો રાખવામાંજ રજનીકાન્તને લાભ છે?"

અબ્દુલ હાફિઝે કહ્યું: "હા. હું માત્ર એટલોજ શક લાવતો નથી; પણ વિશેષ એક બીજો લાવું છું કે, રજનીકાન્ત દિવ્યકુમારને મારી નાંખવામાં પણ પાછો પડશે નહીં."

"એમ?"

"હા. મારા શકના સંગીન પુરાવા છે. જે મિલ્કત રજનીકાન્તના હાથમાં અત્યારે છે, તે જો દિવ્યકુમાર જીવતો હોય તો રજનીકાન્તને ન મળે. આ લોભી અને વિચિત્ર રજનીકાન્ત એ સ્થિતિ સહન કરી શકે? નહીંજ. અને તેથી તે દિવ્યકુમારને સદાને માટે દૂર કરવા નહીં ખચકાય, એવી મને પક્કી ખાત્રી છે."

"ત્યારે તો આપણે વિશેષ ચોંકેલા રહેવાનું છે."

"હું તે માટેજ તમારી સાથે રહ્યો છું. મારાં કાંડાં બાવડાં સાબૂત છે. એકવાર રજનીકાન્તને દિવ્યકુમારનું ખૂન કરતો જોઉં તો આ મારા મજબૂત હાથથી તેને એવો તો મેથીપાક જમાડું કે ભવિષ્યમાં એવું હિચકાઈ કૃત્ય કરતો તે ભૂલી જાય."

"મને ખાત્રી છે કે, તમે તેમ કરી શકો. તમે એક આસામીને તો તેની ખોડ હમેશને માટે ભૂલાવી છે."

"હા. નંદકિશોર વિષે તમે કહો છો ને? નંદકિશોરના કેટલાક પ્રપંચોમાં સામિલ થનાર આ બીજાની પણ હું તેવી હાલત કરીશ ત્યારેજ હવે તો મને નિરાંત વળશે."

તેઓ બન્ને તે પછી જૂદા પડીને લતીફની ચાલીની જમણી અને ડાબી બાજુએ દેખરેખ રાખતા બેઠા; કારણ કે સાથે રહેવામાં અથવા તો ચાલીની સામે રહેવામાં કદાચ ઓળખાઇ જવાનો કિંવા રજનીકાન્તની નજરે પડવાનો સંભવ હતો.

એ રાત ધીમે ધીમે આખી પસાર થઇ. પરોઢીઉં થયું તોપણ

ન રજનીકાન્ત, પોતાની ઓરડીમાંથી બહાર નીકળ્યો કે ન પેલો ખલાસી તેને ત્યાં આવ્યો !

અબ્દુલ હાફિઝ અને ચિત્રકાર એકઠા મળ્યા. ચિત્રકારે કહ્યું: " આજની રાત નકામી ગઇ. "

અબ્દુલ હાફિઝ: " નહીં. શું તમે એમ સમજો છો કે, આપણા ઉજાગરાની કાંઇ કિંમત નથી ? આ ઉજાગરો કરાવવા માટે રજની-કાન્તને હું બરોબર ખબર પાડીશ. આ ઉજાગરાએ મને આ કાર્યમાંજ મથ્યા રહેવાનો દૃઢ નિશ્ચયી બનાવ્યો છે અને તેથી આજની રાત નકામી નથી ગઇ. "

અબ્દુલ હાફિઝના ઉત્સાહથી ચિત્રકાર ખરેખર આશ્ચર્યચકિત થયો. તેને ખાસ આશ્ચર્ય તો એટલા માટે થયું કે, અબ્દુલ હાફિઝ એક શ્રીમંતપુત્ર છે; છતાંયે તેનામાં લેશપણ ખોટું અભિમાન નથી. અબ્દુલ હાફિઝ મુસલમાન છે; છતાં પણ એક હિંદુને માટે તે આટલી બધી તનતોડ મહેનત લેવામાં લગારે સંકોચાતો નથી. ચિત્રકારને લાગ્યું કે, " જો આવા યુવકો આ શહેરમાં માત્ર એકસોની સંખ્યામાં હોય તો જરૂર આ શહેર સ્વર્ગ સમું બને, એમાં નવાઇ નથી. "

અબ્દુલ હાફિઝે ચિત્રકારને બે ચાર કલાકનો આરામ લઇ આવવા સૂચના કરી. ચિત્રકારે તેને પોતાને તેમ કરવા જણાવ્યું અને કહ્યું: " ભાઇ હાફિઝ, હું તો આવી મહેનત માટે કસાયલો છું."

" અને હું પણ નથી કસાયલો, એમ ન સમજશો. એક શું ડઝન કે બે ડઝન રાતો સુધી અને વળી દિવસો સુધી જો આવાં કામ કરવાં હોય તો પાકપરવરદિગારની મહેરબાનીથી હું તેમ કરી શકું એવો તંદુરસ્ત અને સશક્ત છું." અબ્દુલ હાફિઝે જણાવ્યું.

આખરે આ બેમાંથી કોઇયે ત્યાંથી ગયો નહીં અને બન્ને તપાસ રાખતા રહ્યા. ૧૧ ને શુમારે ચિત્રકાર એક વીશીમાં જઇને જમી આવ્યો અને તે પછી અબ્દુલ હાફિઝ પણ એક ઇસ્લામી હોટેલમાં જઇને ખાણું ખાઇ આવ્યો.

બપોરના બે વાગે પેલો ખલાસી આવી પહોંચ્યો. તે રજની-કાન્તની ઓરડીમાં ગયો એટલે અબ્દુલ હાફિઝે ચિત્રકારને સાન કરીને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું: " આ માણસને તો હું ઓળખું છું. પહેલાં તે મારી લોંચ ઉપરજ નોકર હતો. પણ તે

હારૂઢીઓ હોવાથી મારે તેને રજા આપવી પડી હતી. મને શંકા ઉપજે છે કે, મેં તેને ધમકાવીને કાઢી મૂકેલો હોવાથી કદાચ મારા ઉપર વેર લેવા માટે તેણે બધી ધાંધલ કરી હશે. ફિકર નહીં. જો તેમ હશે તોપણ તેને હું પહોંચી વળીશ." અત્રે તે કાંઇક ઉંડા વિચારમાં પડી ગયો. આશરે ૦। કલાક એ સ્થિતિમાં પસાર થતાં ચિત્રકારે તેને પૂછ્યું: "ભાઇ, શા વિચારમાં પડ્યા ?"

અબ્દુલ હાફિઝ: "આપણે આ માણસની પૂંઠ હમણાંજ પકડવી જોઇએ. જો આના મકાનમાં દિવ્યકુમાર હોય તો આને માર મારીને મુશ્કેટાટ બાંધીને આપણે દિવ્યકુમારને લઇ આવવો, એવો મે નિર્ણય કર્યો છે."

ચિત્રકાર: "ભલે, તમે કહેશો તેમ કરવા હું તૈયાર છું."

આ પછી ૦॥ કલાકે તે માણસ એકલો બહાર નીકળ્યો. રજનીકાન્ત તેની સાથે નહતો એટલે અબ્દુલ હાફિઝે પોતાનો અસલ ઠરાવ ફેરવીને ચિત્રકારને અહીંજ રહેવા જણાવ્યું અને પોતે તે માણસની પાછળ પડયો.

અબ્દુલ હાફિઝના જવા બાદ થોડીકવારે રજનીકાન્ત પોતાના મકાનને તાળું વાસીને બહાર નીકળી પડયો. તેની નજરે ન પડાય તેવી રીતે ચિત્રકારે તેની પૂંઠ પકડી. રજનીકાન્ત મલાડમાં પોતાની મિલમાં ગયો અને ઠેઠ સાંજના મિલનાં માણસો છૂટયાં તે પછી પણ એકાદ કલાક મિલમાં રોકાયો. ત્યાંથી તે પોતાના ભાડે આપેલા બંગલામાં ગયો. ત્યાં પણ કેટલોક વખત રોકાયા બાદ રાતના દશ વાગે લોકલમાં બેસીને તે પોતાને મકાને પાછો ફર્યો. ચિત્રકાર આ બધો સમય તેની હિલચાલ તપાસતો રહીને તેની પાછળજ લાગુ રહ્યો.

મધ્યરાત્રિ થઇ ગયા બાદ ચિત્રકારને માલુમ પડયું કે, રજની-કાન્ત પોતાની ઓરડી ઉધાડીને બારણામાં ઉભો રહ્યો છે. તેની નજરે ન પડાય એવી રીતે ચિત્રકાર દૂર છૂપાઇ રહ્યો. રજનીકાન્ત કોઇની રાહ જોતો હોય, એમ જણાયું. "જરૂર આજ કાંઇક અવનવું થવાનું છે" એમ ચિત્રકાર મનમાંજ ગણગણ્યો. ૨૦ મિનિટનો સમય એજ હાલતમાં રજનીકાન્ત ઉભો હશે; એટલામાં સામેથી પેલો ખલાસી આવતો દેખાયો. તે માણસ રજનીકાન્તની ઓરડીમાં પેઠો અને બન્ને જણ કેટલીકવાર સુધી અંદર રહ્યા.

તે માણસની પૂંઠેજ રહેલો અબ્દુલ હાફિઝ ચિત્રકારને મળ્યો

અને પહેલી ટીકા તેણે એ કરી કે: " આજની રાત નકામી જવા
નથી. કાંઇક પણ નવા જૂની આજે થશેજ." અને એ કહેલું બે
ખઈ પડયું.

રજનીકાન્તની ઓરડીમાંથી એ વખતે બે ખલાસી બહ
પડયા. અબ્દુલ હાફિઝે એ જોઇને ટીકા કરી: " ઓહો ! ખાનદ
બેરોનેટ એક ખલાસીના લિબાસમાં !"

ચિત્રકારે કહ્યું: " અમારાં શાસ્ત્રમાં હડહડતો કલિકાલ આવવ
જે વાત લખેલી છે, તે આ ઉચ્ચ કુલોત્પન્ન ખલાસીને જોતાં
ખરી લાગે છે ! એની કાળી દાનતની સાબિતી એનો પોષાક
આપે છે."

બન્ને ખલાસીઓ જે વખતે બહાર નીકળ્યા તે વખતે રાત્રિ
એક વાગ્યો. અબ્દુલ હાફિઝે ટીકા કરી: " ચેતજો, ઓ પાપીઓ
આ ડંકો સાબિત કરે છે કે, ખુદા એક છે અને તે એકજ સ
સત્તાધીશ એક દિન તમારાં કાળાંધોળાંનો હિસાબ લેશે."

ભીંડી બજારમાંથી આ વખતે લોકોનો અવર જવર ઓ
થઇ ગયો હતો. ખલાસીઓ ભાડુતી ગાડીઓના સ્ટેંડ આગળ મ
માત્ર એકજ ગાડી ત્યાં ઉભેલી હતી અને તેના હાંકનારે ભુકા
બાંધેલી હતી. ખલાસીઓને અને તે હાંકનારને કેટલીક રકઝક
તેઓ એકવાર થોડેક દૂર ચાલ્યા અને પાછા કાંઇક મસલત કર
ગાડી પાસે ગયા. એક ખલાસીએ પોતાના ખિસ્સામાંથી એક
કાઢી. ગાડીવાને ગાડીના ફાનસ આગળ તે ધરી જોઇ અને પછી
ખિસ્સામાં મૂક્યા બાદ બન્ને ખલાસીઓને તેમાં બેસાડીને ગ
હાંકવા માંડી.

અબ્દુલ હાફિઝે ચિત્રકારને કહ્યું: " તમે આ ગાડીની પા
લટકી રહો અને હું તેની પાછળ દોડતો દોડતો આવું છું. મ
લગારે ચિન્તા કરશો નહીં. માર્ગમાં કોઇ ગાડી મળશે તો ભાડે
લઇશ અને તમે ખૂબ સાવધાન રહેજો."

ચિત્રકારે એ સૂચના અમલમાં મૂકી. ગાડી ભાયખલા
જવા લાગી. અબ્દુલ હાફિઝ ગાડીની પાછળ દોડવા લાગ્યો. માર્ગ
કોઇ ખાલી ભાડુતી ગાડી અબ્દુલ હાફિઝને મળી નહીં; પણ તે હિ
હાર્યો નહીં. તેણે ચિત્રકારને પોતાનાં કાંડાં બાવડાં સાબૂત હોવ
કહ્યું હતું પણ તે સમાન્તરે ગાડીની પૂંઠેજ દોડતો રહ્યો તે ઉપ

ચિત્રકારને માલુમ પડયું કે, તેના પગ પણ સાબૂત જણાય છે! આ તંદુરસ્ત અને સશક્ત મુસલમીન યુવક માટે ચિત્રકારને હરઘડી વધારે ને વધારે માન ઉપજવા લાગ્યું. વિક્ટોરીઆ ગાર્ડન્સ વટાવીને ગાડી એક મેદાનમાં દાખલ થઇ અને મેદાનને છેડે આવેલા એક મકાન આગળ ઉભી રહી.

ખલાસીઓ ગાડીમાંથી નીચે ઉતરીને તે મકાનમાં દાખલ થયા. ચિત્રકાર પોતાની જગ્યાએથી બહાર આવ્યો. અબ્દુલ હાફિઝ ત્યાં આવી પહોંચ્યો અને એકદમ જમિનપર બેસીને પોતાનો ઉછળતો શ્વાસોશ્વાસ શાન્ત કરવા લાગ્યો.

ગાડી હાંકનાર પોતાની ગાડી વાળતો હતો ત્યારે તેની નજર આ બે યુવકો તરફ ગઇ. તેણે ઘડીભર તેઓના સામું જોયું અને પછી ગાડી થોભાવીને તેમાંનું એક ફાનસ પોતાના હાથમાં લઇને તે તેમની પાસે આવ્યો અને ફાનસ તેમના તરફ ધરીને તે બોલ્યો: "રામ, રામ, શેઠ સાહેબો, મને ઓળખો છો કે?"

તેણે પોતાના મ્હોં ઉપરથી બાંધેલી બુકાની છોડી નાંખી. ચિત્રકારે તરતજ કહ્યું: "કોણ માધુ?"

"હા. જગદીશરાયભાઇ, હું જ મધુસુદનરાય શેઠનો ગાડીવાન માધુ. હમણાં હું ભાડુતી ગાડી હાંકું છું, ભાઇ." અબ્દુલ હાફિઝ તરફ જોઇને તે બોલ્યો: "આ શેઠ તો દિવ્યકુમાર ભાઇના ખબર કહેવા રાતના બે વાગે આવ્યા હતા તેજ ને?"

ચિત્રકાર: "હા. તેજ. પણ માધુ, આ મકાનમાં જે બે ખલાસીઓ ગયા તેમની સાથે તને શી રકઝક થઇ હતી?"

માધુએ કહ્યું: "જગદીશભાઇ, એમાંનો એક કોણ છે તે તમે જાણો છો? દિવ્યકુમાર ભાઇની જગ્યા લેનાર બોલ્યો નવો શેઠ! એણે વેશ બદલેલો છે, તોયે મેં તેને ઓળખી કાઢયો; અને આજ મારૂં વેર લીધું!"

"શેનું વેર?"

"તેણે મને પગાર આપ્યા વિના કાઢી મેલ્યો હતો. તે આવ્યો તે દહાડેથી મારી પાછળજ પડયો હતો અને મને ધમકાવતો હતો. મેં તેનું વેર લેવું ધાર્યું હતું તેથી ઘણુંખરૂં ભીંડીબજાર આગળ મારી ગાડી ઉભી રાખતો હતો. આજ તે લાગમાં આવ્યો. વિક્ટોરીઆ બાગ આગળ જવાનું છે એમ તેણે મને કહ્યું એટલે મે દશ

રૂપીઆ ભાડું માગ્યું. એ કહે 'તારો નંબર લાવ.' મેં કહ્યું. 'લખી લે; પણ દશથી ઓછા નહીં લઉં.' મેં બુકાની બાંધેલી; એટલે મને તે ઓળખી શકયો નહીં. એ ખલાસી બનેલો, એટલે એનાથી પોલિસ ચોકીએ પણ જઈ શકાય નહીં, એ હું સમજી ગયલો. છેવટે હા ના કરતાં તે કબૂલ થયો. મેં રૂપીઆ પહેલા માગ્યા. તે પણ આનાકાની પછી તેને આપવા પડયા. આ મુજબ મેં આજે તેનું વેર લીધું છે. પણ ભાઈ, તમે અહીં કેમ આવ્યા છો ?"

ચિત્રકાર: "એક ગંભીર અને ખાનગી કારણસર અમે આજે આની પૂંઠે આવ્યા છીએ. મધુસૂદન શેઠની વફાદારી બતાવવાની જો તું તક લેવા માગતો હોય તો અહીં તારી ગાડી થોભાવી રાખ. તારી ગાડીની અમને જરૂર પડશે. તને આ શેઠ બહુ સારૂં ઇનામ આપશે—"

એટલામાં તે મકાનમાંથી અવાજ આવ્યો: "બચાવો, બચા—"

ત્રણે જણ ચોંકયા. અબ્દુલ હાફિઝ ઉભો થયો: "કોનો એ અવાજ ?—"

ચિત્રકાર: "જેની શોધમાં આપણે છીએ તેનો જ !" અબ્દુલ હાફિઝે આમતેમ નજર કરી જોઈ અને તે પછી ચિત્રકારને કહ્યું: "હિમ્મત હોય તો મારી પાછળ આવો."

તેણે મજકુર મકાનની ઉંચી બારી તરફ નજર નાંખી. તે બારી કાચની બારી હતી. અને તેમાંથી દીવાનો પ્રકાશ જણાતો હતો. એ બારીએ પહોંચવા માટે તે મજકુર મકાન ઉપર ચડવા લાગ્યો. ચપલતાથી તે અહીં તહીં ઠેકા દઈને ચઢયો અને બારી આગળ પહોંચીને એક મુક્કી બારીને લગાવતાં તેનો એક કાચ ભાંગી ગયો અને બારી ઉઘડી ગઈ. તરતજ તે અંદર દાખલ થયો.

ચિત્રકાર તેની પાછળ પાછળ મકાનની દિવાલ ઉપર ચઢયો. તેને મકાનની અંદર ધમપછાડ થતી સંભળાઈ અને બારીમાં તે પેઠો તે વખતે અબ્દુલ હાફિઝ બોલતો સંભળાયો: "શયતાન ! તારા જેવા સતર ઠીંગુજીને હું એકલો પૂરો પડું તેમ છું."

ચિત્રકારે મેડામાં દાખલ થતાં જોયું કે, બે માણસો જમિન પર પડયા હતા અને ત્રીજો રજનીકાન્ત પણ અબ્દુલ હાફિઝના છેલ્લા શબ્દો પછીના એક ગુંબાથી ચક્કર ખાઈને જમિન પર પડી ગયો. તેણે વિશેષ શું જોયું ? એક પથારીમાં દિવ્યકુમાર પડયો હતો અને આશ્ચર્યચકિત આંખોથી તે આ બનાવ જોઈ રહ્યો હતો.

"મારા પ્રિય મિત્ર" એમ કહીને ચિત્રકારે તેનો હાથ ઝાલીને ખૂબ દબાવ્યો.

અબ્દુલ હાફિઝે કહ્યું: "ચિત્રકાર, વખત ગુમાવવામાં સાર નથી. તમે નીચે જઇને મકાનનું બારણું ખોલો. ગાડીવાન પાસે એક દોરડું હોય તો લઇ આવો. આ રજનીકાન્તને એ દોરડાથી મુશ્કેટાટ બાંધીને આપણે આપણી સાથે લઇ જઇશું."

ચિત્રકારે તેના કહ્યા મુજબ મકાનનું બારણું ઉઘાડયું અને બહાર આવીને ગાડીવાનને ખબર આપી: "માધુ! દિવ્યકુમાર જીવે છે—"

"હેં? મારા શેઠ! સાચું કહો છો?"

"હા. તેમને આ ગાડીમાં બેસાડીને લઇ જવા પડશે. તે માંદા જણાય છે."

"કાંઇ ફિકર નહીં. આ ગાડી એ શેઠની જ છે, એમ સમજજો. એમને ખાતર તો ભાડું લીધા વિના આખા મુંબાઇ શહેરમાં આ ગાડી ફેરવવા હું તૈયાર છું."

આ માણસની દિવ્યકુમાર પ્રત્યેની વફાદારી અને પ્રેમભાવના જોઇને ચિત્રકાર અજબ થયો. તે મનમાં જ બોલ્યો: "આ એકનો એકજ માણસ છે કે જેણે હલકા સ્વભાવના શેઠ પાસેથી દશ રૂપીઆ પડાવ્યા અને ઉદાર શેઠને ખાતર તે આખું મુંબાઇ ભાડું લીધા વિના ફરવા તૈયાર છે! મનુષ્ય કેમ તાબે રહે છે, અને કેમ નહીં એનો આ એક ઉત્તમ બોધપાઠ આજે મને મળ્યો છે."

ચિત્રકાર તો અહીં વિચારમાં ડુબી ગયો; એટલામાં ઉપરની બારીમાંથી અબ્દુલ હાફિઝે કહ્યું: "દોરડું મળ્યું કે?"

ચિત્રકારને હવે જ એ વાત સાંભરી. માધુએ અબ્દુલ હાફિઝની બૂમ ઉપરથી સાંભળીને તરતજ પોતાની પાસેથી એક દોરડું કાઢીને ચિત્રકારના હાથમાં મૂકયું. ચિત્રકારને લઇ તે અબ્દુલ હાફિઝ પાસે ગયો. બન્ને જણે મળીને રજનીકાન્તને તે દોરડાથી બાંધ્યો; અને એક ચાદરમાં તેને વીંટાળીને અબ્દુલ હાફિઝે એકલાએ પોતાના બન્ને સાબૂત કાંડાં બાવડાથી તે પોટકું ઉપાડયું. નીચે લાવીને તેણે તેને ગાડીમાં મૂકયું. ગાડીવાનને તેની ખાસ સંભાળ રાખવાની ચેતવણી આપીને તે પુનઃ ઉપર ગયો અને ચિત્રકાર સાથે મળીને તેણે ધીમેથી દિવ્યકુમારને નીચે ઉતાર્યો.

દશ મિનિટના અરસામાં ગાડી તે મકાન આગળથી રવાના થઇ.

---

## પરિચ્છેદ ૨૧.

### સુખી છેવટ.

ચિત્રકાર અને અબ્દુલ હાફિઝે ખરા દિલથી લીધેલી મહેનત વ્યર્થ નીવડી નથી. તેઓએ દિવ્યકુમારની શોધાર્થ બીડાં ઝડપ્યા પછી દશ દિન બાદ વાલ્કેશ્વરના બંગલાના દિવાનખાનામાં એક પલંગની આસપાસ ૨૫ માણુસોનું ટોળું બેઠેલું આપણે જોઇએ છીએ. પલંગમાં દિવ્યકુમાર, " ઓહ ! મને બચાવો ! જ્યોતિ વિના મારા પ્રાણુ જાય છે ! જ્યોતિ ! જ્યોતિ " એવા ઉદ્ગાર કાઢતો પડેલો છે અને ૨૫ માણુસો તે તેનાં સંબંધીજનો, મિત્રો, ગુમાસ્તાઓ, નોકરચાકરો, મિલનાં કેટલાંક માણુસો, પાસેના બંગલાઓનાં પાડોશીઓ તથા મુંબાઇનાં કેટલાંક ઓળખીતાંઓ છે.

દિવ્યકુમારને અહીં લાવ્યા બાદ બે મોટા બાહોશ ડાકટરોને બોલાવીને તેની ચિકિત્સા કરાવવામાં આવી હતી. તેઓએ એવો અભિપ્રાય આપ્યો હતો કેઃ " આ માત્ર માનસિક રોગ છે. મનની ભ્રમણાને યોગે, હૃદય નબળું પડી ગયું છે; મગજની શક્તિ કમી થઇ ગઇ છે અને ખોરાક નહીં લેવાને પરિણામે તનની શક્તિમાં ઘટાડો થઇ ગયો છે. માનસિક રોગ દૂર કરવાની સૌથી પહેલી આવશ્યકતા છે. " જ્યોતિને હવે દિવ્યકુમાર સાથે મેળવ્યા વિના છુટકોજ નથી, એમ જોઇને, ચિત્રકારે એક બીજું બીડું ઝડપ્યું હતું. તે સુરત જઇને અમુલખરાયને મળ્યો હતો અને દિવ્યકુમાર જીવિત હોવાની ખબર આપીને જ્યોતિર્મયી ક્યાં છે તે વિષે તેને પૂછ્યું હતું. અમુલખરાયે તેને ખબર આપી હતી કે-જ્યોતિર્મયી ગુજરાતનાં ગામડાઓમાં ફરે છે પણુ હાલમાં કિયે ગામ છે તે વિષે કાંઇ ખબર નથી. ચિત્રકાર હિમ્મત ન હારતાં ગુજરાતમાં ગયો હતો. તપાસ કરતાં તેને આણુંદ ખાતે જ્યોતિર્મયી હોવાની ખબર મળી હતી. તરતજ તે આણુંદ ગયો હતો અને જ્યોતિને તેણે સમજાવી હતી. કૌમારવ્રતના તેના અભિલાષ, દિવ્યકુમાર જીવિત હોતાં નિરર્થક છે; એટલુંજ નહીં પણુ દિવ્યકુમારનું જીવન જ્યારે જ્યોતિના મિલન ઉપર આધાર રાખે છે તેમજ જ્યોતિ ન મળતાં અનેક શુભેચ્છકોના વિલાપ વચ્ચે દિવ્યકુમારનું મોત થવાનો સંભવ છે, ત્યારે જનસેવાના અભિલાષવાળી એ કોમળ અને દયાર્દ્ર દેવીએ તેને

તલસાવવો ન ઘટે-તેની સેવા કરી, તેને જીવિતદાન દેવું ઘટે, અને ગૃહસ્થાશ્રમ દ્વારા સેવાવ્રત લેવું ઘટે, એમ જ્યારે ચિત્રકારે સચોટ ભાષામાં જ્યોતિ સમક્ષ દલિલો કરી ત્યારે જ્યોતિનું હ્રદય રડી ઉઠયું. એ હ્રદયનાં આંસુ નયનકમલ દ્વારા બહાર આવ્યાં અને તે મુંબાઇ આવવા તૈયાર થઇ. કૌમારવ્રત પાળવાની પ્રતિજ્ઞા તેણે દિવ્યકુમાર હયાત નહીં હોવાનું જાણીને લીધી હતી પણ દિવ્યકુમાર જીવિત છે, એવું જાણ્યા પછી લગ્નનેજ તેણે સુખદ લેખ્યું. માતા-પિતાના વિરોધની તેને હવે લગારે પરવા રહી નહીં. તેને એમજ લાગ્યું કે, દિવ્યકુમારનાં સર્વ સંબંધીજનો જ્યારે પોતાનાં લગ્ન દિવ્યકુમાર સાથેજ થાય એમ ઇચ્છે છે અને પોતાનાં મામા મામી પણ તેમાં અનુકૂલ છે ત્યારે માત્ર બે વ્યક્તિઓના વિરોધની શી ગણત્રી? આ વિચારથી પ્રેરાઇને તે ચિત્રકાર સહિત વાલ્કેશ્વર આવી છે. તેણે ખાદીનાં સફેદ અને સ્વચ્છ વસ્ત્ર પરિધાન કરેલાં છે. તેના કંઠમાં રૂદ્રાક્ષ અને સુવર્ણના મણકાઓથી મિશ્રિત બે સેરની એક માળા છે. કપાલમાં તેણે ચંદનનો ગોળ ચાંદલો કરેલો છે અને તેના કરકમળમાં બબ્બે નાજુક સોનાની બંગડીઓ છે.

દિવાનખાનામાં એકત્ર થયલાં સર્વને બીજા ખંડમાં મોકલીને ચિત્રકારે આ સાદા વેશવાળી યુવતીને દિવ્યકુમાર પાસે મોકલી અને લગભગ ૨ મિનિટ બાદ જ્યોતિએ સર્વને પાછાં બોલાવીને દિવ્ય-કુમાર સ્વસ્થ થયાની ખબર આપી.

ફોઇબા, ચિત્રકાર, અબ્દુલ હાફિઝ, કરસનદાસ, ગોપાળદાસ સર્વને ઓળખીને દિવ્યકુમારે તેમની સાથે વાર્તાચિત કરી અને સહુના આનંદની સીમા રહી નહીં.

ચિત્રકારે એ સમયે આસપાસ નજર કરતાં જ્યોત્સ્નાને જોઇ નહીં. તે ઉઠયો અને જે ખંડમાં સહુજન પ્રથમ ગયાં હતાં ત્યાં ગયો પણ તેમાં કોઇ નહતું. 'જ્યોત્સ્ના કયાં ગઇ હશે?!' એવો પ્રશ્ન કરતો તે દિવાનખાના આગળ આવેલી અગાશીમાં ગયો. તેણે જોયું કે, પત્થરના કઠેરા આગળ તે ઉભેલી છે! ચિત્રકાર તરફ તેની પૂંઠ હતી. તે ધીમે પગલે ત્યાં ગયો. જ્યોત્સ્ના કોઇક ઉંડા વિચારોમાં હતી. તેના વિચારોમાં અંતરાય નહીં નાંખતાં ચિત્રકાર ચૂપચાપ પાછળજ ઉભો રહ્યો. જ્યોત્સ્નાને ચિત્રકાર પાછળ ઉભો છે, એવી ખબર નહતી. જ્યોત્સ્ના ગણગણી: "અહા! કેવી એની નિર્મળ વાણી! જાણે તેનુ

નિર્મળ હૃદયજ નીતરવું ન હોય ! તેની કેવી સાદાઇ અને કેવા ઉન્નત વિચારો ! જો લગ્ન કરૂં તો એવા સાથે; નહીંતર હમેશને માટે કુમારી રહું. જેના અંતરથી વાકેફ હોઇએ, તેની સાથે જ જીવન વીતાવવું, એમ જ્યોતિ કહે છે, એ ખરૂં જ છે."

ચિત્રકાર આ ઉદ્ગારો સાંભળીને વિચારમાં પડયો: "કોને માટે જ્યોત્સ્ના આમ કહેતી હશે ? આ તોફાની હલેતી બાળાના હૃદયમાં હવે કાંઇક જબરો ખળભળાટ મચ્યો છે. આજ સુધી તેના હૃદયમાં આવા વિચારો ઉત્પન્ન થયા નહતા; પણ હવે તેનું હૃદય કોઇકની પાછળ દીવાનું બન્યું છે. કોણ હશે એ ?—"

"પ્રિય ચિત્રકાર ! પ્રિય જગદીશ !—"

જ્યોત્સ્ના પોતાના વિચાર તરંગમાં આગળ વધીને જાણે ચિત્રકારના અંતરના પ્રશ્નનો જવાબ આપતી હોય તેમ સ્વગત બોલી.

ચિત્રકાર વિચારમાં પડયો: "શું 'પ્રિય' વિશેષણથી જ્યોત્સ્ના મને અપનાવવા ધારતી હશે ? હું ગરીબ છું. તે શ્રીમંતપુત્રી છે. શ્રીમંતોનાં બાળકોના અભિલાષ, ગરીબો શી રીતે પોષી શકે ? ગરીબ અને શ્રીમંતનાં લગ્ન અસમાન છે. મારા જેવા ગરીબને લગ્ન જ કેમ ફાવી શકે ?—"

જ્યોત્સ્ના બોલતી સંભળાઇ: "હું એને પૂછું ? મારૂં અંતઃકરણ એની આગળ ખોલું ? એ માનશે ? કદાચ તે કહેશે કે, હું ગરીબ છું; પણ હુંયે શું ગરીબ માબાપની પુત્રી નથી ? મારા સદ્ગત પિતા મધુસૂદનરાયના મિત્ર હતા. બન્ને જીવજાન દોસ્ત હતા. નાનપણથી મારી માતાનું મુખ મેં નિહાળેલું ન હોવાથી મધુસૂદનરાયે મિત્રકાર્ય કર્યું અને મને ફોઇબા મારફત ઉછેરી. શું ગરીબીનાં ચિહ્ન મારા લલાટે નથી ? જીવનનું સુખ શું બહારની મોજશોખમાં છે ? નહીં. જીવનનું સત્ય સુખ ઉન્નત વિચારો અને આચારોમાં, નીતિમય અને સાદા જીવનમાં, નિર્દોષ આનંદ અને હાસ્યવિલાસમાં તથા સંતોષમાં છે, પ્રિય ચિત્રકાર ! જેવી તારી સાદી રહેણી કરણી છે, તેવી મારી ક્યાં નથી ? મને તું સ્વીકારશે ?—"

"કેમ નહીં ?" ચિત્રકારથી મોટેથી બોલાઇ જવાયું: "સદ્ગુણી જ્યોત્સ્ના કુમારી, મારા પર આટલી મોટી કૃપા કરવા માટે હું જીવનભર તમારો ઋણી રહીશ."

જ્યોત્સ્નાએ પાછું જોયું અને ચિત્રકારનાં સંમતિના ઉદ્ગાર

સાંભળીને તે શરમાઇ ગઇ. ચિત્રકારે કહ્યું: "દેવી! મારા એકાકી જીવનને મનોરમ, પ્રફુલ્લ અને સુહસિત વાટિકા રૂપ બનાવવાની તમારી અભિલાષા, મારાથી શી રીતે પાછી ઠેલી શકાય? તમારી અભિલાષા, હું પ્રભુની આજ્ઞા સમાન ગણું છું અને તે મસ્તકે ચઢાવું છું."

જ્યોત્સ્નાને આ સાંભળીને આનંદ થયો. તેની પ્રકૃતિ ખીલી ઉઠી–તેને તોફાન કરવાનું મન થયું અને તેથી પોતાના તરફ પ્રેમ-ભાવે જોઇ રહેલા ચિત્રકારના ગાલમાં ધીમો તમાચો લગાવીને તે બોલી: "ચોર?—"

એ શબ્દના જાદૂથી વિમોહિત થતો ચિત્રકાર બોલ્યો: "તમે કે હું?"

"તમે."

"નહીં, તમે. મારી જાણ બહાર મારૂં હૃદય તમે ચોરી ગયાં છો. મને ખબર નહોતી કે, મારૂં હૃદય ચોરાઇ ગયું છે. આજ મને ભાન થયું કે, એક જબરું જાદૂ જાણનાર ચોરે તે હૃદય ચોર્યું હતું!"

જ્યોત્સના: "પણ મારૂં હૃદય તમે ચોર્યું હતું એ તો હું જાણતી જ હતી. તમે કેવળ ચોર નથી પણ છચોર છો"

ચિત્રકાર: "અસ્તુ. જો એમ હોય તો કશું નુકશાન નથી."

જ્યોત્સના: "નુકશાન ઘણું છે. એવી રીતે વારંવાર હૃદય ચોરી લઇને શું તમે મને હૃદય વિનાની બનાવવા માગો છો?"

રસિક અને ચાતુર્યથી ભરપૂર આ પ્રશ્ન સાંભળીને ચિત્રકાર આશ્ચર્યચકિત થયો. આવું ચાતુર્ય જ્યોત્સના ઘણી વાર બતાવતી અને ચિત્રકારને આશ્ચર્યચકિત કરતી.

ચિત્રકારે તેનો કોમળ કર પોતાના હાથમાં લીધો અને કહ્યું: "દેવી, હૃદય વિનાની બનવાની ભીતિ ન રાખીશ. હરહમેશ મારૂં હૃદય તું લેજે અને તારૂં હું લઇશ."

આ જવાબે જ્યોત્સનાને અત્યંત સંતુષ્ટ બનાવી. દિવાનખાનાના બારણામાંથી એ વખતે અવાજ આવ્યો: "જ્યોત્સના બહેન!" અને એ અવાજની પાછળ જ્યોતિ, બારણામાં ઉભેલી દેખાઇ! જ્યોત્સ્નાએ શરમાઇને પોતાનો હાથ ચિત્રકારના હાથમાંથી છોડાવી લીધો; અને જ્યોતિ તરફ જવા લાગી. જ્યોતિએ અગાશીમાં પ્રવેશ કર્યો અને પોતે જે દૃશ્ય જોયું હતું તે ઉપરથી અનુમાન કરીને તેણે

સ્મિત કરતાં કહ્યું: "ભાઇ જગદીશરાય, મારૂં અભિનંદન છે." ચિત્રકારે તેના જવાબમાં પોતાનું મસ્તક નમાવ્યું. જ્યોત્સ્ના હસતી દેખાઇ; અને એક બીજાની આંગળી ઝાલીને જ્યોત્સ્ના તથા જ્યોતિ દિવાનખાનામાં ગયાં.

× × × × ×

એક અઠવાડીઉં વીત્યા બાદ દિવ્યકુમારમાં શક્તિ આવી. તે ફરતોહરતો થયો ત્યારે તેને મધુસૂદનરાયના અવસાનની ખબર આપવામાં આવી. મધુસૂદનરાયે જે સ્થિતિમાં દેહત્યાગ કર્યો હતો તે સ્થિતિથી વાકેફ થતાં તો દિવ્યકુમારને અપાર ખેદ થયો. પરંતુ **बलीयसी केवलमीश्वरेच्छा** એ સૂત્રાનુસાર હવે કલ્પાંતથી કાંઇ વળી શકે તેમ નહોવાથી તેણે ઠરાવ કર્યો કે મરનારના જેવું જીવન ગાળવું; તેના ગુણો પોતામાં એતપ્રોત કરવા અને તેની આજ્ઞાઓ અનુસાર સંપત્તની વ્યવસ્થા કરવી, એજ મરનારના આત્માને શાન્તિ રૂપ અને મરનારની સાચી યાદગિરી રૂપ થઇ પડશે. પોતાની તબિયત સારી થયા બાદ સૌથી પહેલો તેને રજનીકાન્ત સાંભર્યો. રજનીકાન્ત આ બધા દિવસ ક્યાં હતો?

અબ્દુલ હાફિઝ અને ચિત્રકારે તેને છૂટો રાખવો સહિસલામત લેખ્યો નહતો, જેથી તેને બંગલાના એક ઓરડામાં રાખવામાં આવ્યો હતો. દિવ્યકુમારને જ્યારે રજનીકાન્તને લગતી બધી હકિકત કહેવામાં આવી ત્યારે તેને ખેદ થયો; પણ રજનીકાન્તને હવે છૂટો કરી દેવો જોઇએ, એમ જણાવીને તેણે તેને પોતાની પાસે બોલાવ્યો.

સંબંધીજનોનાં મંડળ વચ્ચે બેઠેલા દિવ્યકુમાર સમિપ આવતાં તેના ચહેરા ઉપર પશ્ચાતાપના કોઇ જાતના ભાવ જણાતા નહતા. આથી તેને ઠપકો દેવાની શરૂઆત અબ્દુલ હાફિઝે કરી: "મહેરબાન, ખલાસીના વેશમાં માંદા દિવ્યકુમારને તમે ઝેર આપવા તજવિજ કરતા હતા, એ યાદ છે કે? તમારા એ ગુન્હા બદલ તમારે પોલિસને સ્વાધીન થવું પડશે અને મારી તથા ચિત્રકારની સાક્ષીથી તમને સજા થશે, એનો તમને ખ્યાલ છે ને?"

રજનીકાન્ત: "મને ખાત્રી છે કે, દિવ્યકુમાર મને પોલીસને સ્વાધીન કરે, એવી પ્રકૃતિનો નથી. તેની ઉદારતા પર મને વિશ્વાસ છે. અલબત્ત હું કબૂલ કરૂં છું કે, મેં તેની સામે આજ સુધી અનેક પ્રપંચો કર્યા છે. પણ હવે જ્યારે મારી તમામ બાજીઓ ઉંધી વળી ગઇ છે અને તેનો વિજય થયો છે ત્યારે તે મને માફ કરશે, એવી હું આશા રાખું છું."

"આવી શેખાઇભરેલી રીતે મારા મંગાય નહીં અને મારીની આશા રાખી શકાય નહીં." અબ્દુલ હાફિઝે મ્હેણું માર્યું.

"તો તમને ચાહે તે કરો. હવે હું મારા ક્રિસ્મતને તાબે છું."

દિવ્યકુમારે કહ્યું: "ભાઇ, સાચું કહેજે ? મેં તારૂં શું બગાડયું હતું કે, તેં મારી સામે અધમમાં અધમ પ્રપંચો કર્યા હતા ?"

રજનીકાન્તઃ "તેં મારૂં કાંઇ બગાડયું ન હતું પણ મારી પ્રકૃતિ અનુસાર મને જે રૂચ્યું તે મેં આજ સુધી કર્યું છે. કાકાએ તને વસિયતનામામાંથી બાતલ કર્યો છે, એવું મારા જાણવામાં આવતાં લોભવૃત્તિથી ઉશ્કેરાઇને મેં તારી સામે પ્રપંચો કર્યા. જ્યોતિના અને તારા પ્રેમની વાત જાણીને મને સહસા ઇર્ષા આવી કે, તું સુખી થાય અને હું દુઃખી રહું ? આથી મેં કાકા આગળ ચાડીઓ ખાધી. કમળનયનને ભંભેર્યો. નંદકિશોરને મારા જેવી પ્રકૃતિનો જોઇને મેં મારી સાથે સામેલ કર્યો અને તું દુઃખમાં ને દુઃખમાં ઝુરતો રહે, ગરીબીની ગર્દીશમાં સપડાયલો રહે, અને, જ્યોતિના વિરહથી પીડાયલો રહે, એમ ઇચ્છીને તને જેમ બને તેમ જ્યોતિથી વિમુખ કરવા યત્નો કર્યા. મોમ્બાસા ખાતે તને મોકલવાની ગોઠવણ મેંજ કરાવી હતી; કેમકે એ પેઢીની મુંબાઇની શાખાનો મેનેજર મારો ખાસ મિત્ર હતો. જ્યોતિથી તારો વિરહ થાય અને તું દુઃખી રહે; એજ મતલબ એજ પ્રયાસમાં રહેલી હતી. મને પ્રારંભમાં વિજય મળવાથી હું ફુલાયો. વચ્ચે સંયોગ એવા આવ્યા કે તું ડુબી ગયા વિષે અને કાકા મરણ પામ્યા વિષે મને ખબર મળતાં મેં માની લીધું કે, હવે હું વિજયશિખરે જઇ પહોંચ્યો છું. એ શિખરે ટકી રહેવા જેવો વળી વધારાનો સંયોગ મને પેલા ખલાસીએ આપેલી બાતમીથી મળ્યો એટલે તેને જોઇતાં નાણાં આપીને મેં તને સદાને માટે સ્વધામ પહોંચાડવા ઇચ્છા કરી—"

જ્યોત્સ્નાએ અત્રે પૂછ્યું: "એ ખલાસીના હાથમાં દિવ્યકુમાર શી રીતે આવ્યો હતો ?"

રજનીકાન્તઃ "હવે એ વિષે ખુલાસો કરવામાં મને હવે કાંઇ હરકત નથી. ખલાસીએ મને જણાવ્યું હતું કે, તે પહેલાં મિ. અબ્દુલ હાફિઝની લોંચમાં ખલાસી હતો. તેનું નામ યાકુબ હતું—"

અબ્દુલ હાફિઝે અત્રે ચિત્રકારને સાન કરી અને ચિત્રકારે પોતાનું માથું હલાવ્યું.

રજનીકાન્તે કહ્યું: "અબ્દુલ હાફિઝને અને તેને તકરાર થયલી હોવાથી તે તેનો જીવતરસ્યો બની ગયો હતો. જ્યારે અબ્દુલ હાફિઝની લોંચ દરિયામાં સફર કરવા લાગી ત્યારે એકાન્ત રાત્ર હોવાથી, યાકુબ એક હોડકામાં બેસીને લોંચની પાછળ પડયો હતો. તેનો એવો ઇરાદો હતો કે, લોંચ ઉપર એકવાર ચઢી જાઇને અબ્દુલ હાફિઝ એકલો દેખાય ત્યારે તેને દરિયામાં હોમી દેવો. તે આ વિચારમાં હતો એટલામાં દિવ્યકુમાર દરિયામાં પડયો. યાકુબે તેને પડતો જોયો અને તે બાદ તત્કાળ કાંઇજ ઇરાદા વિના તેને બચાવી લીધો. તે બેશુદ્ધ હતો. તેને તેણે પોતાના હોડકામાં નાંખ્યો અને તે બાદ હોડકું આડું અવળું હંકારીને એક એકાન્ત જગ્યાએ તે ગયો, જ્યાંથી પોતાના એક મિત્રની મદદથી તે દિવ્યકુમારને પોતાને મકાને લઇ ગયો. તેણે જોયું હતું કે, દિવ્યકુમારનું મગજ ઠેકાણે નથી. તે કોણ છે, એ વિષે તેણે માહિતીઓ મેળવી અને જ્યારે તે બેરોનેટનો વારસ છે એમ તેણે જાણ્યું ત્યારે નાણાં પડાવવાના હેતુથી તેણે તેને છુપાવી રાખવાનું વાજબી લેખ્યું. એ પછી જ્યારે તેણે દિવ્યકુમારને કાંઇક વધારે માંદો અને શિથિલ થયલો જોયો ત્યારે તે મારી પાસે એક દિવસ સાંજે આવ્યો અને તાત્કાલિક મેં તેને રૂ. ૧ હઝારનો ચેક આપ્યો તે લઇને મને દિવ્યકુમાર સંબંધી થોડીક બાતમી આપીને તે ચાલ્યો ગયો. બીજે દિન ચેકનાં નાણાં મેળવ્યા પછી બપોરે આવીને તેણે મને બધી હકિકત કહી. મેં રાત્રે તેની સાથે તેને મકાન જવાનું વચન આપ્યું અને એ મુજબ ગયો. એ પછીની હકિકત તમે જાણો છો."

ચિત્રકાર: "'ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે' એ પ્રમાણે તમને ખ્યાલ ન આવ્યો, એ ખેદજનક છે."

રજનીકાન્ત: "હું કબૂલ કરૂં છું કે, આ લાખ્ખોની મિલકતનો વહિવટ ચલાવવાનો હું અધિકારી નહતો, પરંતુ જન્મથીજ મારામાં રહેલા પ્રકૃતિદોષને પોષણ મળતું રહ્યું હોવાથી સંયોગોનો મેં લાભ લીધો છે."

જ્યોતિએ અને કહ્યું: "આ એક નવી ઢબનો એકરાર છે. આપણને એ ઉપરથી પાઠ મળે છે કે, આવી વિચિત્ર પ્રકૃતિનાં માણસોને જગતમાં કદી યશ મળતો નથી."

દિવ્યકુમાર: "યોગ્ય કહ્યું. રજનીકાન્ત, આખરે તું મારો ભાઇ

છે, એ હું ભૂલી શકતો નથી. તારો પ્રકૃતિદોષ હવે ઠોકરો વાગવાથી તું સમજ્યો છે; પણ પહેલેથીજ સમજ્યો હોત અને તે સુધારવા મથ્યો હોત તો સારૂં થાત. કાકાના વસિયતનામામાં તારા નામ ઉપર જે રકમ હશે તે હું તને સ્વાધીન કરીશ."

અબ્દુલ હાફિઝઃ "દોસ્ત, આ ભૂલ થાય છે. એ રકમ તો તેને ન મળવી જોઇએ."

દિવ્યકુમારઃ "બિચારો પૈસા વિના ભૂખે મરશે!"

ચિત્રકારે મંદ સ્મિત કરતાં કહ્યું: "કુમાર! હજી પણ તમે ભલા જ રહ્યા! ખરૂં છે કે સાકર કદી પોતાની મિઠાશ તજતી નથી અને મીઠું ખારાશ તજતું નથી. આ ગૃહસ્થને તમે નર્કમાં મકશો તો ત્યાં પણ તે નર્કમાંથી નાણાં પેદા કરશે!"

જ્યોત્સ્નાએ કહ્યું: "ખરૂં છે. એનામાંથી હજી ટેંગરી દૂર થઇ નથી!"

દિવ્યકુમારઃ "પણ કાકાની ફરમાશને મારે તાબે થવું જોઇએ."

જ્યોત્સ્નાએ જવાબ દીધોઃ "આ જ્યોતિભાભીને પરણવામાં તમે કાકાની ફરમાશને તાબે થયા છો કે?"

સર્વને આ સાંભળીને હસવું આવ્યું. કરસનદાસ સોલિસિટર કે જે આ બધો સંવાદ સાંભળતો હતો તેણે અત્રે કહ્યુંઃ "હું તમને સર્વને એક અગત્યની ખબર આપું છું કે, દિવ્યકુમાર જ્યોતિ સાથેજ લગ્ન કરવાં, એવી મર્હૂમ શેઠ બાદેવની છેવટની ફરમાશ હતી."

સર્વે આ સાંભળીને આશ્ચર્યચકિત થયાં. કરસનદાસે આગળ ચલાવ્યું: "મરનાર શેઠે પોતાના અવસાનના ચાર દિવસ પૂર્વે વસિયતનામું દિવ્યકુમારના નામ ઉપર ફેરવ્યું ત્યારે પોતાના વિચારો પણ ફેરવ્યા હતા. મને તેમણે ખાસ ફરમાવ્યું હતું કે: 'મિત્ર, ગમે તે થાય પણ જ્યોતિ, કુમારને મળે એવા યત્ન કરજો.' દિવ્યકુમારની દઢતાથી કાકા પ્રસન્ન થયા હતા અને તેથી મને તેમણે સૂચવ્યું હતું કે: જે માણસે જ્યોતિર્મયીના પિતાને ૨૦,૦૦૦ રૂ. આપ્યા છે તેની ઉપર પડીને કદાપિ એક લાખ રૂપીઆ આપવા પડે તો આપજો અને કુમારને તે કન્યા સાથે પરણાવજો."

અબ્દુલ હાફિઝ બોલી ઉઠયોઃ "આફ્રિન! આફ્રિન! વડીલ હો તો એવાજ હજો"

દિવ્યકુમારની આંખમાં અત્રે આંસુ ભરાઇ આવ્યાં અને એની આસપાસ થોડીવાર સુધી ગમગીની ફેલાઇ રહી. દિવ્યકુમારે સ્વ-

સ્યતા મેળવ્યા બાદ કહ્યું: "મહાન્ વિભૂતિ રૂપ કાકાની યાદ હું કદી વિસરી શકીશ નહીં. એમના સ્મરણને ખાતર, એમની કીર્તિને ખાતર અને એમના આત્માની પ્રસન્નતાને ખાતર આ તમામ મિલકત જો મારે આપી દેવાની હશે તો હું આપી દઇશ."

અબ્દુલ હાફિઝે રજનીકાન્તને કહ્યું: "જો, ઓ સૂમના સરદાર! આ ઉદાર હૃદયનું અનુકરણ કર."

રજનીકાન્તે તેને જવાબ ન દેતાં દિવ્યકુમારને કહ્યું: "કુમાર! કાકાએ મને રૂ. બે લાખ આપવા ફરમાવેલું છે. તું જ્યારે ઉદારતાથી એ રકમ મને આપવા કબૂલ થાય છે ત્યારે હું તને હવે વચન આપું છું કે, અહીંથી હું બનારસ ચાલ્યો જઇશ અને ત્યાં રહીને એ નાણાં ઉપર નિર્વાહ કરતો કદી તારા હિતમાં વચ્ચે નહીં આવું."

"જો તું પશ્ચાત્તાપ કરતો હોય તો બેલાશક થોડાક દિન અહીં મહેમાન તરીકે રહીને તે પછીજ જા."

"ના. મારો પ્રકૃતિદોષ મને અહીં નહીં રાખી શકે."

અત્યાર સુધી ચૂપ રહેલાં ફોઇબાએ અત્રે કહ્યું: "બેટા રજનીકાન્ત! પ્રકૃતિદોષ સુધારવાની પ્રતિજ્ઞા લીધા પછી પણ તું એવોને એવો રહેશે? આ મારી વૃદ્ધ વય તરફ જો. હું વૃદ્ધ હોવા છતાં તને બાળકને વિનતિ કરૂં છું કે, કુમાર અને જ્યોતિવહુનાં લગ્ન થતા સુધી રોકાઇ જા. પછી તારા ભાગનાં નાણાં લઇને જજે."

કદાચ છેલ્લા વાક્યથી લોભાઇને કે પછી વૃદ્ધ ફોઇબાની વિનતિથી પીગળીને રજનીકાન્તે રહેવાની કબુલાત આપી.

× × × × ×

આ વાતચિતને એક સપ્તાહ થયા બાદ મલાડમાં એક રાત્રે બૅરોનેટ દિવ્યકુમારના બંગલામાં ખૂબ ઉત્સવ થઇ રહેલો આપણે જોઇએ છીએ. એ બંગલામાં જે ભાટીઆ શ્રીમંત ભાડે રહેતા હતા, તેઓ સમય વિચારીને પોતાની મેળેજ ખાલી કરી ગયા છે; અને અત્યારે એ બંગલો દિવ્યકુમારના સંબંધીજન, મિત્રો, ઓળખીતાંઓ અને પરિચારકજનના કોલાહલથી ગાજીવાજી રહ્યો છે.

ઉત્સવ શેનો છે? એ ઉત્સવ દિવ્ય અને જ્યોતિનાં લગ્નનોજ નહીં; પણ જગદીશ અને જ્યોત્સ્નાનાં લગ્નનો તેમજ મન્મથરાય અને નવમાલિકાના લગ્નનો એકત્ર ઉત્સવ છે. મિનલપુરની રાજકુમારી તેમજ રાજકુમાર અને તેની નવવધૂ આ લગ્નોત્સવમાં ભાગ લેવા આવેલાં છે.

નવમાલિકા અને મન્મથરાયનાં લગ્ન કરવાની સૂચના ચિત્રકારને રાજકુમારીએ કરી છે. એ ઘટના એવી રીતે બની હતી કે, નવમાલિકાને સૌથી પહેલાં જોઇ ત્યારથીજ અને તે પછી મિનલપુરમાં તે રહેતી હતી તે દરમ્યાન તેનો વિનય, તેની શિષ્ટ રીતભાત અને તેના સારા ગુણો જોઇને મન્મથરાયને તેનેજ પરણવાની ઇચ્છા થઇ હતી. તેણે પોતાની ઇચ્છા સંબંધમાં રાજકુમારીની સલાહ લીધી; એટલે તેણે તરતજ ચિત્રકારને બોલાવીને પૂછ્યું હતું. મન્મથરાય પોતાનો જ્ઞાતિબંધુ હોવો જોઇએ, એટલીજ માહિતી ચિત્રકારને જોઇતી હતી અને તે પોતાની જ્ઞાતિનો છે, એમ જાણ્યા પછી તેણે નવમાલિકાની વૃત્તિ તપાસી હતી. નવમાલિકાએ પ્રથમ તો મોટાભાઇનેજ એ વિષે રૂચે તેમ કરવા કહ્યું હતું પણ ચિત્રકારે આજીવનપર્યન્તના પ્રશ્નમાં નવમાલિકાનીજ ઇચ્છાને પ્રથમ સ્થાન આપવા આગ્રહ કર્યાથી તેણે પોતાનું અંતઃકરણ ખોલ્યું હતું અને એ લગ્નને મંજુરી આપી હતી. નવમાલિકાનાં લગ્ન મન્મથરાય સાથે તેથીજ કર્યાં છે. માણસોનો જાણે મહાસાગર ઉલટયો હોય તેમ માત્ર બંગલામાંજ નહીં પણ બંગલા સામે આવેલા વિશાળ મેદાનમાંના એક વિશાળ મંડપમાં સંખ્યાબંધ માણસો જોવામાં આવે છે. એનું કારણ શું છે? કારણ એ છે કે નવિન બેરોનેટે લગ્ન પૂર્વે પોતાના કાકાના વસિયતનામા મુજબ જેઓને જે કાંઇ આપવાનું હતું તે આપી દીધું છે. પોતાની મિલનાં તમામ માણસોના પગારોમાં દશ ટકા વધારો કરી દીધો છે અને જેઓને કાઢી મૂકવામાં આવેલાં હતાં તેઓને સર્વને પુનઃ નોકરીમાં રાખી લીધાં છે; જેથી સંતુષ્ટ બનેલાં સર્વ માણસો આ લગ્નોત્સવમાં ભાગ લેવા આવેલાં છે. એ માણસો ઉપરાંત મુંબાઇના અનેક ઓળખીતા શ્રીમંતો અને દિગ્ગકુમારના કાલેજના મિત્રો, અધ્યાપકો વગેરે પણ આ લગ્નોત્સવમાં સામેલ છે.

અબ્દુલ હાફિઝનો આનંદ સમાતો જ નથી. તેનું પ્રેમાળ જિગર ઉછાળા મારીને બહાર નીકળવા મથે છે. હર્ષથી તે બોલી શકતો નથી; પણ હરઘડી હસીજ પડે છે. તેની પોતાની સાલમેહ જાણે આજ સફળતાથી ઉજવાય છે, એમ તે પોતે માને છે.

લગ્નની પળ આવી પહોંચતાં જોષીરાજોએ ત્રણે વરકન્યાનાં હસ્તમેલાપ કરાવીને તેમને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરાવ્યો. મંગલમય દુદુંભીના નિનાદ એ સમયે થઇ રહ્યા અને પધારેલાં સજ્જનોમાં મિઠાઇ વહેંચીને તેમનાં મોં ગળ્યા કરવામાં આવ્યાં.

એ પછી લગ્નની ભેટો આપવાનું શરૂ થયું.

અબ્દુલ હાફિઝે લગ્નની ભેટ તરીકે, દિવ્યકુમાર અને જ્યોતિને ત્રણ ત્રણ હજાર રૂા. ની કિંમતનાં રત્નવાળી; ચિત્રકાર અને જ્યોત્સ્નાને દરેકને એકેક હજાર રૂા. ની કિંમતનાં રત્નવાળી, અને નવમાલિકા તથા મન્મથરામને દરેકને પાંચસો રૂપીઆની કિંમતનાં રત્નવાળી વીંટીઓ આપી. રાજકુમારી તરફથી પણ દરેકને સારી રકમો ભેટમાં મળી.

જ્યોતિના મામા અમુલખરાય અને તેની મામી વિજયાલક્ષ્મીએ પણ દિવ્યકુમાર અને જ્યોતિને બે સુવર્ણમાળાઓ ભેટ આપી; પણ વરકન્યા સમિપ પેલાં બે કોણ જાય છે? તે કમળનયન અને કાન્તા છે! દિવ્યકુમાર અને જ્યોતિને તેઓ લગ્નની ભેટ તરીકે સુવર્ણ માળાઓ આપવા જાય છે. શું તેમણે જ્યોતિને માફી આપી? "વંઠી ગયેલી," "સામું બોલનારી" અને એક વખત અપ્રિય થઇ પડેલી દીકરી શું કાન્તાને હવે વ્હાલી લાગી? વાચકવૃન્દ! જ્યોતિ અને તેના મામા વચ્ચે આ નવલકથાના ૧૩ મા પરિચ્છેદમાં થયેલી વાતચિત ઉપર અમે તમારૂં લક્ષ દોરીએ છીએ. જ્યોતિએ કરેલા ઉલ્લેખ પ્રમાણે અને અમુલખરાયે તેને દીધેલી પુષ્ટિ પ્રમાણે કદાચ "શ્રીમંત જમાઇ" જોઇને સાસુજી લલચાઇ ગયાં હોય એ શું સંભવિત નથી? અને ખરેખર, તેમજ બન્યું છે. "દિવ્યકુમાર જીવિત છે અને તેની તમામ સંપત્તિ તેને મળી ચૂકી છે" એવા સમાચાર જ્યારે અમુલખરાયે કાન્તાને લખ્યા ત્યારે દિવ્યકુમાર સામેની વિરૂદ્ધતાની તેની આખી દિવાલ ધસી પડી!! તેણે કમળનયન મારફત અમુલખરાયને લખાવ્યું હતું કે: "નંદકિશોર હવે નાસી ગયો છે તો છોકરીને દિવ્યકુમાર સાથેજ પરણાવી દેજો. બીજો વર શોધવાની માથાકુટ હમણાં કર્યા કરવા જઇએ? એવી શોધ કરવા જઇએ તો નકામો વખત વહી જાય!" અમુલખરાયને અને વિજયાલક્ષ્મીને આ કાગળ વાંચીને ખૂબ હસવું આવ્યું હતું. જ્યોતિને અદ્યાપિ પર્યન્ત તેમણે આ કાગળની વાત કરેલી નહોતી અને લગ્નને દિવસે બરાબર હસ્તમેળાપને સમયે જ્યોતિનાં માતપિતાએ મલાડ આવવું, એમ અગાઉથી તેમની સાથે ગોઠવણ કરી રાખી હતી; એટલે જ્યારે કમળનયન અને કાન્તાએ અચાનક લગ્નની ચૉરીમાં પ્રવેશ કર્યો, ત્યારે જ્યોતિ ચકિત થઇ; પણ આખરે તે તેનાં જન્મદાતા માતાપિતા હતાં; અને તેથી જ્યારે તેના કંઠમાં તેમણે સુવર્ણ

માળાઓ પહેરાવી ત્યારે જ્યોતિની આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં. "માતા, મારૂં જીવન આજ સાર્થક થયું" એમ કહીને તે માતાને અને તે પછી પિતાને પગે પડી.

એ પછી લગ્નની ભેટ આપવા માટે પોતાના ખભા ઉપર ખાદીના બે તાકા લઇને દિવ્યકુમાર અને જ્યોતિ સમિપ એક ખેડુત જતો દેખાયો. સહુનું ધ્યાન તેના તરફ ખેંચાયું. તેણે દિવ્યકુમાર અને જ્યોતિનાં ચરણોમાં ખાદીના તાકા મૂકયા. જ્યોતિએ તેના તરફ નજર કરીઃ "કોણ, ભાઇ નંદકિશોર ?!"

અબ્દુલ હાફિઝ કે જે ત્યાંજ સમિપે બેઠેલો હતો તેણે જવાબ સાંભળવા માટે કાન સરવા કર્યા.

એક ધીમો મૃદુ જવાબ ખેડુતના મુખમાંથી નીકળ્યોઃ "હા. માતા ! હું જ તે નંદકિશોર કે જેને તમે સુપથ સુઝાડયો છે. મારા ખેતરમાં વાવેલા રૂને મારા હાથે પીંજીને અને તેમાંથી મારા રેંટીયા ઉપર સુતર કાંતીને મારા હાથેજ મારી સાળ ઉપર વણેલી ખાદી, તમારાં લગ્નની ભેટ તરીકે આપીને હું કૃતકૃત્ય થાઉં છુ."

"ધન્ય છે, મારા ભલા ભારતવાસી ખેડુત અને વણકર, ધન્ય છે તને !" અબ્દુલ હાફિઝથી બોલ્યા વિના રહેવાયું નહીં.

જ્યોતિએ કહ્યુંઃ "મારા લગનની તમામ ભેટોમાં આ ભેટ કે જે પવિત્ર હૃદયથી અને જાત મહેનતથી તમે તૈયાર કરી છે તેને હું મહામૂલ્યવાન અને સાચી ભેટ તરીકે માણું છું; તેમજ તમારી ભેટ જોઇને હું આજથી પ્રતિજ્ઞા લઉં છું કે, મારા હાથે કાંતેલી અને વણેલી ખાદી હવેથી હું ધારણ કરીશ."

દિવ્યકુમારઃ "હું પણ તેવાજ પ્રતિજ્ઞા લઉં છું."

"હું યથેચ્છ કૃતકૃત્ય થયો" એમ કહીને નંદકિશોર પોતાની જગ્યાએ જઇને બેઠો.

એક વેપારી જેવો જણાતો મુસલમાન તે પછી અબ્દુલ હાફિઝ પાસે ગયો અને તેના કાનમાં કાંઇક કહ્યું. તેનું કહેવું સાંભળીને અબ્દુલ હાફિઝ બોલી ઉઠયોઃ "શાહબાશ! મારા કોમી બિરાદર! મારી કોમનું તેં નાક રાખ્યું છે." તેણે દિવ્યકુમારને કાંઇક કહ્યું: દિવ્યકુમાર આનાકાની કરતો જણાયો; પણ અબ્દુલ હાફિઝે આગ્રહ કર્યો અને એ બાદ સૌ સાંભળે તેવી રીતે તેણે જાહેર કર્યું

કે: " મારી કોમના ઇબ્રાહીમ હુસેન નામના આ ગૃહસ્થ કે જેઓ ઘોડાઓના વેપારી છે તેઓ મારા મિત્ર દિવ્યકુમારને તેમના લગ્નની ભેટ તરીકે ચાર ઘોડાઓ અને ત્રણુ ગાડીઓ ભેટ આપે છે."

રજનીકાન્ત આ વેપારી તરફ જોઇ રહ્યો. એ તેજ વેપારી હતો કે જેણે તેના ત્રણુ ઘોડા અને બે ગાડીઓ ખરીદ કર્યાં હતાં! તેણે એ ખરીદીમાં એક ઘોડો અને એક ગાડી ઉમેરીને દિવ્યકુમારને પાછાં ભેટ આપ્યાં, તેમ તે તરતજ સમજી શકયો. શરમીંદગીથી તેણે પોતાનું મસ્તક નીચું નમાવ્યું અને "હું એ ભેટ ખુશીથી સ્વીકારૂં છું" એમ દિવ્યકુમારે કહેલા શબ્દોથી આનંદિત થતો તે વેપારી પોતાને સ્થાને જઇને બેઠો.

× × × × × ×

લગ્નની મિજલસ મોડી રાત્રે વિખરાયા બાદ જ્યારે બંગલામાં ખાસ સંબંધીજન એકત્ર થયાં ત્યારે દિવ્યકુમારે ધીમેથી જ્યોતિને એકાદ સમયોચિત સુંદર ગીત ગાવા સૂચવ્યું અને જ્યોતિએ સિતાર સહ નીચેનું સ્વરચિત ગીત ગાયું:

પ્રિય! મંગલ પગલાં ભરજો,
નવદંપતી હો!
મંગલ પગલાં ભરજો.

વિષમય મહાસાગર રૂપ ભવ આ, અમિમય પ્રેમથી કરજો;
કંટક પૂર્ણ પથ નજરાયે જ્યાં, સુમન-વાટિકા ભરજો.
—પ્રિય!૦

પ્રકૃતિવિભિન્ન ષડ્ઋતુ સંસારે, સમ રૂપ ગણીને ફરજો;
અસહકાર કટુતા સહ કરજો, મૃદુતા ભીષ્ટ ધરજો.
—પ્રિય!૦

નીતિમય જીવન, ગુણીયલ વર્તન, પૂજન પ્રિયનું કરજો;
સત્ય અને શિયળ સાટે શિર કેરૂં સમર્પણુ કરજો.
—પ્રિય! બ્હેની સહુ મંગલ પગલાં ભરજો.

દેહ-મગ્ન કેવલ નવ કરશો, પ્રેમ ગૌણુ નવ ગણુશો;
વર્તુલ નવ તજશો તમ પ્રથમે, સ્વચ્છંદી નવ બનશો.
—પ્રિય!૦

સરલ હૃદય ને તન મન ધનથી, સેવા દીનની કરજો;
દિવ્ય જ્યોતિ વિભુની અહી પલપલ, લગન સહુ તમ કરજો.

—પ્રિય ૧૦

આ અર્થપૂર્ણ અને સમયોચિત તેમજ અભિલાષાઓથી ભરપૂર સંગીત સાંભળીને સર્વને આનંદ થયો.

નંદકિશોર, એ રાત્રે ત્યાં રોકાયો હોવાથી, એ મિજલસમાં બેઠેલો હતો. જ્યોતિનું આ ગીત સાંભળીને તેણે દિવ્યકુમારને કહ્યું: "મિત્ર! તને એક વાત યાદ નહીં હોય પણ મને બરાબર યાદ છે. આપણે બે સાથે રહેતા હતા ત્યારે એકવાર તું જુગારમાં ત્રણ હઝાર રૂ. હારી ગયો—"

દિવ્યકુમારે અત્રે કહ્યું: "હં. મને યાદ આવ્યું. મારે તને એ રકમ આપવાની છે. હું સહવારે મુનિમને કહીને તે જરૂર અપાવી દઈશ—" અમુલખરાય, જેઓ ત્યાંજ બેઠા હતા તેમનું ધ્યાન એ વાત તરફ ગયું. તેમણે કહ્યું: "મિ. નંદકિશોર, એ રકમમાંથી થોડીક રકમ–ઘણુંખરૂં રૂા. ૪૦૦–તમને અપાયલા છે. બાકીના ૨૬૦૦નું ખાતું તમે દિવ્યકુમાર પાસે પડાવેલું છે એટલે પૂરી રકમ તમે શા હિસાબે માગો છો ?"

નંદકિશોરે કહ્યું: "સાહેબ, એ વાત મેં અત્યારે સંભારી છે તેનું કારણ જુદું છે; પણ તમે ખાતું પડાવ્યા સંબંધી ઉલ્લેખ કર્યો તે સાંભળતાં મને મારા એક પ્રપંચની વાત યાદ આવે છે અને તેથી મારા મિત્રની હું અત્રે એક વાર ફરીથી માફી માગી લઉં છું. દિવ્યકુમાર જાણે છે કે તે રકમ તેની પાસે લ્હેણી હતી એ વાત ખરી; પણ મેં તે રકમનું ખાતું તેની પાસેથી પડાવ્યું નહતું. માત્ર મિ. કમળનયન પાસે દિવ્યકુમારનું ભૂંડું બોલવું ફાવી શકે તે સારૂં મેં તથા રજનીકાન્તે બનાવટી ખાતું તૈયાર કર્યું હતું અને તે મિ. કમળનયનને આપ્યું હતું અને એ ખાતાને આધારે દિવ્યકુમાર જુગારી, દારૂડીઓ અને ખરાબ ચાલચલગતનો છે, એમ મેં તથા રજનીકાન્તે મિ. કમળનયનને ભંભેરણી કરી હતી. હા! એ કેટલી બધી ખોટી વાત હતી, તે હું સારી પેઠે જાણતો હતો. દિવ્યકુમારના ચારિત્ર પર મારે કોઇપણ જાતનો, બદચાલને લગતો આક્ષેપ મૂકવાનો હેજ નહીં. આટલું કહ્યા બાદ મેં એ ત્રણ હઝારની રકમ કેમ સંભારી તે કહીશ. માતા જ્યોતિમયીના ગીતમાં "સેવા દીનની

કરજો" એવી એક લીટી આવી તે ઉપરથી મને વિચાર આવ્યો કે: 'હું દિવ્યકુમાર પાસે જે રૂપીઆ માગું છું તે ગરીબોની સેવા માટે વપરાય તો ઠીક' અને તે સૂચવવા માટે મેં તેનો ઉલ્લેખ કર્યો હતો."

દિવ્યકુમાર: "ભલે, ભાઇ નંદકિશોર! તારી ઇચ્છા તે રકમ ગરીબોની સેવા માટે વાપરવાની છે, તો મને તે ઉદ્દેશ માટે આપવામાં કાંઇજ વાંધો નથી."

નંદકિશોર: "એ રકમમાંથી ખાદીનું એક કારખાનું ખોલીને તેમાંથી ખાદી તૈયાર કરાવવી, એવી મારી સૂચના છે."

દિવ્યકુમારે તેવી ગોઠવણ કરાવવા કબૂલાત આપી. અત્રે કમળનયને જાહેર કર્યું કે, "નંદકિશોર પાસેથી મેં જે રૂપીઆ લીધા છે—"

અબ્દુલહાફિઝે પૂછ્યું: "કેટલા ?"

કમળનયન: "બે હઝાર" એમ કહ્યા બાદ તેણે આગળ ચલાવ્યું: "એ રકમમાંથી રૂ. ૫૦૦ નાં ઘરેણાં મેં જ્યોતિ માટે કરાવ્યાં હતાં. બાકીના રૂ. ૧૫૦૦ રહ્યા—" નંદકિશોરે અધવચ કહ્યું: "તે પણ ખાદી ખાતામાં આપવા એવી મારી સૂચના છે."

કમળનયને તેમ કરવા કબૂલ કર્યું. અબ્દુલ હાફિઝે જ્યોતિને રૂ. ૫૦૦૦ ની જે રકમ આપવાનું સુરતમાં સૂચવ્યું હતું તે રકમ જ્યોતિની ઇચ્છાથી આ ખાદીખાતાના ભંડોળમાં ખાસ મુસલમાન ગરીબ કારીગરોના ઉત્તેજનાર્થે આપવા તેણે કબૂલ કર્યું. આ ગોઠવણથી સર્વને અનેરો આનંદ થયો.

લગ્નને બીજે દિવસે રજનીકાન્તે વિદાય માગી અને તેને તેનાં લગ્નનાં નાણાં આપીને દિવ્યકુમારે ખુશીથી વિદાય કર્યો.

× × × × × ×

પાંચ વર્ષ વીતી ગયાં છે. મલાડમાં એ વર્ષો દરમ્યાન બહુ ફેરફાર થઇ ગયા છે. ફોઇબા સ્વર્ગસ્થ થયલાં છે. રાષ્ટ્રીય ધોરણે એક સુંદર શાળા દિવ્યકુમારે બંધાવી છે અને તેનો લાભ માત્ર મલાડનાંજ નહીં પણ મુંબાઇનાં બીજાં પરાંના વિદ્યાર્થીઓ પણ લે છે. દિવ્યકુમારે એક જનહિતાર્થે દવાખાનું પણ મલાડમાં બંધાવ્યું છે, જેમાં નાના રોગો નહીં પરંતુ મોટા રોગોની સારવાર માટે પણ સારી સગવડો રાખી છે. મુંબાઇ અને તેનાં પરાંના બધા મિલમાલિકોમાં સૌથી ઉત્તમ અને આદર્શ મિલમાલિક તરીકે બેરોનેટ દિવ્યકુમાર લેખાય છે. પોતાની

મિલના દરેક મજુરને રહેવા માટે તેણે હવા ઉજાસથી ભરપૂર અને મોટી ઓરડીઓવાળી ચાલીઓ બંધાવી છે અને મજુરો પાસેથી તેનું નજીવું ભાડુંજ લે છે કે જે રકમ ભાડા તરીકે ન લેખી શકાય; પરંતુ ચાલીઓની મરામત પાછળજ ખર્ચવા પુરતી રકમ લેખી શકાય. મજુરોની અને તેમનાં સ્ત્રી છોકરાંની તંદુરસ્તી જાળવવા માટે તે યથાશક્તિ યત્નો કરે છે. મજુરોનાં બાળકોને ઉછેરવાની અને તેમને સ્વચ્છ અને તત્વવાળું દૂધ પૂરૂં પાડવાની વ્યવસ્થા તેણે કરાવેલી છે. જે મહત મોટું દવાખાનું તેણે મલાડમાં બંધાવ્યું છે, તેમાં સ્ત્રીઓની સુવાવડનો ખાસ વિભાગ પણ જોડેલો છે, જેનો લાભ, માત્ર તેની મિલના મજુરોની સ્ત્રીઓજ નહીં; પરંતુ મલાડમાં રહેતાં કુટુંબોની સ્ત્રીઓ પણ લઇ શકે છે.

મજુરોના નીતિમય જીવન માટે તેણે ખાસ વ્યવસ્થા કરી છે. સદ્ગુણોની હરિફાઇના મેલાવડા તે દર પખવાડીએ ભરે છે અને સાબિતીઓ સાથે પોતાને સદ્ગુણી તરીકે સિદ્ધ કરનાર મજુરોને તે બક્ષિસો આપે છે. મિલના વિસ્તાર આગળ તેણે દારૂની દુકાનો રાખવા દીધી નથી અને દારૂનિષેધનાં હસ્તપત્રકો, ચોપાનીઆં, પુસ્તકો ઇત્યાદિ ફેલાવવા ઉપરાંત દારૂ પીવાથી થતા ગેરફાયદા દર્શાવનારાં જાદુઇ ફાનસ સહિત ભાષણો કરાવવાની પ્રથા તેણે રાખી છે. દારૂ નહીં પીનારા મજુરોને બક્ષિસો આપવાની; વાદ્ય સંગીત તરફ તેઓનું આકર્ષણ કરવાની અને કોઇ કોઇવાર દારૂનિષેધની સિનેમાની ફિલ્મ મુંબાઇ શહેરના કોઈ સિનેમામાં આવેલી જણાતાં તેજ ફિલ્મ મલાડમાં બતાવવાની વ્યવસ્થાઓ તે વારંવાર કરતો રહે છે તથા મજુરોમાં સંતોષી અને સુખી જીવન ગાળવાની ભાવનાઓ તે ઉત્પન્ન કરતો રહે છે.

દિવ્યકુમારે ચિત્રકારની સલાહથી "સ્નેહલગ્ન યુવક મંડળ" નામે એક સંસ્થા સ્થાપી છે. સ્વચ્છંદ સ્નેહલગ્ન આર્યસંસારમાં સફલ થશે નહીં એવો ચિત્રકારનો અભિપ્રાય હોવાથી તેણે નીચેના મર્યાદિત નિયમો ઉપર્યુક્ત સંસ્થા માટે ઘડયા છેઃ—(૧) સભાસદ થનારે પોતાની જ્ઞાતિમાંજ સ્નેહ-લગ્ન કરવાં. સ્નેહ-લગ્ન કરનારે આર્ય આદર્શ વિસરવો નહીં; નીતિનિયમોને અને સંયમને તિલાંજલિ આપવી નહીં; પરંતુ આર્યાવર્ત્તમાં પૂર્વકાળમાં જેમ કન્યાનાં શીલવ્રતને સ્થાપિત રાખીને માતપિતાની દેખરેખ નીચે નિર્દોષ રીતે પરસ્પર

પરિચય થતો તેમ કરીને કન્યાના ગુણો અને વિચારોથી પરિચિત થવું. (૨) પાશ્ચાત્ય પ્રજાની સંવનન પદ્ધતિ પ્રત્યે આ સંસ્થા તિરસ્કાર-વૃત્તિથી જુએ છે. એ અનીતિપોષક પદ્ધતિનું અનુકરણ કરનાર સભાસદને આ સંસ્થામાંથી દૂર કરવામાં આવશે. (૩) સ્નેહલગ્નની ભાવનાવાળા યુવકોએ બ્રહ્મચર્યનું સર્વાંશે પાલન કરવું જોઇશે અને સ્મૃતિકાર ભગવાન મનુમહારાજની આજ્ઞાનુસાર ૩૦ વર્ષનો વર અને ૧૬ વર્ષની કન્યા એ નિયમે લગ્ન કરવાં જોઇશે. (૪) સ્નેહ-લગ્ન કરનારે ઉચ્ચ શિક્ષણોપેત, ગુણવતી અને આર્યભાવનાને અનુકૂલા એટલે પતિમાંજ પરમ પ્રેમમય પરબ્રહ્મ નિહાળનારી કન્યા પસંદ કરવી. (૫) તે યુવક પોતે પણ આર્યસંસ્કૃતિથી પરિપૂર્ણ રીતે વિભૂષિત હોવો જોઇએ. (૬) સ્નેહ-લગ્ન સંપૂર્ણ વિચારપૂર્વક કર્યા પછી પત્નીને દેવી તુલ્ય ગણીને મનુભગવાનની આજ્ઞાનુસાર જન્મપર્યંત તેની સાથે ગૃહસંસારમાં જોડાઇને તેને સુખી રાખવાની પ્રતિજ્ઞા આ સંસ્થાના સભાસદે લેવી જોઇશે. (૭) બાળલગ્ન, વૃદ્ધલગ્ન, કન્યાવિક્રય, વરવિક્રય આસુરીલગ્ન ઇત્યાદિ કુરૂઢિયો દૂર કરાવવાની અને જરૂર ઉભી થતાં તે દૂર કરાવવા માટે સત્યાગ્રહ સેવવાની પ્રતિજ્ઞા આ સંસ્થાના સભાસદે લેવી જોઇશે. (૮) સ્વદેશીવ્રત, મદ્યનિષેધ, હિંદુ-મોસ્લેમ એકતા તેમજ હિંદની અન્ય સર્વ કોમોની એકતા અર્થાત્ સંપ માટે હમેશાં પ્રયાસ કરવા. (૯) ગરીબોનું હિત જાળવવું. (૧૦) ધનવાનો, પ્રત્યે વેર ન રાખતાં અત્યંત માન રાખીને તેઓને જેમ બનેતેમ રંકહિતાર્થ તત્પર અને સમભાવશીલ બનાવવા યત્નો કરવા.

આ નિયમો પ્રમાણે સ્થાપાયલા 'સ્નેહલગ્ન યુવક મંડળ' ની પ્રગતિનાં કાર્યો દિવ્યકુમાર અહર્નિશ કરે છે અને તેમાં તેના તમામ મિત્રો સહાયતા અર્પે છે.

દિવ્યકુમારનાં આ કાર્યોમાં જ્યોતિ હરનિશ તેને મદદ કરતી રહે છે. જ્યોતિએ મુંબાઇમાં "સ્નેહ-લગ્ન સહચરી મંડળ" નામની એક સંસ્થા સ્થાપી છે, અને તેની અનેકી શાખા મુંબાઇનાં જુદાં જુદાં પરાંમાં સ્થાપી છે. એ સંસ્થામાં સ્ત્રીહિતના અનેક પ્રશ્નો ઉપર વિચારણા થાય છે; ચર્ચાઓ ચાલે છે; અને ઠરાવો કરીને તે ઠરાવોનું પરિપાલન કરવા માટે પ્રતિજ્ઞાઓ લેવરાવવામાં આવે છે. લગ્નોના કરૂઢિયો દૂર કરાવીને વિશુદ્ધ સ્નેહથી પ્રેરાયલાં લગ્નો કરાવવાં

જ્યોતિ મથે છે અને મંડળની આઓને બનતી પ્રત્યેક પ્રકારના સહાય કરીને તેમને સુખી અને સંતોષી બનાવવા તલસે છે.

મર્હુમ મધુસૂદનરાયની ઇચ્છા મુજબ જ્યોત્સ્નાને દિવ્યકુમારે પોતાના વાલકેશ્વરના બંગલામાં વસવા દીધી છે; એટલે તેનો મિત્ર જગદીશ પણ ત્યાંજ રહે છે. આ દંપતી પાંચ વર્ષ દરમ્યાન ચિત્ર-કાર-દંપતી બન્યું છે. જ્યોત્સ્ના સુંદર ચિત્રો દોરતાં શીખી ગઇ છે અને હિંદુ સંસારનાં અનેક દશ્યોનાં ચિત્રો દોરીને હિંદુ સંસારની કુરૂઢિયો દૂર કરાવવાના કાર્યમાં આ ચિત્રકાર-દંપતી સહજીવન ગાળે છે.

વાચકવૃન્દ ! આ સુખી ચિત્ર વચ્ચે સુખદ તરંગાવલિમાં કે સુમધુર સ્વપ્નસૃષ્ટિમાં તમને તમારી મેળે મ્હાલતા છોડીને, ‘ સુખી રહો ’ એવી મંગલમય આશિષ દેતી, આ નમ્ર લેખકની લેખિની અત્રે અટકે છે.



## અશુદ્ધિ-શોધન.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૩ | ૯ | મારલા | મારવા |
| ૫૦ | ૧૭ | વિના તે તેમની | વિના તેમની |
| ૮૬ | ૧૨ | માટે મંદીમાં છે; | માટે તેજ છે; |
| ૮૬ | ૧૩ | માટે તેજ છે; | માટે મંદીમાં છે. |
| ૨૧૬ | ૨૧ | વજન | વચન. |